

રસૂલ હમઝાતોવને આમ કહેવાનો અધિકાર છે: "મારા સમકાલીન, તારી જેમ જ હું પણ સદીના વચગાળામાં, દુનિયાના કેંદ્રમાં, મહાન ઘટનાઓના સંજોગોમાં, જીવન જીવ્યો છું: દરેક ઊથલપાથલ સમજો કે લેખકના હૃદયને સ્પર્શી જતી હોય છે. ઘટનાઓ સાથે સંકળાયેલ ખુશી અને ગમ કલાકાર ઉપર અસર પાડયા વગર જ પસાર ન થઈ શકે. એ ઘટનાઓ હિમમાં [illegible] આવેલી નિશાની નહિ પરંતુ [illegible]માં કરવામાં આવેલી કોતરણી સમી હોય છે. હવે હું ભૂતકાળના મારા બધા અનુભવો અને ભવિષ્ય વિશેના મારા બધા વિચારો લઈને તારી પાસે આવું છું, તારું બારણું ખખડાવું છું, અને તને કહું છું: 'મારા ભલા દોસ્ત, હું છું, મને અંદર આવવા દે.'"

વાચક! તેમની વાત માની લે, ઊંચા પહાડો તથા ખીલી ઊઠેલી ખીણોની, વેગે વહેતી સરિતાઓ તથા દૂર સુદૂરનાં ગામોની, અને આત્મીયતાની દુનિયામાં પડતું બારણું ખોલી નાખ!

'મારું દાઘેસ્તાન' કવિની સદ્કૃતિ છે.



રસૂલ હમ્ઝાતોવ · મારું દાઘેસ્તાન



અનુવાદકો :

ગદ્ય — અતુલ સવાણી

કાવ્યો — બિરાદર આયાચી નારસિંહજી

ચિત્રકાર — મ. એલ્કોનિના

Р. Гамзатов

МОЙ ДАГЕСТАН

Книга I

*на языке гуджарати*

R. Gamzatov

MY DAGHESTAN

Book One

*in Gujarati*



સોવિયેત સંઘમાં મુદ્રિત

Г $\frac{4702040000-515}{031(01)-86}$ без объявл.

ISBN 5-05-001582-0

ISBN-5-05-001583-9

અનુક્રમણિકા

રસૂલ હમઝાતોવની વાત કરવી એટલે દાઘેસ્તાનની વાત કરવી. કોકેસસના પહાડોના એ દેશમાં ૩૬ પ્રજાઓ વસે છે, અને તેમાં અવાર પ્રજા સામેલ છે. હમઝાતોવ અવાર છે. વધુમાં: રસૂલ હમઝાતોવની વાત કરવી એટલે કવિતાની વાત કરવી, રસૂલ હમઝાતોવે તેમાં ઉમેરેલાં ઝળકતાં પૃષ્ઠોની વાત કરવી. રસૂલ હમઝાતોવ દાઘેસ્તાનના અત્યંત લોકપ્રિય કવિઓમાં સામેલ છે. તેમણે કવિતાનાં અનેક પુસ્તકો લખ્યાં છે. તેમાં કવિતાના પુરાણા મનોહર રૂપને ફરી જીવંત બનાવતી આઠ પંક્તિઓની અદ્‌ભુત રચનાઓ સામેલ છે. રસૂલ હમઝાતોવની વાત કરવી એટલે હમઝાત ત્સાદાસની વાત કરવી. હમઝાત ત્સાદાસે અવાર રાષ્ટ્રીય સંસ્કૃતિને ઉગારી લેવાની અને વિકસાવવાની દિશામાં ઘણું ઘણું કર્યું હતું. આપણે આરંભ ત્યાંથી

કરીએ. સોવિયેત સર્વજ્ઞાન કોશ વાંચશો તો તમને જાણવા મળશે: '... હમઝાત ત્સાદાસ (૧૮૭૭-૧૯૫૧) અવાર કવિ હતા, ૧૯૩૪થી દાઘેસ્તાનના લોક-કવિનો ઈલકાબ ધરાવતા હતા. રસૂલ હમઝાતોવના પિતા હતા ..." રસૂલ હમઝાતોવનો જન્મ સુખ્યાત કવિના, પોતાની પ્રજાના ઈતિહાસમાં ગૌરવમય સ્થાન ધરાવનારા કવિના, પરિવારમાં થયો હતો, એ બાબત તેમને માટે બેશક બહુ મહત્ત્વની બની રહી. એથી તેમના શિરે મોટી જવાબદારી આવી. હમઝાતના સુપુત્ર રસૂલે સાહિત્યના સર્જનનો આરંભ નાની ઉંમરે કરી દીધો હતો. તેમણે ચૌદ વરસની ઉંમરે કાવ્યો પ્રગટ કર્યાં હતાં. તેમને કલાની દુનિયામાં પોતાનો પંથ ખોળવો પડયો હતો, અને દાઘેસ્તાનની પૂરી પ્રજાની દૃષ્ટિમાં ભારે મહત્ત્વનું સ્થાન ધરાવતા પિતાની તેજસ્વી પ્રતિભાની પૃષ્ઠભૂમિમાં એ કાર્ય બહુ કઠિન હતું. રસૂલ પોતાના વતનના વૃક્ષની મજબૂત અને અદ્‌ભુત શાખા તરીકે મોટા થયા, એ શાખાનાં આગવાં ફળો ઊતર્યાં અને તેમાં 'મૂળ'ના આદર્શો સાકાર થયા. હવે રસૂલ હમઝાતોવ પિતાની જેમ દાઘેસ્તાનના લોક-કવિનો ઈલકાબ ધરાવે છે. તેમને સમાજવાદી શ્રમવીરનો ઈલકાબ એનાયત કરવામાં આવ્યો છે, અને લેનિન પારિતોષિક આપવામાં આવ્યું છે. તે સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતના તેમ જ તેના અધ્યક્ષમંડળના સભ્ય છે. તેમને લોકોનો અપાર પ્રેમ સાંપડયો છે. તેમને વાંચકો અને શ્રોતાઓનો ઊંડો પ્રેમ મળ્યો છે. રસૂલ હમઝાતોવ ઘણી વાર મોટા અને વિવિધ શ્રોતાગણો સમક્ષ પ્રવચન કરે છે. તેમને પોતાની પ્રજાનો, આખા કોકેસસનો, પૂરા સોવિયેત સંઘનો, પારાવાર પ્રેમ સાંપડયો છે. એટલે તેમના ગદ્યના પુસ્તકે ઊંડો રસ અને કુતૂહલ જગાવ્યાં છે. તેમની કૃતિ વિશે આરંભના અભિપ્રાયોમાંથી જ સ્પષ્ટ થઈ ગયું હતું કે તેને મોટી સફળતા મળશે.

આ બધા ઉલ્લેખો વાચકને જણાવવા માટે જરૂરી હતા કે જીવનને



ખૂબ ચાહનાર, માણનાર, અને વધારે સુંદર બનાવનાર માનવી રસૂલ હમઝાતોવ કોણ છે. પરંતુ 'મારું દાઘેસ્તાન' પુસ્તકના લેખકની વાત કરવા કરતાં એ કૃતિની વાત કરવાનું ઘણું વધારે મુશ્કેલ છે. બાબત એમ છે કે આ પુસ્તક નથી નવલકથા, નથી વાર્તા, નથી તવારીખ, કે નથી દસ્તાવેજ. આ પુસ્તક શૈલી તથા રૂપની બધી વ્યાખ્યાઓ તથા ફેરફારને પાર કરી જાય છે. તે એકદમ મુક્ત છે, અને રૂપકની ભાષામાં તેની તુલના પંખીના ઉડાન સાથે કરી શકાય. તેની ઊંચાઈએથી વતનના પહાડો તથા ખીણોને, ગામો તથા શહેરોને, મકાનો તથા બજારોને, ગરુડો તથા બકરાંને, ખુશી તથા ગમગીનીને, ભૂતકાળને, અને કદાચ ભવિષ્યને નીરખી શકાય છે. સમગ્ર દૃષ્ટિએ જોતાં, તે આત્મકથનાત્મક કૃતિ છે. પરંતુ આ જીવનકથામાં અનેક કથાવસ્તુઓ તથા અનેક અવાજો છે. તે કવિની, તેના વતનના ગામની, અને તેના લોકોની જીવનકથા છે. આ જીવનકથામાં અનેક ઘટનાઓ છે, તે બહુ કાવ્યાત્મક અને મુક્ત છે. તે બહુ ઊર્મિપ્રધાન કૃતિ છે, અને તેમાં મઝાનો વિનોદ ભરેલો છે. એ વિનોદમાં પુરાતન દાબડાની જેમ અનેક ગુપ્ત ખાનાં છે. રસૂલ હમઝાતોવ લોકવાણીના, તેના રણકારના, ઉસ્તાદ છે, પરંતુ સાથોસાથ શૈલીઓનો અણધાર્યો સમન્વય સાધી શકે છે અને પોતાના સમકાલીનોની ભાષામાં બોલવા લાગે છે.

પુસ્તકના પાયામાં બહુ સાદી સાહિત્યિક રીત છે. રસૂલ હમઝાતોવ જાણે વાચકની સલાહ માગતા હોય એ પોતાના ભાવિ પુસ્તકની પ્રસ્તાવના લખે છે. તે એ પુસ્તક વિશે વિચાર કરે છે, તેની ધારણા કરે છે, બહુ મહત્ત્વના ન લાગે એવા ઘણા સવાલો તથા ખ્યાલો તરફ વળે છે, કશુંક યાદ કરાવે છે, વાચક અને મિત્રો તેમ જ સંબંધીઓ જોડે, પોતાના ગામના લોકો જોડે, વાત કરે છે. તે આપણને કોકેસસની ભૂમિ, કવિતા, જીવન, લોકો, અને ઈતિહાસ

વિશે પુષ્કળ રસપ્રદ માહિતી આપે છે. તે આ પુસ્તકમાં વણીબધી ટૂંકી વાર્તાઓ રજૂ કરે છે, અને તેમાંથી દરેક સ્વતંત્ર કૃતિ બની રહે એવી છે. તે કહેવતો ટાંકે છે, પોતાના અથવા મિત્રોના રમૂજી તથા ગમગીન અનુભવો વર્ણવે છે, અથવા લોકોની યાદમાં સંઘરાયેલી કહાણીઓ જણાવે છે. લેખક ગમગીન બનાવોની વાત કરતી વેળા પણ બીજી કોઈ કહાણી રજૂ કરીને, ટોળ કરી લઈને, કૃતિમાં અંતરાય પાડતાં અચકાતા નથી. એટલે, ટૂંકમાં કહેતાં, તે જાણે સાથીદાર જોડે વાત કરતા હોય એમ વાચક જોડે મુક્ત અને ચેતનમય રીતે વાત કરે છે. એટલે કૃતિની વાચના ક્યારેક અજબ લાગે છે. તેમાં બહુવિધ અને નોખી તરી આવતી બાબતો જોવા મળે છે. એટલે તે આડીઅવળી વહેતી મૌખિક વાણી જેવી લાગે છે. એવાં મુક્ત રૂપોએ પુસ્તકને એકદમ અર્થસભર બનાવી દીધી છે. હમઝાતોવનું પુસ્તક કેવળ લેખકની આંતરિક હસ્તીના પ્રતિબિંબ પૂરતું જ સીમિત નથી, તેમાં અવાર પ્રજાના જીવનનો સંપૂર્ણ જ્ઞાનકોશ પણ અંકિત છે. હમઝાતોવે પોતાને વિશે આમ લખ્યું છે: "મારા પિતાએ મારું નામ રસૂલ પાડ્યું, અરબી ભાષાના એ શબ્દનો અર્થ છે—પ્રતિનિધિ. એવો કવિ સુખી હોય છે કે જેને વિશે વાચકો આમ કહેતા હોય: આ અમારો પ્રતિનિધિ છે, અમારા દેશનો અને અમારી કવિતાનો પ્રતિનિધિ છે. હું ભાગ્યે જ કહી શકું કે મારા નામને સાર્થક કરવાની લાયકાત મારામાં છે, પરંતુ હું એ દિશામાં પૂરી કોશિશો હંમેશાં કરતો રહીશ."

અતીત પર કરશો ભડાકો જો તમે પિસ્તોલથી,
તો અગનગોળો છોડશે ભાવિ, કરી ધડાકો તોપથી.

**(અબૂતલિબનું કથન)**

પથિક, તું જાય વણથંભ્યો, મૂકીને મઢૂલી મારી;
(ને) બારોબાર જવાની અગર હિંમત પડે તારી,
ભલે વરસે કરાનો ધોધ તારા પર પથિક તો,
ભલે ભરખે ઝબકતી વીજળી તુજને પથિક તો.
(અને) પ્રસાદ પીરસેલો પથિક જો ન ગમે તુજને;
તો કરા ને વીજળી તત્કાલ ભરખી લે ભલે મુજને.

**(એક બારણે અંકિત પંક્તિઓ)**

# આમુખને બદલે
# સામાન્ય રૂપે આમુખો વિશે

ઊંઘ ઊડી જાય
ત્યારે જાણે કંઈક કરડયું હોય
એમ બિછાનામાંથી સફાળા કૂદી ન પડો.
પહેલાં વિચાર કરો
કે સ્વપ્નમાં શું જોયેલું.

મને લાગે છે કે ખુદ અલ્લા પણ પોતાના રસાલાને કોઈ મજેદાર કિસ્સો કહી સંભળાવતાં પહેલાં અથવા કોઈ નવું ફરમાન જાહેર કરતાં પહેલાં સિગારેટ સળગાવશે, નિરાંતે સડાકો મારશે, અને ચિંતનમાં ડૂબી જશે.

વિમાન ગગનમાં ઊડતાં પહેલાં પુષ્કળ અવાજ કરે છે. પહેલાં તે વિમાની મથકનું આખું મેદાન પાર કરીને ઊડવાના માર્ગ પર પહોંચે છે, વધારે અવાજ કરે છે, અને માર્ગ પર દોડવા લાગે છે. આ બધું કર્યા પછી જ તે ઉડાન શરૂ કરે છે.

હેલિકોપ્ટરને માર્ગ પર દોડવું નથી પડતું, પરંતુ તે પણ ઊડતાં પહેલાં ખૂબ અવાજ કરે છે, ગરજે છે અને ધણધણાટી બોલાવે છે, આંચકા ખાતું હચમચી ઊઠે છે.



કેવળ પહાડી ગરુડ ખડક ઉપરથી તીરની જેમ નીલા આસમાનમાં ધસી જાય છે, શાહી દમામથી ઊંચે ને ઊંચે ઊડતું જાય છે, અને પછી અલોપ થઈ જાય છે.

કોઈ પણ સારા પુસ્તકનો આરંભ એવી જ રીતે લાંબાલચક અથવા નીરસ આમુખ વગર થવો જોઈએ. પૂરપાટ ધસી આવતા આખલાને તમે શિંગડું ઝાલીને અંકુશમાં ન આણી શકો તો પૂંછડું ઝાલીને તેને થંભાવવાનો પ્રયાસ વ્યર્થ જ જવાનો.

ધારો કે કોઈ ગાયક પોતાનું પંદુર વાદ્ય હાથમાં લે છે. મને ખબર છે કે તેનો કંઠ મધુર છે, પરંતુ તે ગાન શરૂ કરે તે પહેલાં તેની આંગળીઓ તાર ઉપર કેટલીય વાર સુધી સાવ નિરર્થક ફરતી કેમ રહે છે? સંગીતની મહેફિલ શરૂ થતાં પહેલાં કરવામાં આવતા પ્રવચનની, કે રંગમંચ પર નાટકની રજૂઆત પહેલાં આપવામાં આવતા ભાષણની, અથવા જમાઈને લહેજતદાર ખાણાંપીણાંથી ખુશ કરવાને બદલે સસરા તરફથી આપવામાં આવતા કંટાળાજનક ઉપદેશની બાબતમાં પણ મારું મંતવ્ય એવું જ છે.

એક વાર કેટલાક મુરીદો પોતપોતાની તલવારના પાણી વિશે પરસ્પર ડંફાસ હાંકવા લાગ્યા. તેમણે પોતાની તલવાર બહેતરીન પોલાદમાંથી ઘડેલી હોવાની અને તલવાર ઉપર કુરાનની આયતો કોતરેલી હોવાની વાતો કરી. મુરીદોમાં બડે શામીલનો નાયબ હાજી મુરાત પણ સામેલ હતો. તેણે કહ્યું:

"ઝાડના શીતળ છાંયામાં આ બધી દલીલબાજી શાની કરી રહ્યા છો? કાલે પરોઢમાં થનારી લડાઈમાં તમારી તલવારોનું પાણી આપોઆપ જણાઈ આવશે."

**તોપણ**, હું માનું છું કે વાત શરૂ કરતાં પહેલાં અલ્લા નિરાંતે સિગારેટ ચોક્કસ સળગાવશે જ.





**તોપણ**, મારા વતનના પહાડોમાં એવો રિવાજ નથી કે માણસ પોતાના સાક્લ્યાના* ઉંબરાની બહાર જ ઠેકડો મારીને ઘોડા ઉપર સવાર થઈ જાય. એ તો પહેલાં લગામ ઝાલીને ઘોડાને દોરતો આઉલની** બહાર લઈ જશે. તેનું કારણ ઘણું કરીને એવું હશે કે પોતે પાછળ શું છોડી રહ્યો છે અને આગળ માર્ગમાં શું થવાનું છે તેનો વિચાર નવેસરથી કરી લેવાનો ઇરાદો તેના મનમાં હોય. તેનું કામ ભલે ગમે એટલું તાકીદનું હોય તોપણ તે વિચારમાં ડૂબેલો સ્વસ્થ ડગલે ઘોડાને આઉલની બહાર દોરી જશે, અને ત્યાર પછી જ, રકાબને ભાગ્યે જ પગ અડાડતો ઠેકડો મારીને ઘોડા ઉપર સવાર થઈ જશે, કાયાને જીનના આગલા ભાગ ઉપર નમાવી દેશે, અને ધૂળની ડમરી ઉડાડતો અદૃશ્ય થઈ જશે.

હું પણ ઠેકડો મારીને મારા પુસ્તકના જીન ઉપર સવાર થઈ જતાં પહેલાં મનનમાં મશગૂલ થઈને ડગલાં માંડું છું. હું લગામ ઝાલીને મારા તોખારને દોરું છું, તેની જોડાજોડ ચાલું છું. એક પણ શબ્દ ઉચ્ચારતાં પહેલાં હું બોલવામાં ઢીલ કરું છું.

---

* સાક્લ્યા — ગામનું નાનકડું ઘર.
** આઉલ — કોકેસસમાં પહાડી ગામનું સામાન્ય નામ.

માણસ તોતડાતો હોય તો જ તેની જીભ ઉપરથી શબ્દ હળવે હળવે સરકે એવું નથી. તે એકદમ બંધબેસતો, જરૂરી, અને શાણપભર્યો શબ્દ ગોતી રહ્યો હોય ત્યારે પણ એમ બને. મારા શાણપણથી કોઈને વિસ્મિત કરી દેવાની આશા મને નથી, પરંતુ હું તોતડો પણ નથી. હું બંધબેસતા શબ્દો ગોતતો રહું છું અને એટલે ક્યારેક અચકાઉં છું.

**અબૂતાલિબનું કથન:** પુસ્તકનું આમુખ કોઈ વહેમીલી ઓરતે પોતાના ખાવિંદનો ઘેટાંની ખાલનો ફાટેલો કોટ સીવતી વેળા દાંત વડે દબાવી રાખેલા તણખલા જેવું હોય છે. પ્રચલિત માન્યતા છે કે ઓરત એવું કામ કરતી વેળા દાંત વડે તણખલું દબાવી ન રાખે તો ખાલનો કોટ કફનમાં પલટાઈ જાય.

**ફરી અબૂતાલિબનું કથન:** હું અંધારામાં બારણું ગોતવા ફાંફાં મારતા માણસ જેવો છું, અથવા એવા માણસ જેવો કે જેને બારણું મળી ગયું હોય પણ અંદર જવાનું શક્ય કે ફાયદાકારક છે કે નહિ તેની ખાતરી ન હોય. દરમિયાનમાં તે બારણું ખટખટાવતો રહે: ખટ-ખટ, ખટ-ખટ.

"અરે, અંદર રહેતા ભાઈ, તારો ઇરાદો થોડુંક માંસ પકાવવાનો હોય તો ઊઠીને કામે વળગી જવાનો વખત થઈ ગયો છે!"

"અરે, અંદર રહેતા ભાઈ, તારો ઈરાદો જવ ભરડવાનો હોય તો ઉતાવળની જરાય જરૂર નથી! તું તારે સૂતો રહે!"

"અરે, અંદર રહેતા ભાઈ, તારો ઈરાદો બુઝા* પીવાની મજા માણવાનો હોય તો પાડોશીને બોલાવવાનું ભૂલતો નહિ!"

ખટ-ખટ, ખટ-ખટ!

"કેમ, અંદર આવું, કે પછી તું મારા વગર ચલાવી લેશે?"

* બુઝા—બાજરી અને વિવિધ તૂરાં ચીજોનું ખટવેલું અને અથાવેલું પીણું.



બાળકને બોલતાં શીખવામાં બે વરસ લાગે છે, માણસને ચુપ રહેતાં શીખવામાં સાઠ વરસ લાગે છે.

હું બે વરસનો બાબો નથી, હું સાઠ વરસનો પણ નથી. હું મારી જિંદગીના વચગાળે છું, પણ હું સાઠની આયુની વધારે નજીક છું, અને એટલે જ મને સઘળા બોલાયેલા શબ્દો કરતાં વણબોલાયેલો એક શબ્દ વધારે મૂલ્યવાન લાગે છે.

મારી કલમે સર્જેલાં સઘળાં પુસ્તકો કરતાં મેં હજુ ન લખેલું પુસ્તક મને વધારે મૂલ્યવાન લાગે છે. તે મૂલ્યથી પર છે, મારા દિલને સૌથી વધારે પ્યારું છે, અને બેહદ સખતીથી જહેમત કરાવનારું છે.

નવું પુસ્તક તો એવા ઊંડા કોતર જેવું છે કે જેમાં હું કદી દાખલ નથી થયો પરંતુ જેની બન્ને ઊભી કરાડો મારી નજર સામે પાછળ નમવા લાગી ગઈ છે, અને સાદ પાડીને મને ધૂંધળા અંતરમાં બોલાવી રહી છે. નવું પુસ્તક એવા તોખાર જેવું છે કે જેની ઉપર મેં કદી સવારી નથી કરી, એવી કટાર જેવું છે કે જેને મેં કદી મ્યાનમાંથી બહાર નથી કાઢી.

પહાડોમાં વસનારાઓમાં કહેવાય છે: "સબળ કારણ વગર કટાર કદી ખેંચવી નહિ, પરંતુ ખેંચવી જ પડે તો ઘા એવી રીતે મારવો કે સવાર અને ઘોડો બેઉ એકદમ ઠાર થઈ જાય."

પહાડોમાં વસનારાઓ, તમારી વાત તદ્દન ખરી છે.

**તોપણ**, કટાર ખેંચતાં પહેલાં ખાતરી કરી લેવી કે તેની ધાર ખૂબ તેજ છે.

અરે મારા પુસ્તક, તું ઘણાં વરસોથી મારા દિલમાં ઘર કરીને રહ્યું છે. તું એવી ખૂબ પ્યારી લલના જેવું છે કે જેને દૂરથી જોયા કરીએ પરંતુ સ્પર્શ કરવાનો ખ્યાલ સ્વપ્નમાંયે ન આવે. ક્યરેક તે સાવ સમીપ, લગભગ પહોંચમાં, આવી જતી, પણ હું ભીરુ

અને શરમાળ રહેતો, મારા ગાલે શરમના શેરડા પડતા, હું પાછળ હઠી જતો.

એ બધું હવે વીતી ગયું છે, ખતમ થઈ ગયું છે. મેં હિંમતથી તેની સામે જવાનો અને તેનો હાથ ઝાલી લેવાનો નિર્ધાર કર્યો છે. મારી મુરાદ ભીરુ આશકમાંથી હિંમતવાન અને અનુભવી મર્દમાં પલટાઈ જવાની છે. હું ઘોડો પલાણીને તેને ત્રણ વાર ચાબુક ફટકારું છું. જે થવાનું હોય તે ભલે થાય!

**તોપણ,** પહેલાં તો હું અમારી જાતમહેનતથી ઊગવેલી પહાડી તમાકુની સિગારેટ નિરાંતે ધીરે ધીરે વાળું છું. સિગારેટ વાળવામાં જ આટલી મજા આવે છે તો પીવામાં કેટલી વધારે મજા આવવાની!

અરે મારા પુસ્તક, તને લખવાનું શરૂ કરતાં પહેલાં હું કહી લેવા માગું છું કે તું મારી ભીતરમાં કેવી રીતે ખીલી ઊઠયું, તારા નામનો ખ્યાલ મારા મનમાં કેવી રીતે ઝબકી ગયો, હું તને શા માટે લખી રહ્યો છું, અને જિંદગીમાં મારાં લક્ષ્યો કેવાં છે.

હું મહેમાનને રસોઈઘરમાં લઈ જાઉં છું. ત્યાં એક ઘેટાનું કલેવર હજુ સાફ થઈ રહ્યું છે અને કબાબની ખુશબો નહિ પણ લોહીમાંસની ગંધ ફેલાયેલી છે.

હું દોસ્તોને મારા લેખનખંડમાં લઈ જાઉં છું અને ત્યાં પડેલી મારી હસ્તપ્રતોને તેઓ ઉપરતળે કરી નાખે છે.

**જોકે મારા બાપુ કહેતા** કે બીજા લોકોની હસ્તપ્રતોમાં ખાંખાંખોળાં કરનારો ઈન્સાન બીજા લોકોનાં ખીસાંમાં હાથ સરકાવી દેનારા માણસ જેવો હોય છે.

**બાપુ આમ પણ કહેતા:** આમુખ તો રંગશાળામાં આગલી હરોળમાં તમારી સામેની સીટમાં બેઠેલા પહોળી પીઠવાળા અને ફરની ઊંચી ટોપી પહેરેલા માણસ જેવું હોય છે. તે જમણી કે ડાબી બાજુ નમ્યા વગર સીધો બેઠો રહે તો તેનું અહેસાન માનવું રહ્યું. એવો માણસ મને પ્રેક્ષક તરીકે ખૂબ અગવડમાં મૂકી દે છે અને અંતમાં તદ્દન ચીડવી નાખે છે.



**મારી નોટબુકમાંથી:** મારે મોસ્કો અને બીજાં રશિયન શહેરોમાં ઘણી વાર કવિતા-સંધ્યાના મેળાવડાઓમાં શ્રોતાજનો સમક્ષ બોલવું પડે છે. ત્યાં લોકો મારા વતનની અવાર ભાષા સમજતા નથી. હું મારી રીતે ઉચ્ચાર કરીને બોલવાનું શરૂ કરું છું અને તેમને મારે વિશે સંક્ષેપમાં જણાવું છું. ત્યાર પછી મારા રશિયન કવિમિત્રો મારાં કાવ્યોના અનુવાદો વાંચી સંભળાવે છે. તેઓ શરૂ કરે તે પહેલાં મને ઘણું કરીને મારું એક કાવ્ય મૂળ રૂપમાં સંભળાવવાની વિનંતિ કરવામાં આવે છે. "અવાર ભાષાનું તેમ જ કાવ્યનું ધ્વનિગુંજન સાંભળવાની અમારી ઈચ્છા છે." હું સંભળાવું છું. પણ મારો પાઠ ગીતના આરંભ પહેલાં પંદુરના તાર ઉપર નિરર્થક ફરતી આંગળીઓ જેવો જ હોય છે, તેમાં એથી વધારે કશું નથી હોતું.

પુસ્તકનું આમુખ પણ શું આવું જ કંઈક નથી?

**મારી નોટબુકમાંથી:** હું મોસ્કોમાં અભ્યાસ કરતો હતો ત્યારે એક વાર બાપુએ મને શિયાળુ ઓવરકોટ ખરીદવા માટે થોડાક પૈસા મોકલ્યા. બન્યું એવું કે મેં પૈસા વાપરી નાખ્યા અને કોટ ખરીદવાનું રહી ગયું. ઉનાળામાં જે કપડાં પહેરીને હું મોસ્કો જવા નીકળેલો એ જ કપડાં પહેરીને મારે શિયાળાની રજાઓમાં મારે ઘેર દાઘેસ્તાન જવું પડ્યું.

ઘેર પહોંચીને મેં ભાતભાતનાં બહાનાં ઘડી કાઢવાનું શરૂ કરી દીધું, પણ એક બહાનું બીજા કરતાં વધારે પાંગળું ને કઢંગું નીકળે. હું પૂરેપૂરો બહાનાંની જાળમાં સપડાઈ ગયો ત્યારે બાપુ વચ્ચે બોલી ઊઠયા:

"રસૂલ, રહેવા દે! મારે તને બે સવાલ પૂછવા છે."

"પૂછો."

"કોટ ખરીદી લીધો?"

"ના."

"પૈસા વાપરી નાખ્યા?"

"હા."

"હવે વાત તદ્દન સાફ થઈ ગઈ. કહેવાનું બે જ શબ્દોમાં કહી શકાતું હોય તો પછી આટલા બધા નકામા શબ્દોની અને આવા લાંબાલચક ખુલાસાની શી જરૂર હતી?"

બાપુએ મને એ શીખવ્યું.

**તોપણ,** નવું જન્મેલું બચ્ચું એકદમ બોલવાનું શરૂ નથી કરી દેતું. શબ્દ બોલી શકતાં પહેલાં તે બબડે છે. ક્યારેક કોઈ તકલીફને કારણે તે રડવા લાગે ત્યારે તેની માને પણ ખબર નથી પડતી કે બાળકને શી તકલીફ છે.

કવિનો આત્મા શું બાળકના આત્મા જેવો નથી?

**બાપુ કહેતા:** પહાડી ચરાણોમાંથી ઘેટાં પાછાં આવે ત્યારે લોકોને સૌપ્રથમ તો મોખરે ચાલતા ઘેટાનાં શિંગડાં દેખાય, પછી એ ઘેટો દેખાય, અને આખું ટોળું તો ત્યાર બાદ છેલ્લે જ નજરે પડે.

જાન આવવાની હોય કે મૈયત નીકળવાનું હોય ત્યારે લોકોને સૌપ્રથમ તો કાસદ દેખાય.

પહાડી ગામમાં કાસદ આવવાનો હોય ત્યારે લોકોને સૌપ્રથમ તો ધૂળની ડમરી દેખાય, અને પછી ઘોડેસવાર નજરે પડે.

શિકારી પાછો ફરવાનો હોય ત્યારે લોકોને સૌપ્રથમ તેનો ડાઘિયો નજરે પડે.



## આ પુસ્તકને જન્મ કેવી રીતે થયેલો અને તેને ક્યાં લખવામાં આવેલું

નાનકડાં બાળકોને પણ મોટાં સપનાં આવે.
(એક પારણા ઉપર અંકિત પંક્તિ)

જેને એક જ વાર વાપરવાની જરૂર પડવાની હોય
એ હથિયાર આખી જિંદગી કમ્મરે રાખવું પડે.
જેનું રટણ આખી જિંદગી કરવામાં આવે
એ કાવ્યો એક જ બેઠકમાં લખાયેલાં હોય છે.

વસંતના દિવસોમાં એક પંખી આઉલની ઉપર ઊડતું બેસવાની જગ્યા ખોળી રહ્યું હતું. એક સાક્લ્યાના પહોળા, સપાટ, અને સાફ છાપરા ઉપર લંબગોળ શિલા નજરે પડતાં પંખી નીલા ગગનમાંથી નીચે ઊતર્યું અને થાક ખાવા તેની ઉપર બેસી ગયું. એક સ્ત્રી પંખીને પકડી લઈને સાક્લ્યામાં લઈ ગઈ. ઘરમાં સૌને પોતાની તરફ માયા બતાવતાં જોઈને પંખી ત્યાં જ રહી ગયું. ધુમાડાથી કાળી પડી ગયેલી વળી ઉપર જડવામાં આવેલી એક નાળ ઉપર તેણે માળો બાંધ્યો.

મારું પુસ્તક પણ શું એવું જ કંઈક નથી?

મારા કાવ્યાત્મક નીલા ગગનમાંથી નીચે ગદ્યની ખીણ ઉપર મેં કેટલીય વાર મીટ માંડી છે, નીચે ઊતરીને વિશ્રામ લેવાની જગ્યા મારી આંખો ખોળતી રહી છે.

ના, વિમાની મથકમાં ઊતરવાની તૈયારી કરતા વિમાન જોડે તુલના કરવી બહેતર ગણાશે. ધરતી પર ઊતરતાં પહેલાં હું ચકરાવા લઈ રહ્યો છું, પણ ખરાબ હવામાનને કારણે નિયંત્રણ કેંદ્ર મને ઊતરવાની પરવાનગી નથી આપતું. બહોળા ચકરાવામાંથી હું પાછો સીધું ઉડાન કરવા લાગું છું અને ઊડતો જાઉં છું, મારી મંછાની ધરતી વળી નીચે જ રહી જાય છે... આવું ઘણી વાર બન્યું છે.

એટલે મને લાગ્યું કે પથ્થરનો મજબૂત આધાર મેળવવાનું મારા નસીબમાં જ નથી, મારા પગને ધરતી ખૂંદતા જ રહેવાનું છે, પૃથ્વી પર નવાં સ્થળોની તલાશ કરતી રહેતી મારી આંખોને પળભરનોયે વિસામો કદી મળવાનો જ નથી, નવાં ગીતોનું સર્જન કરતા રહેતા મારા દિલને જરા સરખીયે રાહત કદી મળવાની જ નથી.

હળ હાંકતો ખેડુ ઘડીભર થંભીને, ઉપર આસમાનમાં સરકી જતા વાદળને અથવા ઊડતાં સારસોને મીઠી નજરે જોઈ લે, અને પાછો નવું જોર અજમાવતો હળ હાંકવા લાગે, એવી જ રીતે હું અધવચ્ચે પડતા મૂકેલા કાવ્યની રચનાનો તાંતણો ફરી પકડી લઉં છું.

મારી કવિતાને હું ઉપરના આસમાન જોડે ભલે ગમે એટલી સરખાવું, પણ મારી નજરમાં તે ખરેખર તો મારું અનાજનું ખેતર, હળની વાટ જોતી ધરતી, કઠિન કાર્ય, રહી છે. આજ સુધી મેં ગદ્યમાં કશું જ લખ્યું નથી.

એક દિવસે મને એક પત્ર મળ્યો. જેની તરફ હું ઊંડો આદર ધરાવું છું એવા એક સામયિકના સંપાદકનો સંદેશો કવરમાંથી નીકળ્યો. પ્રસંગોચિત ઉલ્લેખ કરી લઉં કે તેના સંપાદક તરફ પણ હું આદર ધરાવું છું. સંપાદકે પત્રનો આરંભ "આદરણીય રસૂલ" લખીને કરેલો. બધી રીતે જોતાં, ઊંડા આદરની ભાવના સૌને આવરી લેતી હતી.

મેં પત્ર ખોલ્યો ત્યારે મને તે છાપરા ઉપર સુકાતી



ભેંસની ખાલ જેવો લાગ્યો. અમારા પહાડી લોકો ખાલને સૂકવવા માટે ઘરનાં સપાટ છાપરાં ઉપર પાથરી મૂકે છે. મેં પત્ર વાંચી લીધો ત્યાર પછી તેનાં પાનાંનો કડકડ અવાજ, સુકાઈ ગયેલી ખાલને સાફલ્યામાં લઈ જવા માટે વાળવામાં આવે ત્યારે થતા અવાજથી જરાય ઓછો નહોતો. માત્ર ખાલની આકરી ગંધની જ કમી હતી. પત્રમાં કશી વાસ નહોતી.

સંપાદકે લખેલું: "અમારા સામયિકના આગામી થોડાક અંકોમાં દાઘેસ્તાનની સિદ્ધિઓ, યશસ્વી કામગીરીઓ, અને રોજિંદી મહેનતનો ચિતાર આપવાનું અમે નક્કી કર્યું છે. તેમાં આપણાં સાધારણ નરનારીઓનું, તેમની ફતેહો અને આકાંક્ષાઓનું, આપણી પહાડી ભૂમિના તેજસ્વી 'ભાવિ'નું, તેની યુગજૂની પરંપરાઓનું, પરંતુ વધારે તો તેના અદ્ભુત 'વર્તમાન'નું નિરૂપણ કરવાની અમારી નેમ છે. અમે નિષ્કર્ષ પર આવ્યા છીએ કે આવી સામગ્રી તમારા જેવી સરસ બીજું કોઈ ન લખી શકે. નવલિકા, લેખ, શબ્દચિત્ર, વૃત્તાંત, કે પછી સાહિત્યનું જે રૂપ તમને ગમે તે તમે પસંદ કરી શકો છો. લખાણ ટાઈપ કરેલાં નવથી દસ પાનાં જેટલું હોવું જોઈએ અને તે અમને વીસથી પચીસ દિવસમાં પહોંચાડવાનું છે. અમે આશા રાખીએ છીએ... અને અગાઉથી આભારની લાગણી વ્યક્ત કરીએ છીએ..."

એક જમાનામાં પુત્રીનું લગ્ન તેની મંજૂરી વગર, આજના લોકોની ભાષામાં કહીએ તો ફક્ત હકીકત તેને જણાવી દઈને, કરી નાખવામાં આવતું. તેને માત્ર એટલું જ કહેવામાં આવતું કે બધું નક્કી થઈ ગયું છે. પરંતુ એ જમાનામાં પણ અમારા પહાડી પ્રદેશમાં કોઈ પોતાના પુત્રના લગ્નની વ્યવસ્થા તેની મંજૂરી વગર કરી નાખવાની હિંમત કદી નહોતું કરતું. કહેવાય છે કે હીદાતલીના અમુક માણસે એક વાર એમ કરેલું. પરંતુ મારા આદરણીય સંપાદક

મહાશય શું પહાડી ગામ હીદાતલીના વતની છે? તેણે મારે માટે બધું ગોઠવી નાખ્યું હતું… પરંતુ મારા દાઘેસ્તાનની કથા નવ પાનાંમાં અને વીસ દિવસની અંદર કહી નાખવાનો ફેંસલો શું મેં કરી લીધો હતો?

મેં ખીજે ભરાઈને મને માઠું લગાડનારા પત્રને મારાથી બને એટલો દૂર ફગાવી દીધો. થોડા વખત પછી મારો ટેલિફોન રણકવા લાગ્યો, અને જાણે ટેલિફોન નહિ પણ તાજું ઈંડું મૂકીને ઊઠેલી મરઘી હોય એમ રણકતો જ રહ્યો. ટેલિફોન બેશક સામયિકના કાર્યાલયનો હતો.

"હલ્લો, રસૂલ! અમારો પત્ર મળ્યો?"

"હા, મળ્યો."

"તો પછી લખાણ ક્યાં છે?"

"વાત એમ છે કે … એટલું બધું કામ પડયું છે… વખત જ મળતો નથી."

"ભાઈ રસૂલ, અમને આમ રખડાવી ન દેવાય. સામયિકનો ફેલાવો લગભગ દસ લાખનો છે. તે પરદેશોમાં પણ વંચાય છે. તમને ખરેખર બહુ કામ રહેતું હોય તો અમે એક માણસને મોકલીએ છીએ. તમે થોડાક ખ્યાલો અને વિગતો એને નોંધાવી દેજો, બાકીનું એ કરી નાખશે. તમારે તો માત્ર એના લખાણ ઉપર એક નજર ફેરવી લેવાની, થોડાક સુધારાવધારા કરવાના, અને પછી મતું. મોટી વાત તો તમારા નામની જ છે."

"મહેમાનને જોઈને ખુશ ન થાય એવો માણસ તો હાડકાં ભાંગી નાખવાને લાયક ગણાય. નાખુશ ડાચું લઈને કે ભવાં ચડાવીને મહેમાનની સામે જાય એવા માણસના ઘરમાં શિખામણ આપનાર વડેરાં કે શિખામણ સાંભળનાર નાનેરાં કદી ન રહો! અમારા વિસ્તારમાં મહેમાનની બાબતમાં અમે એવી લાગણી ધરાવીએ છીએ. પણ



ખુદાને ખાતર સાલિખાલોવને* મારે ત્યાં ન મોકલતા. મારી ખંજરીના સૂર હું તેની મદદ વગર આપમેળે ઠીક કરી લઈશ. આપ મૂઆ વિના સ્વર્ગે ન જવાય. મારી પીઠમાં ચળ ઊપડે તો ત્યાં મારાથી બહેતર બીજું કોઈ ન ખજવાળી શકે."

અમારી વાતનો અંત કંઈક એવા સૂરમાં આવ્યો. વસ્સલામ, વલ્કલામ**! હું એક મહિનાની રજા લઈને મારા વતનના આઉલ ત્સાદા તરફ રવાના થઈ ગયો.

ત્સાદા!.. સિત્તેર હુંફાળા ચૂલા. સિત્તેર ધુમાડિયાંમાંથી નીકળતી નીલી ધૂમ્રસેરો નિર્મળ પહાડી ગગનમાં ફેલાતી રહે. કાળી ધરતી ઉપર સાફલ્યાઓ ખડાં હોય. આઉલ અને ધવલ ઘરોની સામે સપાટ હરિયાળાં ખેતરો પથરાયેલાં હોય. ગામની પાર ઊંચા પહાડોની કતાર છે. આંગણમાં ચાલતી શાદીની ધામધૂમ જોવા માટે અગાસીમાં ભેગાં થયેલાં છોકરાં જેમ કાયા નમાવીને ડોક લંબાવતાં ખડાં રહે એવી રીતે ભૂખરા ખડકો અમારા આઉલની ઉપર ઝળૂંબતા ખડા છે.

હું ત્સાદા પહોંચ્યો ત્યારે મારા મનમાં બાપુએ મોસ્કોના પ્રથમ પ્રવાસ દરમિયાન ઘેર લખેલા પત્રની યાદ તાજી થઈ. બાપુ ક્યારે મજાક કરે છે અને ક્યારે ગંભીર વાત કરે છે એ કળવું હંમેશાં મુશ્કેલ થઈ પડતું. મોસ્કો જોઈને બાપુ વિસ્મિત થઈ ગયેલા:

"લાગે છે કે અહીંયાં મોસ્કોમાં લોકો ખાવાનું રાંધવા માટે ચૂલા નહિ સળગાવતા હોય કેમ કે ઘરની પછીતે કિઝિયાક***

---

* હાલત સરસ હોય ત્યારે અવાર આદમી કહેશે કે "બધું બરાબર સાલિખાલોવની ખંજરીની જેમ ચાલે છે".

** તમારા ઘરમાં સુખશાંતિનું સામ્રાજ્ય રહો!

*** કિઝિયાક — છાણાં.

થાપતી બાઈઓ ક્યાંય દેખાતી નથી અને અબૂતાલિબની બરછટ ટોપી જેવા ધુમાડાના ગોટા છાપરાં ઉપર ક્યાંય નજરે પડતા નથી. છાપરાં ઉપર માટી એકસરખી સપાટ બેસાડી દેવા માટે આપણે ત્યાં વપરાતી લંબગોળ શિલા પણ ક્યાંય દેખાતી નથી. વળી છાપરાં ઉપર ખડ સૂકવતા માણસો મને ક્યાંય નજરે પડયાં નથી. પણ આ લોકો ખડ સૂકવતા નહિ હોય તો ગાયોને શું ખવડાવતા હશે? માથે લાકડાંની કે ઘાસની ભારી લઈને જતી એક પણ બાઈ મેં હજુ સુધી જોઈ નથી. ઝુર્ના* કે ખંજરીના સૂર પણ મારે કાને પડયા નથી. લાગે છે કે અહીંયાં લોકો શાદી કરતા જ નહિ હોય અથવા એને ધામધૂમથી ઊજવતા નહિ હોય. આ અજબ શહેરના રસ્તાઓ પર હું ગમે એટલો રખડું તોપણ એકેય ઘેટું નજરે પડતું નથી. મારા મનમાં સવાલ ઊભો થાય છે કે ઘેર મહેમાન આવે ત્યારે મોસ્કોના લોકો ખાણાની મહેફિલ માટે શું કતલ કરતા હશે? તેઓ પ્યારા દોસ્તની સરભરા ઘેટું કતલ કરીને નહિ તો બીજી કઈ રીતે કરતા હશે? ના, મને આવી જિંદગીની જરાય અદેખાઈ નથી આવતી. હું તો ઘેર ત્સાદા પાછો ફરવા તલસી રહ્યો છું. ત્યાં ઘરવાળીને કહીને ખૂબ લસણવાળી ખિનકાલ** બનાવડાવું અને લહેજતથી પેટ ભરીને ખાઈ શકું..."

વતનના આઉલની જોડે મોસ્કોને સરખાવતાં બાપુને તેમાં બીજી પણ ઘણી ખામીઓ લાગી હતી. મોસ્કોનાં ઘરોની પછીતે કિઝિયાક સુકાતાં ન જોઈને એમણે બેશક મજાક તરીકે અચંબો જાહેર કરેલો, પરંતુ એ વિશાળ શહેર કરતાં પોતાનું નાનકડું આઉલ પોતાને વધારે પસંદ છે એમ કહેતી વેળા એમણે મજાક નહોતી કરેલી. વતનનું

* ઝુર્ના—મોં વડે વગાડવાનું એક પ્રાચ્ય વાજિંત્ર.
** ખિનકાલ—માંસની એક વાનગી.



ગામ ત્સાદા એમને પ્યારું હતું અને પૃથ્વીનાં તમામ પાટનગરોની જોડે પણ તેની અદલાબદલી કરવા એ તૈયાર થાય એમ નહોતા.

પ્યારા ત્સાદા! બાપુને જેમાં અનેક "ખામીઓ" દેખાઈ હતી એ અફાટ દુનિયાને તજીને હું તારે ખોળે પાછો આવ્યો છું. એ દુનિયામાં હું બધે ઠેકાણે ફર્યો છું અને હેરતમાં ગરકાવ કરી દે એવું ઘણું ઘણું મેં જોયું છે. વિપુલ સૌંદર્યથી અંજાઈ ગયેલી મારી આંખો કોઈ એક વસ્તુ પર સ્થિર થઈ શકી નથી. મારી નજર એક ઝળકતા મંદિરથી બીજા ઉપર, એક રૂપાળા વદનથી બીજા ઉપર, ફરી વળી છે, પરંતુ મેં જાણી લીધું છે કે આજે હું ભલે ગમે એટલી સુંદર વસ્તુ નિહાળતો હોઉં તોયે ભવિષ્યમાં મને એથી પણ અધિક સુંદર વસ્તુ નીરખવા મળવાની જ છે... અવનિ તો અસીમ છે.

ભારતનાં મંદિરો, મિસરનાં પિરામિડો, અને ઇટાલીનાં દેવળોની હું ક્ષમા યાચું છું. અમેરિકાના મોટરમાર્ગો, પેરિસના તરુમાર્ગો, બ્રિટનનાં ઉદ્યાનો અને સ્વિટ્ઝર્લેન્ડની પર્વતમાળા તેમ જ પોલૅંડ, જાપાન, અને રોમની રૂપસુંદરીઓની પણ હું એવી જ ક્ષમા યાચી લઉં છું. તમ સૌ માટે મારા દિલમાં પ્રશંસાના ભાવ છલકાય છે, પરંતુ મારા હૈયાના ધબકારા એકધારા રહ્યા છે, મારી નાડીનો વેગ જરાક વધી ગયો હશે પરંતુ એટલો તો નહિ જ કે મારું ગળું સુકાઈ જાય અથવા મને ક્ષણભર તમ્મર આવી જાય.

તો પછી ખડકોના ખોળામાં ગેલ કરતાં સિત્તેર સાક્લ્યાઓને જોઈને મારું હૈયું કેમ આટલું બધું ધડકી ઊઠે છે કે મારી પાંસળીઓ દુખવા લાગે, મારી આંખોમાં ઝળઝળિયાં આવી જાય, અને હું જાણે માંદો કે પીધેલો હોઉં એમ મને તમ્મર આવી જાય?

એમ બની શકે ખરું કે દાઘેસ્તાનનું નાનકડું ગામ વેનિસ, કેરો, અથવા કલકત્તાથી વધારે રળિયામણું હોય? માથે લાકડાંની ભારી લઈને પગદંડી ઉપર કદમ માંડતી જતી અવાર બાઈ શું રૂપાળા

કેશ ધરાવતી ઊંચી સ્કેન્ડિનેવિયન સુંદરી કરતાં વધારે નમણી હશે?

ત્સાદા! હું તારાં ખેતરોમાં રખડું છું અને પરોઢની શીતળ ઝાકળ મારા થાકેલા પગને તાજગી બક્ષે છે. હું મારા મુખ પર પહાડી વહેળાનું નહિ પણ ઝરાનું પાણી છાંટું છું. કહેવાય છે કે તરસ લાગે તો ધરતીમાંથી ફૂટી નીકળેલા ઝરાનું પાણી પીવું. એમ પણ કહેવાય છે—અને બાપુએ પણ એ જ શબ્દો કહેલા—કે ઈન્સાન તો ફક્ત બે જ સંજોગોમાં ગોઠણિયે પડે—ઝરામાંથી પાણી પીવા અથવા ફૂલ ચૂંટવા. ત્સાદા, તું મારો ઝરો છે. હું તારી સામે ગોઠણિયે પડીને તારા જળના મોટા ઘૂંટડા ભરું છું.

મારી નજર સામે એક ઝાંખું ચિત્ર ઊપસી આવે છે: એક શિલા ઉપર કોઈ બેઠું છે—એ હું જ છું, ત્રીસ વરસ પહેલાં. હું શિલા ઉપર બેઠો બેઠો ઘેટાંનું ટોળું નીરખી રહ્યો છું. મારા માથા ઉપર બરછટ ફરની ટોપી અને હાથમાં મોટી ડાંગ છે. મારા પગ ઉપર ધૂળ છવાયેલી છે.

મને એક પગદંડી દેખાય છે અને તેની ઉપર ચાલતા માણસની એવી જ ઝાંખી રેખાઓ નજરે પડે છે—એ હું જ છું, ત્રીસ વરસ પહેલાં. હું પાડોશના આઉલ તરફ જઈ રહ્યો છું; ઘણું કરીને બાપુએ સોંપેલું કોઈ કામ કરવા.

દરેક કદમે મને મારો જ ભેટો થઈ જાય છે, હું મારાં બાળપણનાં વરસોમાં, તેમની વસંતો અને વર્ષાઓમાં, પુષ્પોની અને શરદમાં ખરતાં પાંદડાંની દુનિયાઓમાં, પહોંચી જાઉં છું.

હું કપડાં ઉતારીને ચળકતા જળધોધ નીચે ખડો રહી જાઉં છું. ખડકમાંથી ફૂટી નીકળેલા ઝરાનું પાણી ધસતું નીચે આવે છે ત્યારે આઠ ધારાઓમાં વહેંચાઈ જાય છે પણ ફરી ફરીને ભેગું થઈ જતું આખરે મારા ખભા, કાંડાં, અને માથા ઉપર અફળાય છે. મારા



શીતળ જળધોધની તુલનામાં પેરિસની 'શાહી મહેલ' હોટેલના સ્નાનાગારની ઝારી તો સાવ રમકડા જેવી છે.

પહાડી વહેળામાંથી એક તરફ ટપકતા રહેતા પાણીની નાનકડી તળાવડી ખડકો વચ્ચે રચાઈ ગઈ છે. દિવસે તડકામાં તેનું પાણી હૂંફાળું બની જાય છે. મારા આ પહાડી હોજની તુલનામાં લંડનની 'મેટ્રોપોલ' હોટેલનું નીલરંગી ટબ તો સાવ નાનકડી કૂંડી જેવું છે.

મોટાં શહેરોમાં ફરવાનું મને ખરેખર ગમે છે, પરંતુ પાંચ કે છ વાર લાંબાં ચક્કર મારી લઈએ એટલે આખું શહેર જાણીતું બની જાય, અને પછી ફરવાની ઉત્સુકતા ઓસરી જાય છે.

કિંતુ અહીંયાં મારા આઉલની નાનકડી શેરીઓમાં હું હજારમી વાર ચાલી રહ્યો છું તોયે મનમાં તૃપ્તિના ભાવ જાગતા નથી, આ શેરીઓને ખૂંદવાની ઉત્સુકતા જરાય ઓસરતી નથી.

આ વખતે હું દરેક ઘરની અંદર જઈ આવ્યો. ચૂલામાં આગ બળતી હોય, અથવા અંગારા હજી ચળકી રહ્યા હોય, કે પછી રાખ ઓલવાઈને ટાઢી પડી ગઈ હોય તોપણ કાળની ટાઢી ધોળી રાખથી છવાયેલું મારું માથું મેં દરેક ચૂલે નમાવ્યું.

પહાડી પ્રદેશનાં ભાવિ નરનારીઓના કલબલાટથી કલ્લોલતાં, ખાલી પડેલાં પણ હજુ હૂંફાળાં, અને સાવ ટાઢી પડી ગયેલી ગોદડીઓવાળાં પારણાં પાસે હું ઊભો રહ્યો.

દરેક પારણા પાસે મને લાગ્યું કે જાણે હું જ તેમાં સૂતો છું અને આખી જિંદગી મારી સામે પથરાયેલી પડી છે—પહાડી પગદંડીઓ, રશિયાના વિશાળ રાજમાર્ગો, અને સુદૂર દેશોના મોટરમાર્ગો તથા વિમાની મથકો.

બાળકોની પાસે ઊભો રહીને હું ગુંજારવ કરતો રહ્યો, મેં તેમને હાલરડાં સંભળાવ્યાં, અને મારાં સાદાં ગીતો સાંભળતાં સાંભળતાં બાળકો પોઢી ગયાં.

હું ત્સાદાના કબ્રસ્તાનમાં પણ ફર્યો. ત્યાં ઘાસથી છવાયેલી પુરાણી કબરોની જોડાજોડ બનાવવામાં આવેલી નવી કબરોમાંથી તાજી ખોદેલી ધરતીની સુવાસ ચોમેર ફેલાઈ રહી હતી.

મેં મૈયતવાળાં ઘરોમાં ચુપચાપ બેસીને રીતરિવાજમાં ભાગ લીધો અને શાદીની નાચગાનની મહેફિલોમાં પણ હું ઉમંગથી સામેલ થયો. અગાઉ કદી ન સાંભળેલી એવી અનેક કથાકહાણીઓ મેં સાંભળી. મેં એક વાર જાણેલું પણ પછી ભુલાઈ ગયેલું ઘણું પાછું મારા મનમાં તાજું થયું, સ્મૃતિનાં અતલ અને ઘેરાં ઊંડાણોમાંથી પાછું સપાટી ઉપર તરી આવ્યું...

જે કંઈ નૂતન હતું તે મેં નજરે જોયું, મેં પુરાણી વાતો સાંભળી અને યાદ કરી, મારા વિચારોએ ત્રાક ઉપર વીંટાતા જતા વિવિધરંગી ત્રાગડાઓ જેવું રૂપ ધારણ કરી લીધું. આ ત્રાગડાઓ વડે વણી શકાય એવા બહુરંગી ગાલીચાની રૂપરેખા મેં મારા માનસપટમાં દોરી.

કાલે જ રમતાં ભેરુઓ સંગ, શોરબકોર કરી અને;
પરિન્દાંના માળલા પીંખ્યા, જઈને ત્યાં અમે;
વફા બંધન માંગતા ત્યાં, નયન નીલાં પ્રગટિયાં,
અચાનક ને એ જ વખતે, થઈ ગયો હું પીઢ ત્યાં.

પીઢ સજ્જન સમજતો, કાલે જ હું મુજને થયો;
આદર અને ઈજ્જત મળી, સુજાણ સમજુ હું થયો;
પ્રેમ દીપક પ્રગટિયા, સનમુખ મીઠું મલકતા;
ને અચાનક હું એ જ વખતે, ફરી થયો જુવાન ત્યાં.

હા, મારું પ્રેમનું કાવ્ય અધૂરું છે. પ્રીતમ અને પ્રેયસી. પ્રીતમ એટલે હું, અને મુખ્ય નાયિકા છે સનમ. મારે કાવ્ય પૂરું કરી નાખવું જોઈએ, પરંતુ મારા મનની હાલત એવી છે કે જાણે હમણાં જ મને



ચિંતાજનક તાર મળ્યો હોય અને મારે બધાં કામ પડતાં મૂકીને એકદમ એરપોર્ટ રવાના થઈ જવાનું હોય.

**અથવા આમ બની શકે** — પહાડી પ્રદેશમાં કોઈ બાઈ પરોઢિયે ચૂલો સળગાવી રહી હોય ત્યારે તે આગલા દિવસનું વધેલું ખાવાનું ગરમ કરવાની તૈયારીમાં હોય. એ ખાવાનું આખા કુટુંબને પૂરું પડે એટલું હોય. અચાનક કોઈ અણધાર્યો મહેમાન આવીને બારણું ખટખટાવે, અને વાસી ખોરાકનું તપેલું બાજુ પર મૂકીને તાજું ખાણું પકાવવું પડે.

**અથવા આમ બની શકે** — શાદીની મહેફિલમાં જુવાનોનું જૂથ પોતાના ભાઈબંધ અને ભેરુ વરરાજાની પાસે બેસી જાય, પણ એટલામાં મોટરાઓ અણધાર્યા ખંડમાં દાખલ થતાં સૌ જુવાનોને એકદમ ઊઠીને જગ્યા આપી દેવી પડે.

**અથવા આમ બની શકે** — મહેમાનઘરમાં મોટેરાઓનો ડાયરો ભેગો થયો હોય અને બાળકો પણ એક ખૂણામાં રમતાં હોય. અણધારી કોઈ મહત્ત્વની બાબત વિશે વાતચીત જરૂરી બની જતાં, મોટેરાઓ બાળકોને બહાર મોકલી દે.

ક્યારેક મને લાગે છે કે હું શિકારી, માછીમાર, અથવા ઘોડેસવાર જેવો છું. હું ખ્યાલોની ખોજ કરતો રહું છું, તેમને પકડીને પલાણું છું, અને પછી એડી મારું છું. વળી ક્યારેક મને લાગે છે કે હું હરણ, માછલું, અથવા ઘોડો છું અને ક્રમ પલટાઈ જાય છે. ખ્યાલો અને ભાવો મને ખોળી કાઢે છે, પકડીને પલાણે છે, અને મારી ઉપર કાબૂ જમાવી દે છે.

પહાડોની ભૂમિમાં ખ્યાલો અને ભાવો ખરેખર મહેમાનની જેમ આવી ચડે છે, વણબોલાવ્યા અને કશી ચેતવણી વગર. મહેમાનની જેમ જ, તેમનાથી પણ છુપાઈ ન જવાય કે છૂ ન થઈ જવાય.

અમારે ત્યાં પહાડી વિસ્તારોમાં મહેમાનોની અંદર મહત્ત્વના અને સાધારણ કે ચડિયાતા અને ઊતરતા જેવા દરજ્જા નથી પાડવામાં આવતા. સાવ સાધારણ મહેમાન પણ અમારી દૃષ્ટિએ ફક્ત એટલા માટે મહત્ત્વ ધરાવે છે કે તે મહેમાન હોય છે. તદ્દન સાધારણ મહેમાનને પણ ઘરના સૌથી વડેરા માણસ કરતાં વધારે આદરને પાત્ર ગણવામાં આવે છે. મહેમાન અમારે ત્યાં આવે ત્યારે અમે તેને પૂછવા નથી લાગતા કે તમે ક્યાંથી આવો છો, અમે તો મહેમાનને આવકારીને ઘરમાં લઈ જઈએ છીએ, તાપણા નજીક માનમરતબાની જગ્યાએ બેસાડીએ છીએ અને આરામ માટે તકિયા આપીએ છીએ.

પહાડી ભૂમિમાં મહેમાન હંમેશાં અણધાર્યો આવી ચડે છે, પરંતુ મહેમાનો કદી અણધાર્યા નથી હોતા, ઓચિંતા નથી આવી પડતા, કેમ કે હર વખત, હર ઘડી, અને હર પળે મહેમાનની સરભરા કરવા અમે તૈયાર રહીએ છીએ.

પહાડી ભૂમિમાં મહેમાન જેવી રીતે આવી ચડે છે એવી જ રીતે આ પુસ્તકનો ખ્યાલ મારા મનમાં આવેલો.

**અથવા આમ બની શકે**—કશું બહેતર ન સૂઝે એટલે તમે ફક્ત પંદુરના સ્વરમેળની ચોકસાઈ કરી લેવાના ઈરાદે સુસ્ત ભાવે તેને ખીંટી ઉપરથી ઉતારીને તાર ઉપર આંગળીઓ ફેરવવા લાગો, એટલામાં તમારા મનમાં સંગીત સ્ફુરે, સૂર એકધારા વહેવા લાગે અને તને તમે ગાન શરૂ કરી દો, તમને ખબરેય ન પડે એમ રાત વીતી જાય અને પ્રાગડના દોરા ફૂટવા લાગે.

**અથવા આમ બની શકે**—કોઈ જુવાન નજીવા કામ સારુ પાડોશના આઉલે જવા નીકળે, અને ઘોડા ઉપર પોતાની પાછળ બેસાડેલી રૂપાળી લાડી લઈને પાછો આવે.

વહાલા સંપાદક મહાશય, તમારા પત્રમાં તમે કરેલી માગણી



હું પૂરી કરીશ. હું દાઘેસ્તાન વિશે એક પુસ્તક લખવાનું થોડા વખતમાં જ શરૂ કરી દઈશ. પરંતુ તમે નક્કી કરેલી અવધિ હું નહિ પાળી શકું. એ બદલ મને માફ કરજો. મારે ઘણી પગદંડીઓ ખૂંદવાની છે, અને અમારી પહાડી ભૂમિમાં પગદંડીઓ વાંકીચૂકી તેમ જ સીધા ચઢાણવાળી હોય છે.

મારા પહાડો અગણિત અણઘડ્યા મોતીઓની જેમ સુદૂર અંતરે ચળકારા મારે છે. મારો તોખાર અફાટ વિસ્તારો માગે છે, તમે નિર્દેશેલી સાંકડી ખીણમાં ફાળ ભરવા એ તૈયાર નથી.

મારા દાઘેસ્તાનને તમારા નવ કે દસ પાનાંમાં વીંટી લેવાનું પણ મારે માટે શક્ય નથી. વળી દાઘેસ્તાનની "સિદ્ધિઓ, યશસ્વી કામગીરીઓ અને રોજિંદી મહેનતનો ચિતાર" અને "સાધારણ નરનારીઓનું, તેમની ફતેહો અને આકાંક્ષાઓનું", અને મારી પહાડી ભૂમિના "'ભાવિ'નું, તેની યુગજૂની પરંપરાઓનું, પરંતુ વધારે તો તેના અદ્ભુત 'વર્તમાન'નું" નિરૂપણ હું નહિ લખી શકું.

મારી કમજોર કલમ એટલો ભારે બોજ ઉઠાવી ન શકે. તેની ટાંક ઉપર વળગેલું રોશનાઈનું નાનકડું બુંદ વિશાળ ધીર સરિતાઓ અને ધોધમાર ધસમસતાં પહાડી વહેણોને, આખા જગતના ભાગ્યને અને એક ઈન્સાનના કિસ્મતને, આવરી ન જ શકે.

મોટા પંખીના બદનમાં ઘણું રક્ત હોય, નાનકડા પંખીની ટચૂકડી કાયામાં થોડુંક લોહી હોય. રુધિરના પ્રમાણનો આધાર પંખી ઉપર હોય છે.

**કહેવાય છે** કે એક વાર કોઈ ફળનો ઠળિયો ફેંકી દેવામાં આવ્યો. તે જઈને હરણના માથા ઉપર પડયો, અને તેમાંથી હરણને માથે અદ્ભુત શિંગડાં ઊગી નીકળ્યાં.

**કહેવાય છે** કે દુનિયામાં **અલી** ન થયા હોત તો **ઉમર** પણ કદી

ન જ થયા હોત. રાત ન હોત તો પ્રભાતનો ઉદય ક્યાંય ન જ થતો હોત.

**કહેવાય** છે કે —"ગરુડ, તારો જન્મ ક્યાં થયેલો?"

"સાંકડી ખીણમાં."

"ગરુડ, તું ક્યાં ઊડી રહ્યું છે?"

"અફાટ આસમાનમાં."



## આ પુસ્તક અને તેના નામનો અર્થ

ઊજવું ઉત્સવ ઉમંગે, કોઈક વખતે હું ભલે;
કારમો પડઘમ પડે, ચેતાવવાનો મુજ ડંકે.
(એક ઘંટ ઉપર અંકિત શબ્દો)

હતો પિતા બહાદુર ને ઈમાની, થશે આ પણ એવો;
કરે ના કલંકિત નામ પિતાનું, બનશે પુત્ર તેવો;
ખીંટીએ લટકે કટાર પિતાની, શોભે દીવાલ્ અનેરી;
કથા ગુંજે હાલરડે મધુર, તેના પરાક્રમ કેરી.
(એક પારણા ઉપર અંકિત શબ્દો)

પહાડી આદમીને બે ચીજો વહાલી હોય — તેની પાપાખા* અને તેનું નામ. જેની પાપાખા નીચે માથું હોય તે જ એ ટોપી પહેરી રાખે, જેના દિલમાં જોમ હોય તે જ પોતાનું નામ નિષ્કલંક રાખી શકે.

આમારા સાક્લ્યાની ભીંતોની ઉપર છતમાં પિસ્તોલની ગોળીઓનાં ઘણાં નિશાનો છે. મારા બાપુના દોસ્તો છતમાં પિસ્તોલના બાર કરીને, આસપાસના પહાડોનાં ગરુડોને જણાવે કે તમારા એક

* પાપાખા — ઊંચી બરછટ કોકેસિયન ટોપી. તેમાં સામાન્ય રીતે ઘેટાની ખાલ બહારની તરફ વાળેલી હોય છે અને ઉપરના સપાટ ભાગ ઉપર કાપડનું આવરણ હોય છે.





ભાઈનો જન્મ થયો છે, દાઘેસ્તાનમાં એક નવા ગરુડનો ઉમેરો થયો છે.

પિસ્તોલના બારથી કે ગોળીથી પુત્ર બેશક પેદા ન જ થાય, પરંતુ પુત્રના જન્મનો પ્રસંગ મનાવવા માટે ગોળીબાર તો હંમેશાં થવો જ જોઈએ.

મારો જન્મ થયો ત્યારે બાપુના એક દોસ્તે મારા માનમાં બે ગોળીબાર કરેલા — એક છતમાં અને બીજો ફરસમાં.

માએ મને વાત કરી કે મારું નામ કેવી રીતે પાડવામાં આવેલું. હું કુટુંબમાં ત્રીજો દીકરો હતો. એક દીકરી, એટલે મારી બહેન, પણ હતી. પરંતુ આ તો આદમીઓની, દીકરાઓની વાત છે.

પ્રથમ પુત્રનું નામ તો તેના જન્મ પહેલાં જ ઘણા વખતથી નક્કી હતું કેમ કે મરહૂમ દાદાનું નામ જ રિવાજ મુજબ તેનું નામ પાડવાનું હતું. આઉલમાં વસતા બધા માણસો આ વાત જાણતા અને કહેતા કે થોડા વખતમાં હમઝાત કુટુંબમાં એક નવા મહોમેતનું આગમન થશે.

દાદાના આંગણમાં બિલાડાં અને કૂતરાં કદાચ ક્યારેક દાખલ થયાં હોય, પરંતુ એ સિવાય બીજું કોઈ ચોપગું જનાવર ક્યારેય

દાખલ નહોતું થયું. તે ધાબળા સિવાય બીજું કશું ભાગ્યે જ ઓઢતા, અને પોશાકની નીચે પહેરવાનાં કપડાં પણ હોય છે એની તેમને ઘણું કરીને ખબર જ નહોતી. દુનિયાનો કોઈ ડૉક્ટર એવી બડાઈ હાંકી શકે એમ નહોતો કે પોતે તેમના દાંત તપાસ્યા છે, નાડી જોઈ છે, ઊંડા કે ઝડપી શ્વાસ લેવડાવ્યા છે, અથવા શરીર તપાસ્યું છે.

વળી તેમના જન્મ કે મોતની ચોક્કસ તારીખોની પણ આખા આઉલમાં કોઈને ખબર નહોતી. બાપુની બદગોઈના ઈરાદે લખવામાં આવેલા એક નિવેદનને સાચું માની લેવામાં આવે તો મહોમેતદાદા અરબી ભાષા થોડીઘણી જાણતા હતા. બાપુએ તેમના નામ પરથી પોતાના પ્રથમ પુત્રનું, મારા સૌથી મોટા ભાઈનું, નામ મહોમેત પાડયું.

બાપુને એક કાકા પણ હતા. તે બીજા પુત્રના જન્મ પહેલાં આ જગત છોડી ગયા. તેમનું નામ આખિલચી હતું.

અમારા કુટુંબમાં બીજો દીકરો થયો એટલે આઉલના માણસો ખુશીના ભાવે કહેવા લાગ્યા: "લો, એક નવા આખિલચીનો જન્મ થયો! આપણા આખિલચીએ ફરી અવતાર લીધો છે. તેના ગરીબ સાકલ્યા ઉપર કાગડો બેસે તો તે અપશુકન નહિ પણ સારા શુકન બની રહો! છોકરો મોટો થાય ત્યારે તેનો સ્વભાવ જેમનું નામ તે ધરાવે છે તેમના સ્વભાવ જેવો જ ઉમદા બની રહો!"

મારા જન્મની વેળા નિકટ આવી ગઈ પણ તાજેતરમાં દુનિયા તજી ગયેલા અથવા પરદેશોમાં ખોવાઈ ગયેલા સગાસંબંધી કે દોસ્તોનાં કોઈ નામ બાપુના ધ્યાનમાં નહોતાં, એવો કોઈ આદમી તેમના ખ્યાલમાં ન આવ્યો કે જેના નામે મારું નામ પાડી શકાય અને હું ઈજ્જતથી એ નામ ધરાવી શકું.

મારો જન્મ થયો એટલે નામ પાડવાના પ્રસંગે બાપુએ આઉલના સૌથી આદરણીય જઈફ માણસોને આમંત્રણ આપીને ઘેર બોલાવ્યા.



એ સૌ આવીને સાકલ્યામાં નિરાંતે ગંભીર ભાવે બેઠા, જાણે કેમ તેમને આખા દેશના કિસ્મતનો ફેંસલો કરવાનો હોય! અમારા બાલખાર કુંભારોના કસબના નમૂના જેવો ગોળ પ્યાલો દરેકના હાથમાં હતો. પ્યાલામાં બેશક બુઝા શરાબ ભરેલો હતો. ફક્ત એક જ માણસના હાથ ખાલી હતા. એ સૌથી જઈફ પુરાતન આદમીના માથાના અને દાઢીના વાળ હિમ જેવા સફેદ હતા.

બાજુના ઓરડામાંથી આવીને માએ મને એ જઈફ આદમીના હાથમાં સોંપી દીધો. હું તેના હાથમાં મારા હાથપગ ઉછાળી રહ્યો હતો એટલામાં મા તેને સંબોધીને બોલી:

"મારી શાદીમાં તમે ક્યારેક પંદુર તો ક્યારેક ખંજરીના સંગાથમાં ગીત ગાયેલાં. મધુર હતાં એ ગીત. અત્યારે મારા બાબાને હાથમાં લઈને તમે કયું ગીત ગાશો?"

"બાઈ! તું એની મા છે, તારે જ એનું પારણું ઝુલાવીને ગીત ગાવાનાં છે. આગળ જતાં પંખીઓ અને નદીઓ એને ગાન સંભળાવશે. સમશેરો અને ગોળીઓનાં ગીત પણ એ સાંભળશે. પણ એને સૌથી મધુરાં ગીત તો એની દુલ્હિન સંભળાવશે."

"તો એનું નામ પસંદ કરો, જેથી હું, એની મા, આપણું આખું આઉલ, અને આખું દાઘેસ્તાન તમે એનું અત્યારે પાડેલું નામ સાંભળે."

જઈફ આદમી મને છત તરફ ઊંચો કરીને બોલ્યો:

"કન્યાનું નામ તારકની જ્યોતિ જેવું કે ફૂલની સૌરભ જેવું હોવું જોઈએ. પુરુષના નામમાં સમશેરોનો ખણખણાટ અને ગ્રંથોનું જ્ઞાન મૂર્તિમંત થવાં જોઈએ. મેં કિતાબોમાંથી ઘણાં નામ જાણ્યાં છે. સમશેરોના ટકરાવમાં પણ મેં ઘણાં નામ સાંભળ્યાં છે. મારી કિતાબો અને મારી સમશેરો મને કાનમાં એક નામ સુણાવે છે — **રસૂલ**."

પછી પયગંબર જેવો લાગતો જઈફ આદમી "રસૂલ" શબ્દ મારા એક કાનમાં હળવેથી અને બીજા કાનમાં મોટેથી સાદ પાડીને બોલ્યો. તેણે રડતું બાળક માતાના હાથમાં સુપરત કરી દીધું, અને બાઈને તેમ જ ઘરમાં બેઠેલા સૌને સંબોધીને કહ્યું :

"આનું નામ છે રસૂલ."

સાકલ્યામાં છવાઈ ગયેલી નીરવતાએ મારા નામને પુષ્ટિ આપી. વડેરાઓએ પ્યાલા ખાલી કરી નાખ્યા, ઊલટા હાથે મૂછો લૂછી નાખી, અને બહાલીનો હકાર ભણ્યો.

પહાડી આદમીને બે ચીજો વહાલી હોય — તેની પાપાખા અને તેનું નામ. પાપાખા કદાચ માથાના પ્રમાણમાં વધારે પડતી ભારે નીકળે. નામની બાબતમાં પણ કદાચ એમ જ બને. લાગે છે કે ઘણી સફરો અને પુષ્કળ વાંચન કરી ચૂકેલા ધવલ કેશધારી વડીલે મારા નામમાં વિશેષ મર્મ અને હેતુ રેડ્યાં હશે.

રસૂલ અરબી ભાષાનો શબ્દ છે અને તેનો અર્થ "દૂત" અથવા વધારે ચોકસાઈથી કહીએ તો "પ્રતિનિધિ" થાય છે. હું કોનો દૂત છું, કોનો પ્રતિનિધિ છું?

**મારી નોટબુકમાંથી :**

બેલ્જિયમ. આખી દુનિયાના કવિઓના, વિવિધ દેશો અને રાષ્ટ્રોના પ્રતિનિધિઓના, એક સંમેલનમાં હું ભાગ લઈ રહ્યો હતો. દરેક વક્તાએ પોતાની પ્રજાની અને તેની સંસ્કૃતિ, કાવ્યસાહિત્ય તથા ભાવિની વાત કરી. પરંતુ લંડનથી આવેલા એક હંગેરિયન, પેરિસથી આવેલા એક એસ્તોનિયન અને સાનફ્રાંસિસ્કોથી આવેલા એક પોલૅંડી જેવા પ્રતિનિધિઓ પણ સંમેલનમાં મોજૂદ હતા. હકીકત એવી હતી — આ લોકોને તેમના કિસ્મતે વતનની ધરતીથી ખૂબ દૂર સાગરો અને પર્વતોની પાર વેરણછેરણ કરી નાખ્યા હતા.



સૌથી વધારે વિસ્મય તો મને એક કવિની આવી ઘોષણા સાંભળીને થયેલું :

"સજ્જનો, તમે સૌ અહીંયાં વિવિધ દેશોથી આવ્યા છો. તમે વિવિધ પ્રજાઓના પ્રતિનિધિઓ છો. એકલો હું જ કોઈ ખાસ પ્રજા અથવા કોઈ ખાસ દેશનો પ્રતિનિધિ નથી. હું તો સઘળાં રાષ્ટ્રો અને સઘળા દેશોનું પ્રતિનિધિત્વ કરું છું. હું તો કવિતાનું પ્રતિનિધિત્વ કરું છું. હા, હું કવિતા છું. હું સમગ્ર અવનિ માટે પ્રકાશતો સૂર્ય છું, ધરતીની રાષ્ટ્રીયતાનો ભેદ કર્યા વગર સર્વત્ર જમીનને પાણી આપતો વરસાદ છું, જગતના તમામ ભાગોમાં એકસરખું ખીલી શકે એવું વૃક્ષ છું."

આટલા શબ્દો બોલીને તે મંચ ઉપરથી ઊતરી ગયો. હાજર માણસોમાંથી ઘણાએ તાળીઓ પાડી. હું વિચારવા લાગ્યો: તેની વાત સાચી છે, અમે કવિઓ બેશક આખી દુનિયા માટે જવાબદાર છીએ, પરંતુ પોતાના વતનની ધરતી જોડે ન સંકળાયેલો ઇન્સાન સમગ્ર અવનિનું પ્રતિનિધિત્વ ન જ કરી શકે. મારી નજરમાં તે એવો માણસ ગણાય કે જે પોતાનું વતન છોડીને નવા દેશમાં વસી ગયો હોય, ત્યાં પરણી ગયો હોય, અને સાસુને મા કહેતો હોય. મારે સાસુના વિરોધમાં કશું જ કહેવાનું નથી, પરંતુ મા સિવાય બીજું કોઈ મા ન હોઈ શકે.

તમને પૂછવામાં આવે કે તમે કોણ છો તો તમે દસ્તાવેજ, તમારો પાસપોર્ટ, બતાવી શકો. તેમાં તમારે વિશે બધી વિગતો લખી હોય.

કોઈ પ્રજાનો પરિચય પૂછવામાં આવે ત્યારે તે દસ્તાવેજની જેમ જ પોતાના વિજ્ઞાનીઓ, લેખકો, કલાકારો અને રાજપુરુષોને પેશ કરે છે.

ઇન્સાને યુવાનીના આરંભથી જ સમજી લેવું જોઈએ કે

આ જગતમાં પોતાનું આગમન પોતાની પ્રજાના પ્રતિનિધિ બનવા માટે થયું છે, અને એ ભૂમિકા અપનાવવા માટે તેણે તૈયાર રહેવું જોઈએ.

આદમીને નામ, પાપાખા, અને હથિયાર આપવામાં આવે છે, તે પારણે ઝૂલતો હોય ત્યારથી જ તેને તેની પ્રજાનાં ગીતો શીખવવામાં આવે છે.

મારું કિસ્મત મને ભલે ગમે ત્યાં લઈ જાય પણ હું તો જ્યાં પહેલી વાર ઘોડો પલાણતાં શીખ્યો હતો એ ધરતી, પહાડો, અને આઉલના પ્રતિનિધિ જેવી જ લાગણી મારા મનમાં હંમેશાં અનુભવું છું. હું જ્યાં હોઉં ત્યાં મને મારા વતન દાઘેસ્તાનનો ખાસ ખબરપત્રી ગણું છું.

પરંતુ હું મારા વતન દાઘેસ્તાનમાં પાછો ફરું ત્યારે સમગ્ર માનવ સંસ્કૃતિના ખાસ ખબરપત્રી તરીકે, મારા સમગ્ર દેશના તેમ જ આખી દુનિયાના પ્રતિનિધિ તરીકે, પાછો ફરું છું.

મુજ વતનની વાતો, કહેવા ચાહું છું ઇચ્છા મુજબ;
કરું કોશિશ લાખો તોય પણ, હું કરી નથી શકતો;
ભરેલા લટકતા થેલા પલાણે, પડ્યા પાછળ જે;
કરું કોશિશ તો પણ ગાંઠ, હું છોડી નથી શકતો.

વતન વાણીમાં, કો નવલું ગીત આલમનું;
કરું કોશિશ હું, પણ તોયે આલેખી નથી શકતો.
મળી સંદૂક મુજને છે, અરે દોલત ભરેલી,
કરું કોશિશ પૂરી, પણ તોયે ખોલી નથી શકતો.

હું મારા ગામવાસીઓ ભેગો સાકલ્યાની સપાટ અગાસીમાં બેઠો છું અને તેમના સંખ્યાબંધ સવાલોના જવાબ આપું છું.



"દૂર દૂરની સફરોમાં તમે આપણા કોઈ દેશવાસીઓને મળેલા કે?"

"આપણા જેવા પહાડો દુનિયામાં બીજે ક્યાંય છે?"

"પરદેશોમાં તમને વતનની યાદે બેચેન બનાવેલા કે? તમને આપણું આઉલ યાદ આવતું?"

"ત્યાં બીજા દેશોમાં લોકો આપણે વિશે કંઈ જાણે છે? તેમને ખબર છે કે આપણે પણ દુનિયામાં વસીએ છીએ?"

હું જવાબ આપું છું:

"આપણે વિશે આપણે જ બરાબર જાણતા ન હોઈએ તો એ લોકો કેવી રીતે જાણી શકે? દાઘેસ્તાનના પહાડોની ખડકાળ ભૂમિમાં આપણે દસ લાખ ઇન્સાનો વસીએ છીએ. જુદી જુદી ચાળીસ ભાષાઓ બોલતા દસ લાખ ઇન્સાનો..."

"તો અમને આપણે વિશે જણાવો, દુનિયામાં વસતા લોકોને આપણી વાત જણાવો. સૈકાઓ દરમિયાન આપણો ઇતિહાસ સમશેર અને કટાર વડે લખાયો છે. એ અક્ષરોને ઉકેલીને માનવીની ભાષામાં ઉતારો. સાદા આઉલમાં જન્મેલા તમે એ કામ નહિ કરી શકો તો બીજું કોઈ તમને એ નહિ કરી આપે."

"તમારા વિચારોના ચુનંદા અશ્વો રચો, પ્રત્યેક તોખાર સરખો જાતવાન હોય, તેમાંથી કોઈ બીજા એકેયથી ઊતરતો ન હોય. એ ઘોડાઓના ટોળાને હાંકીને તમારા સાફ કાગળોનાં ચરાણોમાં દોડાવી મૂકો. તમારા વિચારોને ભડકેલા ઘોડા કે ભેંસોના ધણની જેમ કાગળો ઉપર ફાળ ભરતા દોડાવો."

"તમારા વિચારોની ઉપર પડદો ઢાંકશો નહિ. એમ કરશો તો કોઈ લોભિયો પોતે છુપાવેલી દોલતની જગ્યા જેમ ક્યારેક ભૂલી જાય અને લાલસાને લીધે તેને ગુમાવી બેસે, એવી જ રીતે તમે ભૂલી જશો કે તમારા વિચારોને તમે ક્યાં મૂકી રાખ્યા છે."

"પરંતુ તમારા વિચારો બીજા કોઈને આપી દેશો નહિ. મોંઘું સાધન બાળકને રમવા ન અપાય. બાળક તેને તોડી નાખે, ખોઈ નાખે, અથવા પોતાને જ ઈજા કરી બેસે."

"તમારા ઘોડાની ટેવો વિશે તમારા કરતાં વધારે વાકેફ બીજું કોઈ ન જ હોય."

**બાપુએ ખૂંદેલી પગદંડી વિશે બોધકથા:** અમારા નાનકડા ગામ ત્સાદાથી મોટર વાહનોની એક પાકી સડક જિલ્લા કેંદ્ર અને મહત્ત્વના આઉલ ખુંઝાહ જાય છે. બાપુ જ્યારે ખુંઝાહ જતા ત્યારે સૌની સામાન્ય એ સડકે થઈને નહિ પણ પોતાની પસંદગીની પગદંડીએ થઈને જતા. એને તેમણે જ ગોતી કાઢીને સરખી બનાવી હતી, અને દરરોજ સવારે તથા સાંજે ત્યાં થઈને જતા આવતા.

બાપુ ત્યાં અદ્ભુત ફૂલો શોધી કાઢવાની કરામત જાણતા અને એ ફૂલોના એથીયે વધારે અદ્ભુત ગુચ્છા બનાવતા.

શિયાળામાં તેઓ પગદંડીની બન્ને કિનારીએ હિમ વડે માનવીના, ઘોડાનાં, અને ઘોડેસવારનાં નાનકડાં પૂતળાં બનાવતા. ત્સાદા કે ખુંઝાહના લોકો પૂતળાં જોવા ત્યાં જતા.

ફૂલોના ગુચ્છા કરમાઈ ગયા અને હિમનાં નાનકડાં પૂતળાં પીગળી ગયાં, તેને લાંબો વખત વીતી ગયો છે. પરંતુ દાઘેસ્તાનનાં ફૂલો અને પહાડી ઈન્સાનોનાં કલ્પનો બાપુનાં કાવ્યોમાં જીવંત રહ્યાં છે.

હું હજી અણઘડ કિશોર હતો અને બાપુ જીવતા હતા ત્યારે એક વાર મારે ખુંઝાહ જવાનું થયું. હું સડક મૂકીને બાપુની પગદંડીએ વળવા જતો હતો એટલામાં એક બુઝુર્ગે મને રોકીને કહ્યું:

"તારા બાપુએ બનાવેલી પગદંડી રહેવા દે. તારી પોતાની ગોતી કાઢ."

સલાહ માની લઈને હું બીજો માર્ગ શોધવા લાગ્યો. મારાં ગીતોનો પંથ લાંબો અને વાંકોચૂકો રહ્યો છે, પરંતુ હું એ પંથે જ



આગળ વધી રહ્યો છું અને મારા પોતાના ગુચ્છા માટે રસ્તે ફૂલો ચૂંટતો જાઉં છું.

આ પુસ્તક લખવાનો ખ્યાલ મને એ પંથે ચાલતાં ચાલતાં જ આવ્યો હતો.

આવા ખ્યાલનો ઉદ્ભવ હમલ રહેવા બરાબર છે. શિશુનો જન્મ તો બેશક વેળા આવતાં થાય, પરંતુ તેનો વિકાસ સ્ત્રીના પેટના ગર્ભની જેમ થવો જોઈએ જેથી તેના જન્મ વખતે કપાળેથી પરસેવો નીતરી પડે અને કારમી વીણો ઊપડે. પુસ્તક તો એવી રીતે લખાય.

શિશુનું નામ તેના જન્મ પહેલાં પસંદ કરી શકાય. મારા પુસ્તકને હું શું નામ આપું? કોઈ ફૂલનું નામ પસંદ કરું? કે સિતારાનું? જ્ઞાનના ભંડાર સમાં અન્ય પુસ્તકોમાંથી તો મને સાંપડે ખરું?

ના, કોઈ બીજા આદમીનું પલાણ હું મારા ઘોડાને નહિ બાંધું. પરાઈ સામગ્રીમાંથી લઈ લીધેલું નામ તો કેવળ ઉપનામ બની શકે, હુલામણું નામ બની શકે, ખરું નામ કદી નહિ.

એ બધું તો બરાબર છે, પરંતુ નામ ગોતવા લાગો એટલે તમે તમારા પુસ્તકના વસ્તુ વિશે તેમ જ તમારા લક્ષ્ય વિશે બંધાઈ જાઓ. તમે માથાને બંધ બેસે એવી પાપાખા પસંદ કરો, એથી ઊલટું નહિ. પંદુરના કદના આધારે તેના તારની લંબાઈ નિર્ધારિત થાય.

મારું આઉલ, મારા પહાડો, મારું દાઘેસ્તાન! તું મારા વિચારો, લાગણીઓ અને આકાંક્ષાઓનો માળો બાંધવાનું સ્થળ છે. મને પાંખો ફૂટી કે તરત હું એ જ માળામાંથી ઊડીને ગગનમાં વિહાર કરવા લાગ્યો છું. મારાં બધાં ગીતો એ માળામાં રચાયાં છે. દાઘેસ્તાન મારું ઘર છે, મારું પારણું છે.

તો પછી આ બધી તલાશ શા માટે? પહાડી પ્રદેશમાં સામાન્ય

રીતે પુત્રનું નામ તેના દાદાના નામ પરથી પાડવામાં આવે છે. આ પુસ્તક મારું બુદ્ધિસંતાન હશે, અને હું દાઘેસ્તાનનો પુત્ર છું એટલે હું એનું નામ **દાઘેસ્તાન** પાડીશ. એથી વધારે સમુચિત, સુંદર, અને ચોક્કસ બીજું કોઈ નામ હોઈ શકે ખરું?

કોઈ એલચી કયા દેશનું પ્રતિનિધિત્વ કરે છે તેની જાણ તેની મોટર ઉપર ફરફરતી વાવટી ઉપરથી પડે છે. મારું પુસ્તક મારો દેશ છે, અને તેનું નામ તેનો ધ્વજ બની રહેશે.

લેખકની દુનિયામાં તો વિચારો દરેક શબ્દ માટે દરેક પૃષ્ઠ ઉપર અને દરેક પંક્તિ ઉપર વાદવિવાદમાં ઊતરી પડે. મારા વિચારો પણ આ પુસ્તકના નામ વિશે વાદવિવાદમાં ઊતરી પડ્યા છે. કોઈ આંતરરાષ્ટ્રીય સંમેલનમાં ભાગ લેતા કેટલાય પ્રધાનોની જેમ વિષયસૂચિથી જ શરૂઆત કરી દઈને તેઓ શબ્દોની લડાઈ લડે છે.

એમ, એક પ્રધાન દરખાસ્ત મૂકે છે કે ભાવિ પુસ્તકનું નામ એક જ શબ્દનું હોવું જોઈએ — 'દાઘેસ્તાન'. બીજો પ્રધાન એ વિચારની સામે વાંધો ઉઠાવે છે. સામે ટેબલ ઉપર કાગળો ગોઠવતો તે કહે છે:

"ના, એ નહિ ચાલે, મુદ્દલ નહિ ચાલે. ચોપડીને આખા દેશનું નામ કેવી રીતે આપી શકાય? પિતાની પાપાખા બાળકના માથા ઉપર મૂકવામાં આવે તો માથું તેમાં સાવ ખોવાઈ જ જાય."

"કેમ નહિ ચાલે?" દરખાસ્ત મૂકનાર વાંધો ઉઠાવે છે. "ગગનમાં ચંદ્ર સરકતો હોય અને તેનું પ્રતિબિંબ સમુદ્ર કે સરિતાના જળમાં પડતું હોય ત્યારે પ્રતિબિંબને પણ આપણે "ચંદ્ર" જ કહીએ છીએ, તેને માટે બીજો કોઈ શબ્દ નથી વાપરતા. પ્રતિબિંબને માટે



કોઈ ખાસ નામ ઉપજાવી કાઢવાની જરૂર છે ખરી? એ ખરું કે શિયાળ અને વરુની વાર્તામાં શિયાળ વરુના ભેજામાં ઠસાવી દે છે કે ચંદ્રનું પ્રતિબિંબ તો ચરબીનો લોચો છે, અને મૂઢ વરુ ચરબીની લાલચે પાણીમાં ઝંપલાવે છે. પરંતુ શિયાળની ધુતાઈ ને લુચ્ચાઈ તો જાણીતી છે."

"તોપણ નહિ ચાલે, ઠીક નથી," બીજો પ્રધાન પોતાની વાતને વળગી રહે છે. દાઘેસ્તાન સૌપ્રથમ તો ભૌગોલિક ખ્યાલ છે. તે પર્વતો, નદીઓ, ખીણો અને ઝરણાંનું બનેલું છે, તેમાં સરોવરો પણ છે. 'દાઘેસ્તાન' શબ્દ કાનમાં પડે કે તરત મારી નજર સામે નકશો આકાર ધારણ કરે છે."

"ના, ભાઈ," હું વચ્ચે બોલી ઊઠું છું. "મારું હૈયું તો બસ દાઘેસ્તાનથી જ છલકાઈ રહ્યું છે, અને મારું હૈયું ચોક્કસ નકશો તો નથી જ. મારા દાઘેસ્તાનને ભૌગોલિક અથવા સામાન્ય રૂપે કોઈ જાતની સીમાઓ જ નથી. વળી મારું દાઘેસ્તાન એક સદીમાંથી બીજી સદીમાં સરળ કે સુસંગત રીતે નથી પહોંચી જતું. હું પુસ્તક લખીશ તો તે દાઘેસ્તાનની ગાઈડ નહિ હોય. હું સદીઓને એકબીજીમાં વિલીન કરી દઈશ, અને પછી ઐતિહાસિક ઘટનાઓનું, પ્રજાનું, 'દાઘેસ્તાન' શબ્દનું, અસલ સત્ત્વ તારવી લઈશ."

કદાચ એમ લાગે ખરું કે સઘળા દાઘેસ્તાનીઓનાં મનમાં દાઘેસ્તાનનો અર્થ એકસરખો જ છે. પરંતુ પ્રત્યેક દાઘેસ્તાની પોતાનું આગવું દાઘેસ્તાન નીરખતો હોય છે.

મારે પણ મારું આગવું દાઘેસ્તાન છે, ફક્ત એ એક જ દાઘેસ્તાનને હું જોઈ શકું છું અને જાણું છું. તેના તાણાવાણા મારા અને સઘળા દાઘેસ્તાનીઓના પ્રત્યેક વીતેલા અને વર્તમાન અનુભવમાંથી, તેનાં ગીતો અને સરિતાઓમાંથી, કહેવતો અને ખડકોમાંથી, ગરુડોમાંથી,

ઘોડાની નાળોમાંથી, પગદંડીઓમાંથી, તેમ જ પર્વતોમાં પડતા પડઘાઓમાંથી વણાયેલા છે.

**મારી નોટબુકમાંથી:** હું ને ઉઝબેકિસ્તાનનો એક આદમી કિસ્લોવોદ્સ્કના આરોગ્યધામમાં એક ખંડમાં ભેગા રહીએ છીએ. દરરોજ અરુણોદય અને સૂર્યાસ્તના સમયે અમે એલ્બ્રૂસ પર્વતમાળાનું શિખરદ્વય નીરખીએ છીએ.

મારા મનમાં તરંગ ઊઠે છે કે આ બે શિખરો શામીલના નીડર મુરીદ બે દોસ્તોનાં બોડેલાં અને જંગના જખમોનાં નિશાનોથી ભરેલાં માથાંને ખૂબ જ મળતાં આવે છે. અચાનક મારો સાથીદાર બોલી ઊઠે છે: "આ બે શિખરો જોઈને મારા મનમાં બુખારાના બુઝુર્ગનો ખ્યાલ ઊઠે છે. તેના વાળ સાવ સફેદ છે. તે પુલાવની બે થાળીઓ લઈને જઈ રહ્યો છે, એટલામાં સામે ખીણમાં પ્રભાતના રમણીય દૃશ્યથી મુગ્ધ બનીને તે અચાનક થંભી જાય છે."

**મારી નોટબુકમાંથી:** મારા કલકત્તાના પ્રવાસ દરમિયાન હું રવીન્દ્રનાથ ટાગોરનું ઘર જોવા ગયો. ત્યાં મેં એક એવા પંખીનું ચિત્ર જોયું કે જેનું અસ્તિત્વ દુનિયામાં ક્યાંય કદી જોવામાં આવ્યું જ નથી. એ તો ટાગોરની કલ્પનાના સુફળ રૂપે તેમના આત્મામાં જન્મીને જીવતું હતું. વાસ્તવમાં અસ્તિત્વ ધરાવતાં પંખીઓ વિશે કશો ખ્યાલ તેમને જો ન હોત તો આવા અદ્ભુત જીવના કલ્પનનું સર્જન તેઓ બેશક કદી ન જ કરી શક્યા હોત.

હું પણ એવું અદ્ભુત પંખી ધરાવું છું—મારું દાઘેસ્તાન. એટલે જ, વધારે ચોકસાઈથી કહું તો મારા પુસ્તકનું નામ હોવું જોઈએ **'મારું દાઘેસ્તાન'**. કારણ એ નથી કે તેની ઉપર મારો હક છે, કારણ તો ફક્ત એટલું જ છે કે દાઘેસ્તાન અંગે મારો ખ્યાલ બીજા લોકોથી નિરાળો છે.



એટલે હવે ફેંસલો થઈ ગયો. મારા પુસ્તકનું નામ 'મારું દાઘેસ્તાન' રહેશે.

પ્રધાનોના સંમેલનમાં થોડી વાર ચુપકી છવાઈ જાય છે, કોઈ કશો વાંધો નથી ઉઠાવતું. અચાનક એક પ્રધાન ઊભો થઈને મંચ ઉપર પહોંચી જાય છે.

"મારું દાઘેસ્તાન. મારા પર્વતો. મારી સરિતાઓ. ભલે, એ બધું કંઈ ખાસ ખોટું નથી લાગતું. પરંતુ લોકોની વચ્ચે જિંદગી ગુજારવામાં મજા તો તમે યુવાન હો, વિદ્યાભ્યાસની ઉંમરના હો, ત્યારે જ આવે. આગળ જતાં માણસના મનમાં મંછા જાગે કે મારી પોતાની એક ઓરડી હોય, કે પછી ફ્લૅટ હોય. ફક્ત એટલું કહેવાનું પૂરતું નથી કે 'મારું ઘર'—ઘરની અંદર ચૂલો સળગતો હોય એ પણ જરૂરી છે. ફક્ત એટલું કહેવાનું પૂરતું નથી કે 'મારું પારણું'—પારણામાં બાળક ખિલખિલાટ કરતું હોય એ પણ જરૂરી છે. વળી એટલું કહેવાનું પણ પૂરતું નથી કે 'મારું દાઘેસ્તાન'—એ શબ્દોની પાછળ કશોક ખ્યાલ હોવો જોઈએ: દાઘેસ્તાનનું ભવિતવ્ય, દાઘેસ્તાનનું વર્તમાન સ્વરૂપ. આપણા રાષ્ટ્રકવિ સુલેમાન સ્તાલ્સ્કીના શાણપણ વિશે તો તમે સૌએ સાંભળ્યું જ છે. તેના શબ્દો સાંભળો—'હું લેઝઘિન કે દાઘેસ્તાની કે કોકેસિયન કવિ નથી, હું તો સોવિયેત કવિ છું અને આ બધી અફાટ ભૂમિનો માલિક છું'. ધવલ કેશ ધરાવતા મોલવી સુલેમાને એમ કહ્યું છે. અને તમે એકની એક વાતનો ઢોલ પીટ્યે રાખો છો—મારું આઉલ, મારા પર્વતો, મારું દાઘેસ્તાન. જાણે એમ લાગે કે તમારી નજરમાં તો આખી દુનિયાનો આરંભ ને અંત દાઘેસ્તાનમાં સમાઈ જાય છે. દુનિયાનો આરંભ ક્રેમલિનમાંથી થાય છે, એ શું હકીકત નથી? તમારા પુસ્તકના

નામમાં મને તો એ જ દેખાતું નથી. તમે છાતીની રચના તો કરી છે પણ તેમાં ધબકતું હૈયું મૂકવાનું ભૂલી ગયા છો. તમે બે આંખોની રચના તો કરી છે પણ તેમાં ચિંતનનો ચળકાટ રેડવાનું ભૂલી ગયા છો. ચેતનહીન આંખો બે અંગૂર જેવી લાગે, એથી વધારે કશું જ નહિ."

એવી ઝળકતી ઉપમા ઝબકાવીને ત્રીજો પ્રધાન મોટાઈના ભાવે મંચ ઉપરથી ઊતરે છે અને ખૂબ ગંભીર જાડા ગ્રંથોનાં અવતરણો ટપકાવેલા કાગળોની થોકડી હાથમાં લઈને પોતાની જગ્યાએ જાય છે. તેની નજરમાં એવો ભાવ ભરેલો છે કે જેમ ન્યાયાધીશના ચુકાદામાં કશું ઉમેરી શકાય નહિ એવી જ રીતે મારા શબ્દોમાં બીજા લોકો કશું જ ઉમેરી શકે એમ નથી.

આ તબક્કે સંમેલનનો એક બીજો સભ્ય મંચ ઉપર પહોંચે છે. એ ચેતનમય અને આનંદી માણસ બીજા માણસોની સરખામણીમાં થોડોક યુવાન લાગે છે. તેનું પ્રવચન નિરાળું છે કેમ કે તે કાવ્યની પંક્તિઓના રૂપમાં છે:

બેઠેલો ભલે પંગુ હોય, તો પણ કોઈ કહી ના શકે;
સૂતેલો ભલે અંધ જ હોય, તો પણ કોઈ કહી ના શકે.
જમનારાની જાણ ન થાએ, મર્દ હશે કે કાયર એ?
શાંત રહે જો કોઈ માનવ, મન એનું જાણી ન શકાએ.

"હવે મારે જે કહેવું છે તે સાંભળો," તેની વાગ્ધારા આગળ ચાલે છે. "વિચારનું, ખાસ કરીને મારી પહેલાંના વક્તાએ વ્યક્ત કર્યો છે એવા વિચારનું, અસ્તિત્વ તો સરસ વાત છે. પરંતુ ક્યારેક એવું બને છે કે લોકો માત્ર વધારે પડતા વિચારો જ નહિ બલકે



વધારે પડતી વિચારસરણી પણ ધરાવતા હોય છે જે પ્રસ્તુત વિચારને કદાચ હાનિકારક હોય. હું તમને ઈતેલ ગામના મિખાઈલની વાત યાદ કરાવું."

સભામાં કોઈ જાતનું નિયમન નહોતું એટલે વક્તાએ અમને એ મિખાઈલની વાત કરી.

મિખાઈલ ગ્રીગોર્યેવિચ ગુસેઇનોવ કોમ્યનિસ્ટ પાર્ટીની ખુન્ઝાહ સમિતિના ઘોડારિયાનું કામ કરતો હતો. હકીકતમાં તેનું નામ મિખાઈલ નહિ પણ મહોમેત હતું. તે આંતરવિગ્રહના સમયે ક્યાંક ગયેલો, અને વતનમાં પાછો આવ્યો ત્યારે મહોમેત નહોતો રહ્યો, મીશા બની ગયો હતો. એટલે એમ કે તેણે પોતાનું દાઘેસ્તાની નામ બદલાવી નાખ્યું હતું. ત્યારે તેના ઘરડા બાપે નવા નામવાળા મીશાને કહ્યું:

"તારી માએ તારા મોતનું રોઈ લીધું હોત તો સારું હતું! ખરી વાત કે તારું નામ મેં પાડેલું, અને એ બાબતમાં તારે જે કરવું હોય એ કરવાનો તને હક છે. પણ મારી બાબતમાં માથું મારવાની છૂટ તને કોણે આપી? તને હસન નામ બદલાવીને ગ્રીગોરી કરી નાખવાની છૂટ કોણે આપી? હું તારો બાપ છું, અને હજી જીવતો છું! મારે તો હસન જ રહેવું છે."

પણ આંતરવિગ્રહનો સિપાહી પોતાના ખ્યાલને વળગી રહ્યો. તે મિખાઈલ ગ્રીગોર્યેવિચ જ રહ્યો, અને એ નામે કોમ્યુનિસ્ટ પાર્ટીની ખુન્ઝાહ સમિતિના ઘોડાયિા તરીકે કામ કરતો રહ્યો.

તે નજીવી જાણકારી ધરાવતો હતો, પણ પોતાને ઊંચા આદર્શો ધરાવતો ઈન્સાન ગણતો હતો. અને એ વાત દરેક ઠેકાણે દોહરાવતો હતો. એટલે ઘણા લોકો તેને ઊંચા આદર્શો ધરાવતો, અને એ આદર્શોના બચાવની લડત લડતો, ઈન્સાન માનવા લાગ્યા.

એક દિવસે અમારા શિક્ષક હાજીને ઠપકો મળ્યો કારણ કે તેનો

દૂરના સગપણનો ભાઈ ઠાકોર હતો, અને તેણે એ હકીકત પોતાને લગતા અહેવાલમાં નહોતી લખી.

હાજી કોમ્યુનિસ્ટ પાર્ટીનો ઠપકો ખાઈને ગમગીન હાલતમાં પોતાના વતનના ગામ બાતલાઈચ તરફ ધીમાં ડગલાં ભરી રહ્યો હતો. રસ્તામાં તેને મિખાઈલ ગ્રીગોર્યેવિચ ભેટી ગયો. તેઓ વાતો કરવા લાગ્યા અને હાજીએ પોતાની પરેશાની પેલાને જણાવી.

"તારી બાબતમાં ખાલી ઠપકો પૂરતો ન ગણાય. તું ખરો કોમ્યુનિસ્ટ નથી. તને તો પાર્ટીમાંથી કાઢી મૂકવો જોઈએ. તું કોમ્યુનિસ્ટ હોત તો તેં જરૂર બધું અરજીમાં લખ્યું હોત, પછી ભલે એ તારો દૂરના સગપણનો ભાઈ નહિ પણ સગો ભાઈ હોય, કે બહેન હોય, કે બાપ હોય, તોયે."

શિક્ષકે નજર ઊંચી કરીને મિખાઈલ ગ્રીગોર્યેવિચ સામે જોયું અને કહ્યું:

"તને લોકો બહુ ઊંચા સિદ્ધાંતોનો માણસ સાવ કારણ વગર તો નથી માનતા. અજબ વાત છે કે તેં દાઘેસ્તાનના બધા પહાડોને ખીણોમાં નથી પલટાવી નાખ્યા. પહાડોની ખડકાળ જમીનમાં ચાલવા કરતાં ખીણોમાં ચાલવાનું ઘણું વધારે આસાન હોય. પણ તારા જેવા માણસ જોડે વાત કરવાનો કંઈ અર્થ નથી."

બેઉને એક જ ગામે જવાનું હતું, પણ હાજી મોટો રસ્તો મૂકીને બાજુની સાંકડી કેડીએ વળી ગયો.

"એ બાજુ ક્યાં ચાલ્યો?" મિખાઈલ ગ્રીગોર્યેવિચે સવાલ કર્યો.

"ગમે ત્યાં, પણ તારી જોડે એક જ રસ્તે તો નહિ જાઉં."

"પણ હું તો સામ્યવાદ તરફ જાઉં છું, તારે ઊલટી તરફ જવું હોય તો..."

"મારે સામ્યવાદ તરફ પણ તારી જોડે તો નથી જ જવું. જોઈશું કે કોણ પહેલું ત્યાં પહોંચે છે."



વક્તાએ કહાણી પૂરી કરીને આગળ ચલાવ્યું:

"એક કવિએ કોઈ ભરવાડ વિશે આવું કાવ્ય લખેલું:

પહાડોમાં ધુમ્મસ ઓસરી ગયું છે,
સામે મારગ સાફ છે,
તારાં ઘેટાંને તું દોરી જા,
સીધાં સામ્યવાદમાં લઈ જા.

**અથવા:** "ઊંચા આદર્શો" ધરાવતા બીજા એક માણસે કોમ્યુનિસ્ટ પાર્ટીની જિલ્લા સમિતિને અરજી લખી: "મારી પૂરી જહેમતો, અને તેમાં શારીરિક જહેમતો પણ સામેલ છે, છતાં મારી ઘરવાળી 'કોમ્યુનિસ્ટ પાર્ટીનો સંક્ષિપ્ત ઇતિહાસ' પુસ્તકનો અભ્યાસ નથી કરતી. મારી મંછા છે કે તેની રાજકીય કેળવણી સુધારવાની બાબતમાં સમિતિ મદદ કરે."

**અથવા:** એક વાર દાઘેસ્તાન લેખક મંડળના કાર્યાલયના બારણે ખોફનાક જાહેરાત નજરે પડી: "તમે ઊંડું સૈદ્ધાંતિક જ્ઞાન ન ધરાવતા હો તો તમને આ બારણેથી અંદર દાખલ થવાનો હક નથી."

વૃદ્ધ અને સુખ્યાત લેખક અબુતાલીબ ગાફુરોવને કાર્યાલયમાં કંઈક કામ હતું, પણ એવી જાહેરાત જોઈને તે પાછા વળી ગયા.

**અથવા:** માખાચકાલા શહેરમાં ઘણી પ્રજાઓના લોકો વસેલા છે એટલે તરહેવાર કબ્રસ્તાનો છે. રૂઢિચુસ્ત ખ્રિસ્તીઓનું, મુસલમાનોનું, યહૂદીઓનું... વધારે પડતા વૈચારિક સાથીઓમાંના એકે પ્રજાસત્તાકના પાર્ટી સંગઠનના ખૂબ સક્રિય સભ્યોની સભામાં ભાષણ કર્યું. તેણે કહ્યું:

"આપણે વિવિધ રાષ્ટ્રોના લોકો વચ્ચે મિત્રતા વિકસાવવા માટે દરરોજ લડત ચલાવીએ છીએ, પણ આપણે ત્યાં હજી જાતજાતનાં

આટલાં બધાં કબ્રસ્તાનો છે. સૌના સહિયારા એક કબ્રસ્તાનનો બંદોબસ્ત કરવાની વેળા પાકી ગઈ છે. આપણે તેના નામ વિશે વિચાર કરવો જોઈએ. ધારો કે 'એક કુટુંબનાં બાળકો'... દાખલા તરીકે, મારાં માબાપ મઝહબી માણસો હતાં. ખુદાની બંદગી કરતાં. હું ૧૯૩૭થી કોમ્યુનિસ્ટ પાર્ટીનો સભ્ય છું. મારી કબર એમની જોડાજોડ એક જ કબ્રસ્તાનમાં કેવી રીતે હોઈ શકે? આપણે ખરેખર વધારે ઊંચા વૈચારિક સ્તરે નવા કબ્રસ્તાનનો બંદોબસ્ત કરવો જોઈએ."

કહેવાય છે કે બિચારો આદમી ગુજરી ગયો. નવા કબ્રસ્તાનનો બંદોબસ્ત થાય ત્યાં સુધી વાટ જોવાનું એનાથી ન બન્યું.

"હું એ જ કહેવા માગું છું," પ્રધાને આગળ ચલાવ્યું, તેનો અવાજ વધારે જોર પકડતો ગયો.

"પુસ્તકનું નામ પાપાખા જેવું હોય છે. વધારે મહત્ત્વનું શું — પાપાખા કે તેની નીચે ઢંકાયેલું માથું? હું તમને એક વાર્તા કહું કે ત્રણ શિકારીઓએ વરુને કેવી રીતે પકડેલું."

**શિકારીને ખરેખર માથે માથું હતું ખરું?** ત્રણ શિકારીઓને ખબર પડી કે ગામ નજીક નાળામાં એક વરુ છુપાઈને પડયું છે. તેમણે વરુને પકડીને મારી નાખવાનું નક્કી કર્યું. પછી તેમણે શું કર્યું તેને વિશે ઘણી વાતો લોકોમાં કહેવાય છે. મેં બાળપણમાં સાંભળેલી એક વાત આવી છે:

શિકારીઓથી બચવા માટે વરુ એક ગુફામાં ભરાઈ ગયું. ગુફાનું મોં સાવ સાંકડું હતું, ફક્ત એક જ માણસનું માથું અંદર જઈ શકે એવડું, એથી મોટું નહિ. શિકારીઓ એક શિલાની પાછળ ગોઠવાઈ ગયા. બંદૂકો ગુફાના મોં ઉપર તાકીને તેઓ વરુ બહાર



નીકળે તેની વાટ જોવા લાગ્યા. પણ વરુ જરાય મૂરખ નહોતું. એ તો મજેથી ગુફામાં બેઠું રહ્યું. હવે આ વરુ અને શિકારીઓમાંથી જેની ધીરજ ખૂટે તેની હાર થાય.

એક શિકારી વાટ જોઈ જોઈને કંટાળી ગયો. તેણે ગમે તેમ ગુફામાં ઘૂસી જઈને વરુને બહાર તગેડવાનું નક્કી કર્યું. ગુફાના મોં પાસે જઈને તેણે માથું અંદર ઘુસાડયું. કેટલીય વાર સુધી તેના સાથીઓ તેને જોતા રહ્યા. તેમને સમજાયું જ નહિ કે માણસ અંદર ઘૂસવાની અથવા કંઈ નહિ તો માથું પાછું ખેંચી લેવાનીયે કોશિશ કેમ નથી કરતો. તેમણે આખરે થાકીને તેને બહાર ખેંચી કાઢયો તો માથું જ ગાયબ.

તેઓ એકબીજાને પૂછવા લાગ્યા કે આણે ગુફામાં ઘૂસવાની કોશિશ કરી ત્યારે એને માથે માથું હતું કે નહિ. એકે કહ્યું કે માથું તો હોય એમ લાગતું હતું, પણ બીજાએ પાકો મત જાહેર કર્યો કે એ શક્ય જ નથી.

માથા વગરની કાયા તેઓ આઉલમાં લઈ ગયા. લોકોને વાતની ખબર પડી. એક બુઝુર્ગે કહ્યું કે શિકારી વરુને બહાર તગેડવા જે રીતે ગુફામાં ઘૂસેલો તે જોતાં એને માથે માથું લાંબા કાળથી નહોતું, કદાચ એ જનમ્યો ત્યારથી જ નહિ હોય. કોયડાનો ઉકેલ કાઢવા માટે આખી વાત તેની વિધવા ઘરવાળીને કહી સંભળાવવામાં આવી.

"મારા ધણીને માથું હતું કે નહિ એની મને કેવી રીતે ખબર પડે? મને તો ફક્ત એટલું યાદ છે કે એ દર વરસે નવી પાપાખા ખરીદતો."

વિચારની અભિવ્યક્તિ શબ્દોમાં નહિ પરંતુ કૃત્યોમાં થવી જોઈએ. તે પૂંઠા ઉપરથી ઘોઘરા અવાજે બરાડા પાડતો નહિ પરંતુ પુસ્તકની અંદર જ સમાયેલો હોવો જોઈએ. પ્રવચનના અંતમાં

બોલી શકાય એવો શબ્દ આરંભમાં જ ન બોલી નાખવો જોઈએ.

નવા જન્મેલા શિશુની સુખી જિંદગી માટે અને બીમારી, દુ:ખ, તથા વેદનાને તેનાથી દૂર રાખવા માટે ઘણી વાર તેના ગળામાં તાવીજ બાંધવામાં અવે છે. તાવીજ આ બધું કરે છે કે નહિ તેની અટકળ આપણે રહેવા દઈએ, પરંતુ આપણે બધા જાણીએ છીએ કે તેને દેખાય નહિ એવી રીતે શરીરને અડતું બાંધવામાં આવે છે, પ્રદર્શિત નથી કરવામાં આવતું.

દરેક પુસ્તકમાં એવું એક તાવીજ હોવું જોઈએ, નજરથી ઓઝલ. ભલે વાચક ખોળી કાઢે કે એ શું છે.

**અથવા**, શરબત બનાવવામાં આવે ત્યારે તેમાં થોડુંક મધ નાખવામાં આવે છે. મીઠા અને સુગંધી પીણામાં મધ એકરસ થઈ જાય છે, તે જોઈ કે પારખી શકાતું નથી.

**અથવા**, મુંબઈ શહેરમાં એક બગીચો છે. તે સદા રળિયામણો લાગે છે. ચોતરફ આકરો તાપ પડતો હોવા છતાં તે કદી કરમાઈ કે સુકાઈ જતો નથી. કારણ કે તેની નીચે નજરથી ઓઝલ એક ભૂગર્ભ તળાવડી છે જે વૃક્ષોને શીતળ ને પ્રાણદાયક જળ પૂરું પાડે છે.

વિચાર કંઈ-ખડકોમાંથી ધસમસતા અને ફીણના ગોટા રચતા પાણી જેવો નથી હોતો પણ નજરે પડયા વગર સૂકી ધરતીને ભેજ આપતા અને છોડવા તથા વૃક્ષોને પોષણ આપતા જળ જેવો હોય છે.

"આ બધી વાતોનો મતલબ શો છે?" પુસ્તકો અને અવતરણોનાં અન્ય સાધનોથી ઘેરાઈને બેઠેલો પ્રધાન ટેબલ ઉપર મુક્કો મારતો બરાડી ઊઠયો. "પાપાખાને સફેદ પાઘડી કે રાતી રિબન કે પંચકોણીય તારક વડે શણગારવામાં આવી હોય એ બધું શું એકસરખું જ છે? આદમી પોતાની છાતીએ લાલ ચંદ્રક કે કાળો



ક્રૉસ લટકાવે, એ શું એકસરખું જ છે? તો તમે એમ માનો છો કે સૌથી મહત્ત્વની વાત માયાળુ લાગણી છે, ખરું ને? ના, ના, અને વળી ના! વિચાર તો ધ્વજ જેવો છે, તેને નજરથી છુપાવવો ન જોઈએ. તેને તો ઊંચે ફરફરાવવો જોઈએ અને એવી રીતે લઈ જવો જોઈએ કે લોકો જોઈ શકે અને અનુસરી શકે."

"વાહ, આવા કથનનો વિરોધ કરે તેની પત્ની બેવફા નીવડી," યુવાન દેખાતા પ્રધાને વળતો જવાબ આપ્યો, "પરંતુ તમારી ગુરાદ એવી છે કે ધ્વજ તેને નીરખનાર લોકોથી અલગ હોય. બીજા શબ્દોમાં કહીએ તો તમે ઇચ્છો છો કે વિચાર માનવીય મન અને દિલોથી અળગો હોય. તમે તેમને અલગ અલગ બેલગાડીઓમાં ગોઠવી દેશો. પરંતુ ધારો કે બેલગાડીઓ અલગ અલગ રસ્તે જાય તો? તમે કહો છો કે ઇન્સાને પોતાને અવાર કે દાઘેસ્તાની ન ગણતાં ફક્ત સોવિયેત નાગરિક ગણવો જોઈએ. પરંતુ દાખલા તરીકે હું મને પોતાને એકીવખતે અવાર, દાઘેસ્તાનનો બેટો, અને સોવિયેત નાગરિક ગણું છું. આ ખ્યાલો ચોક્કસ એકબીજાને બકાત નથી જ રાખતા.

"સૌ જાણે છે કે જગતનો આરંભ ક્રેમલિનથી થાય છે. હું પણ એમ જ માનું છું. પરંતુ મારે માટે જગતનો આરંભ મારા વતનના ઘરથી, મારા સાકલ્યાના ઉંબરથી, મારા આઉલથી પણ થાય છે. ક્રેમલિન અને મારું આઉલ, સામ્યવાદના વિચારો અને દેશાભિમાનની ભાવના, પંખીની બે પાંખો જેવાં છે, મારા પંદુરના બે તાર જેવાં છે.

"કોઈએ એક પગે ખોડંગાતા શા માટે ચાલવું જોઈએ? એટલે તમારે પુસ્તક માટે એક વધુ નામનો, તેનું આંતરિક સત્ત્વ વ્યક્ત કરે એવા નામનો, વિચાર કરવો પડશે."

મેં બધે ઠેકાણે તલાશ કરી. મારા ભારતના પ્રવાસ દરમિયાન મેં

દાઘેસ્તાનના વિચારો કર્યા. એ ભૂમિની પ્રાચીન સંસ્કૃતિમાં અને તેની ફિલસૂફીમાં મને એક રહસ્યમય અવાજનો પડઘો સંભળાયો. મારા દાઘેસ્તાનનો અવાજ મારે માટે કશુંક ખૂબ વાસ્તવિક છે કેમ કે તે સુદૂર આખા જગતમાં સાંભળી શકાય છે. એક જમાનો એવો હતો ખરો કે જ્યારે 'દાઘેસ્તાન' શબ્દ કેવળ ખાલી ખીણો અને કોરા ખડકોમાં જ પડઘા જગાવી શકતો. આજે તે આખા દેશમાં, આખી દુનિયામાં, ગુંજી રહ્યો છે અને કરોડો દિલોમાં પ્રતિભાવ જગાવે છે.

બાવીસ આરોગ્યપ્રદ ઝરાના દેશ નેપાલમાં બૌદ્ધ મંદિરોની અંદર પણ મેં દાઘેસ્તાનના વિચારો કર્યા. પરંતુ નેપાલ તો હજુ પાસા પાડયા વિનાનો હીરો છે અને તેની તુલના હું મારા દાઘેસ્તાન જોડે ન કરી શકું કેમ કે દાઘેસ્તાનનો હીરો તો એકર્થા વધારે કાચ કાપી ચૂક્યો છે.

મેં આફ્રિકામાં પણ દાઘેસ્તાનના વિચારો કર્યા. એ ભૂમિ મને મ્યાનમાંથી ફક્ત ચોથા ભાગ જેટલી જ બહાર ખેંચી કાઢવામાં આવેલી કટાર જેવી લાગી. બીજા દેશોમાં પણ—કેનેડા, બ્રિટન, સ્પેન, ઈજિપ્ત, કે જાપાન—મેં દાઘેસ્તાનના વિચારો કર્યા, અને સામ્ય અથવા તફાવત શોધી કાઢવાની કોશિશ કરી.

એક વાર યુગોસ્લાવિયાના પ્રવાસ દરમિયાન હું આડ્રિયાટિક કિનારાના અદ્ભુત શહેર દુબ્રોવનિકમાં પહોંચી ગયો. મને નવાઈ પડી, એ શહેરના માર્ગો અને મકાનો, ખીણો અને ખડકોને તેમ જ સંખ્યાબંધ દાંતાળી ધારો અને ઓટલીઓવાળી કાળમીંઢ કરાડોને મળતાં આવે છે. ઘરોનાં બારણાં ક્યારેક નક્કર ખડકોમાં કોતરી કાઢેલી ગુફાઓનાં મોં જેવાં લાગે છે, પરંતુ તેની જોડે મધ્યકાલીન અને એથીયે પુરાણા કાળના અવશેષોની અડોઅડ ઊંચી આધુનિક ઈમારતો ખડી છે.



શહેર ફરતો સાવ આપણા ડેર્બેન્ત જેવો કોટ છે. ઊંચી ને સાંકડી ગલીઓ અને પથ્થરનાં પગથિયાં વાટે હું કોટની રાંગે ચડયો. કોટમાં એકસરખા અંતરે પથ્થરના મિનારાઓ બાંધવામાં આવ્યા છે. દરેક મિનારામાં કરડી આંખો જેવાં બે બે બાકોરાં છે. એ મિનારાઓ જાણે કોઈ ઈમામના મુરીદો પોતપોતાની જગ્યાએ નિષ્ઠાથી સ્થિર ખડા હોય એવા લાગે છે.

હું કોટની ઉપર ચડી ગયો ત્યારે મેં બાકોરાંમાથી મિનારાની અંદર નજર નાખવાની કોશિશ કરી, પણ પ્રવાસીઓના ટોળાએ મને સરખી રીતે જોવા ન દીધું. હું જે ઠેકાણે ઊભો હતો ત્યાંથી બાકોરાં વાટે હું ફક્ત કશીક ચીજના નાનકડા નીલા લપેડા જ જોઈ શક્યો. લપેડા બરાબર બાકોરાં જેવડા હતા, અને બાકોરાં હાથના પંજાથી જરાય મોટાં નહોતાં.

પરંતુ હું એક બાકોરાની નજીક પહોંચ્યો ત્યારે જાન્યુઆરીના સૂર્યપ્રકાશમાં સપ્તરંગે ચળકતા અફાટ સાગરનું દૃશ્ય જોઈને વિસ્મિત થઈ ગયો. સાગર સૌમ્ય હતો કેમ કે તે આખર આડ્રિયાટિક હતો, અને કઠોર હતો કેમ કે સમય આખર જાન્યુઆરીનો હતો. સાગર નીલો નહિ પરંતુ અનેકરંગી હતો. તે મોજાંને ખડકાળ કિનારે ફંગોળતો હતો, અને મોજાં વાદળો જેવો ગડગડાટ કરતાં કિનારે અફળાઈને પાછાં રેલાઈ આવતાં હતાં. સમુદ્રમાં જહાજો નજરે પડતાં હતાં. પ્રત્યેક જહાજ અમારા આઉલ જેવડું હતું.

વિશાળ જગતની ઝાંખી મેળવવા માટે બધો વખત પ્રવાસીઓની પાછળ પગની આંગળીઓના ટેકે ઊભો રહેલો હું સરખી નજરે જોવાના ઇરાદે એ ઘડીએ બાકોરા પાસે પહોંચ્યો, અને મારા મનમાં ફરી વાર દાઘેસ્તાનના વિચારો ઊભરાયા.

તે પણ બધો વખત વારાની વાટ જોતું પગની આંગળીઓના ટેકે ઊભું હતું, જે વધારે નસીબદાર હતા અને આગળ ઊભા હતા

તેમની પહોળી પીઠો તેની નજરને અવરોધતી હતી. પછી તેણે કોટના બાકોરા વાટે આખું જગત નીરખ્યું. હવે તે પોતાના રિવાજો, રીતો, ગીતો, અને ગૌરવની ભાવના લઈને અફાટ જગતની જોડે એકરૂપ થઈ ગયું હતું.

ભાતભાતના કવિઓએ વિવિધ સમયે અને વિવિધ કલ્પનોની ખોજ મારફત દાઘેસ્તાનના પોતાના ખ્યાલોને ઘાટ આપવાની કોશિશ કરી છે. ગમગીન શાયર મહમૂદે કહ્યું છે કે દાઘેસ્તાનની પ્રજાઓ પહાડી ઝરણાં જેવી છે, તેઓ ભેગાં મળીને એક જ ધોધ બની જવાની જહેમતો વારંવાર કરતાં હોય છે પરંતુ તેમાં નાકામયાબ થવાથી પોતપોતાનાં અલગ વહેણોમાં વહેતાં રહે છે. તેણે એમ પણ કહ્યું છે કે દાઘેસ્તાનની પ્રજાઓ કોણ જાણે કેમ મને સાંકડી ખીણમાં ઊગતાં એવાં ફૂલો જેવી લાગે છે કે જે પરસ્પર મિલનની કોશિશ કરતાં હોય પરંતુ તેમાં નિષ્ફળ થઈને આલિંગનના સુખથી વંચિત રહી જતાં હોય. પરંતુ દાઘેસ્તાનની પ્રજાઓ હવે ભેગી મળીને એક જ પહાડી ધોધ, એક જ ગુચ્છો, શું નથી બની ગઈ?

બાતીરાઈએ એક વાર કહેલું: કોઈ ગરીબ માણસ પોતાના જરી ગયેલા ખાલના કોટને જેવી રીતે સૌથી દૂરના અંધારા ખૂણામાં ફગાવી દે એવી જ રીતે દાઘેસ્તાનને ચોળીને પહાડી ખીણોમાં ફગાવી દેવામાં આવ્યું છે.

દાઘેસ્તાનનો ઇતિહાસ વાંચીને બાપુએ તેની સરખામણી દારૂની મહેફિલમાં એક હાથમાંથી બીજા હાથમાં ફરતા રહેતા શિંગડાના જામની સાથે કરેલી.

મારા દાઘેસ્તાન, તારી તુલના હું શાની જોડે કરું? તારી કહાણી અને તારા ભવિતવ્ય સંબંધી મારા વિચારોને વ્યક્ત કરવા માટે મારે કેવા શબ્દાલંકારોની વરણી કરવી? અધિક સુંદર અને સમુચિત શબ્દો મને કદાચ પછી જડશે, પરંતુ અત્યારે તો હું આમ કહીશ—



"જગતના અફાટ મહાસાગરમાં પડતી નાનકડી બારી", અથવા વધારે સંક્ષેપમાં—"વિશાળ મહાસાગરમાં પડતી નાનકડી બારી".

લો, પ્રધાનો, હું જે પુસ્તક લખવાની તૈયારીમાં છું તેનું આ બીજું નામ. હું સમજું છું કે મારા દાઘેસ્તાનના પાડોશના અન્ય દેશો પણ પોતાની બાબતમાં એમ જ કહી શકે. ભલે, તેને પોતાના નામેરીઓનો સંગાથ મળશે.

હું તમને મારી પાપાખા—**'મારું દાઘેસ્તાન'**—ભેટ ધરું છું, અને પાપાખાની ઉપર લગાવેલા ચંદ્રકમાં આ શબ્દો અંકિત છે—'વિશાળ મહાસાગરમાં પડતી નાનકડી બારી'.

સંગીતના સૂર રેલાવવાની તૈયારીમાં હોય એવા ઇન્સાનની જેમ મેં મારા બેતારના પંદુરનો સ્વરમેળ સાધી લીધો છે, સીવવાની તૈયારીમાં હોય એવા ઇન્સાનની જેમ મેં સોયમાં દોરો પરોવી લીધો છે.

કોઈ આંતરરાષ્ટ્રીય સંમેલનમાં પ્રધાનો જેવી રીતે વિષયસૂચિને આખરે બહાલી આપે એમ મારા પુસ્તકના નામને પ્રધાનોએ બહાલી આપી દીધી છે.

**એમ બને ખરું** કે બે ભાઈઓ શાંતિથી એક જ ઘોડાની સવારી કરે, એમ પણ બને ખરું કે એક ઉસ્તાદ ઘોડેસવાર એક જ લગામ વડે બે ઘોડાઓને પાણી પાવા દોરી જાય.

**અબૂતાલિબે એક વાર કહેલું:** પેલાએ લેવ તોલ્સ્તોય જેવી ટોપી ખરીદી છે. પરંતુ એવા જ પ્રકારનું માથું એ ક્યાંથી ખરીદશે?

**કહેવાય છે** કે એનું નામ તો સરસ પાડવામાં આવ્યું છે. મોટો થઈને એ કેવો આદમી બનશે?



# પુસ્તકનું રૂપ અને તેને કેવી રીતે લખવું એ વિશે

મ્યાનમાંથી કદી ન ખેંચાતી કટારે, કાટ ચડી જાય;
સદા નીંદરમાં રાચતો મર્દ માનવ, સ્થૂળ બની જાય.
(એક કટાર ઉપર અંકિત શબ્દો)

સોયમાં દોરો તો પરોવી લીધો, પણ હવે મારે કોટ કેવો સીવવો?
પંદુરનો સ્વરમેળ તો સાધી લીધો, પણ હવે મારે ગીત કેવું ગાવું?

મારા અધીરા વફાદાર તોખારને નાળો બરાબર જડેલી છે. મેં દરેક ખરી જોઈને નાળ તપાસી લીધી છે. મેં તેને પલાણીને જીન કસી લીધું છે. હું પટ્ટામાં આંગળી માંડ માંડ ભરાવી શકું છું. હા, મારો ઘોડો સરખી રીતે કાળજીથી પલાણેલો છે.

બાપુની યાદ તાજી કરાવે એવો ધોળી દાઢીવાળો એક આદમી લગામ મારા હાથમાં પકડાવે છે, ચપળ આંખોવાળી એક નાનકડી છોકરી મને ચાબુક આપે છે. એક પહાડી કન્યા પાણી ભરેલો ઘડો લઈને નજીકના સાક્લ્યામાંથી બહાર નીકળે છે, સફરની કામયાબીના સારા શુકનની આ પરંપરાગત રીત છે. હું ઘોડાને દોરતો ગામની બહાર જઈ રહ્યો છું ત્યારે રસ્તે મળતા સૌકોઈ બાજુ પર ઊભા રહીને મારી સલામત સફરની દુઆ માગે છે.



આઉલને છેડે એક બીજી કન્યા બળતો દીવો બારીએ ગોઠવે છે, જાણે મને આમ કહેતી હોય:

"આ બારીને અને આ દીવાને કદી ભૂલશો નહિ. તમે પાછા આવો ત્યાં સુધી એ બળતો રહેશે. તમે પંથ કાપતા જશો ત્યારે અને વરસાદ વાવાઝોડાની લાંબી રાત્રીઓ દરમિયાન અંધારાને ચીરતો અને વરસોને વીંધતો એ તમારે માટે રોશની ઝગમગાવતો રહેશે. અને સફર પૂરી કરીને તમે થાકેલી હાલતમાં પાછા તમારા વતનના ગામ નજીક પહોંચશો ત્યારે સૌપ્રથમ એનો ઝગમગાટ તમારી નજરને આવકારશે. આ બારીને અને આ દીવાને યાદ રાખજો."

હું મારા આઉલ ઉપર આખરી નજર ઠેરવું છું. મને અમારા સાક્લ્યાના છાપરા ઉપર ઊભેલી મારી મા દેખાય છે, તે ટટ્ટાર ઊભી છે પણ અટૂલી નિરાધાર લાગે છે. તેની આકૃતિ ધીરે ધીરે નાની બનતી સપાટ છાપરાંની આડી પટ્ટી ઉપર ઊભી રેખા જેવી બની જાય છે. આખરે માર્ગમાં એક બીજો વળાંક આવતાં એક ટેકરી મારી નજરને અવરોધે છે, અને હું પાછળ ફરીને જોઉં છું તો મને પહાડો સિવાય બીજું કશું જ નજરે પડતું નથી.

મારી સામે પણ પહાડ ખડો છે, પણ મને ખબર છે કે તેની પાર અફાટ જગત પથરાયેલું છે—ત્યાં બીજાં શહેરો ને ગામો, સમુદ્રો ને મહાસાગરો, રેલવે સ્ટેશનો, વિમાની મથકો, અને પુસ્તકો છે.

મારા વતન દાઘેસ્તાનના ખાડાખૈયાવાળા માર્ગ પર મારા ઘોડાના દાબડા ગુંજી ઊઠે છે. ઉપર પહાડોના શિખરોમાં જડેલું આસમાન ક્યારેક સૂરજનાં કિરણો ફેલાવે છે, ક્યારેક તારલિયા ટમટમાવે છે, ક્યારેક વાદળોથી ઘેરાઈ જાય છે, અને ક્યારેક વરસાદની ઝડી વરસાવે છે.



અધીરા તોખાર મારા, જા થંભી પલવાર તું,
અને જોવા દે મને, પાછળ ફરી એક વાર તું;
નજર દે તું નાખવા, મુજ વતનના એ ઘર પરે,
મારા હૃદયને કાજ, જે છે દર્દથી ઝૂરી મરે.

પવનવેગે ઊડ આગળ, ફરી નજર નાખીશ નહિ,
બેશક નથી આ અંત આવ્યો, સફરનો તારી અહીં;
ત્યાં રાહ જોતા રાહમાં, ઊભાં ઘણાં છે આઉલો,
ત્યાં જ મળશે સાથમાં, સૌ બિરાદર ને બંધુઓ.

હું ક્યાં જઈ રહ્યો છું? મારે ખરો માર્ગ કેવી રીતે પસંદ કરવો? આ નવું પુસ્તક હું કેવી રીતે લખું?

**મારી નોટબુકમાંથી:** દાઘેસ્તાનમાં જુવાનિયાં હવે દેશી પોશાક નથી પહેરતાં. તેઓ પાટલૂન, કોટ, ટી-શર્ટ અથવા સામાન્ય ઢબનાં શર્ટ પહેરીને ફરતાં રહે છે—મોસ્કો, ત્બીલિસી, તાશ્કંદ, દુશાન્બે અથવા મીન્સ્કની જેમ જ.

આજકાલ દેશી પોશાક તો કેવળ દાઘેસ્તાન સંગીત નૃત્ય મંડળીના સભ્યો જ પહેરે છે. પુરાણી ઢબનો પોશાક પહેરેલો માણસ તો



ક્યારેક શાદીની મહેફિલમાં નજરે ચડે. ક્યારેક કોઈને દાઘેસ્તાની પોશાક પહેરવાનું મન થાય તો કોઈ દોસ્ત પાસેથી માગી લાવે અથવા જઈને ભાડે જ લઈ આવે. તેની પાસે પોતાનો એવો પોશાક નથી હોતો. ટૂંકમાં, દેશી પોશાકના દિવસો ખતમ થઈ રહ્યા છે, અથવા કદાચ એ લગભગ અદૃશ્ય થઈ ગયો છે.

પરંતુ પરેશાની તો એ છે કે અમુક કવિઓની બાબતમાં રાષ્ટ્રીય રૂપ જ અદૃશ્ય થઈ રહ્યું છે, અને તેઓ એ હકીકતનો ગર્વ પણ ધરાવે છે.

હું પણ બાપુનો સર્કાસિયન કોટ નથી પહેરતો પણ યુરોપની ઢબનાં કપડાં પહેરીને ફરું છું. પરંતુ મારી શાયરીને બેખાસિયત લેબાસમાં સજાવવાનો મારો મુદ્દલ ઇરાદો નથી. મારે તેને અસલી દાઘેસ્તાની પોશાકમાં સજાવવી છે.

મારી વાત કરું તો મારી જિંદગીએ ફક્ત થોડાક જ દાયકા આવરી લીધા છે. એ દાયકાઓ દરમિયાન લોકો પાટલૂન, કોટ, અને બૂટ પહેરતા રહ્યા છે. શાયરીની પોતાની આગવી જિંદગી હોય છે, તેના ઉદય અને અંતની આગવી તિથિઓ હોય છે. મારી શાયરી વિશે હું કશું જ નહિ કહું, એ તો કદાચ મારી જિંદગીથી વધારે સમય જીવંત ન પણ રહે.

એક વાર મોસ્કોમાં મેં એક પુરાતન ઓકવૃક્ષ જોયેલું. કહેવાય છે કે તેને ઇવાન ગ્રોઝનીએ રોપેલું. તેણે લોકોને બોયાર પોશાક, ચોળીઓ અને રૂંછાંદાર ટોપીઓ, પછી ઊંચા ટોપા અને આગળ ટૂંકા પણ પાછળ લાંબા ડગલા, પછી બુધોન્ની ઢબના લશ્કરી બખતરિયા ટોપા અને ચામડાના કોટ, પછી વણસીવેલાં લૂગડાં અને સાધારણ કોટ, અને ત્યાર બાદ સાંકડા પાયચાનાં પાટલૂન પહેરતા જોયા છે... દરમિયાનમાં ઓકવૃક્ષ જાણે એમ કહી રહ્યું હતું કે તમે નીચે વસતા લોકો ભલે તમારા કારોબારની દોડાદોડી કરતા રહો,



અને બીજું કંઈ ન સૂઝતું હોય તો ભલે તમારાં કપડાંની ફૅશનો બદલાવતા રહો. મારે તો મારું પોતાનું કામ છે—સૂરજનાં કિરણોને સપડાવીને સખત અને રસાળ લાકડામાં તેમ જ નવાં બીજમાં પલટાવી નાખવાનું. એ નવાં બીજમાંથી પાછાં મારા જેવાં જ કદાવર વૃક્ષો ઊગશે.

પહાડોમાં કહેવાય છે કે કપડાં જ માણસને દીપાવે, પરંતુ બહાદુર ઇન્સાનને તો એનો તોખાર જ દીપાવે. આ વાત લાગે છે તો બહુ મજાની, પણ હું નથી માનતો કે ખરી હોય. પરાક્રમી આદમીને વાઘની ખાલ ન ઓઢવી પડે, અને બખતરની નીચે કદાચ બીકણ હૈયું ધબકતું હોય.

**કેમ કે,** ઘણી વાર એવું બન્યું છે જ્યારે મેં ઉપરથી મજાનું જોઈને પસંદ કરેલું તરબૂચ અંદરથી ફિક્કું અને બેસ્વાદ નીકળે, અને મારે મોઢું વકાસીને ઊભા રહેવું પડે.

**કેમ કે,** એક વાર ઊનસૂકૂલીનો અમુક આદમી, પોતે જેના પ્રેમમાં પડી ગયેલો એ કન્યાને, ઊનના ઝભ્ભામાં લપેટીને ઉપાડી ગયો. પછી એણે બંડલ ઉખેળીને જોયું તો અંદરથી કન્યાની બોખી દાદી નીકળી.

**કેમ કે,** અબૂતાલિબે મને એક વાત કરેલી—એક વાર એને કોઈ દૂરના આઉલમાં શાદીની મહેફિલમાં ભાગ લેવાનું આમંત્રણ મળ્યું. એણે ત્યાં ઝુર્ના બજાવ્યું. મહેફિલમાં ખરેખરો રંગ જામી ગયો. આઉલની સામે ખુલ્લી જગ્યામાં ત્રણ દિવસ સુધી ઝુર્નાના મલકાટની, નગારાની ગાજવીજની, વાયોલિનના રુદનની, અને એકોર્ડિયનના ઉલ્લાસની છોળો ઊડતી રહી. સૌએ ગાનવાદનની ધૂમ મચાવી. દાઘેસ્તાનમાં કહેવાય છે એમ "ડમ-ડમ" અને "ચમ-ચમ"ની રેલમછેલ હતી—ગાનવાદન અને ખાણાંપીણાંની મોજ મરજી પડે એટલી માણવાનો અવસર હતો. આખું ગામ શાદીની મહેફિલમાં

ઊમટી પડ્યું અને નાનાંમોટાં સૌએ નાચગાનમાં ભાગ લીધો.

ત્રીજે દિવસે જોરશોરથી જાહેર કરવામાં આવ્યું કે હવે લાડો-લાડી કૂંડાળામાં આવીને નાચ કરશે. લોકોએ લાડાને તો મહેફિલમાં ત્રણ દિવસ જોયો હતો, પણ લાડી બધો વખત બુરખામાં ચહેરો છુપાવીને બેઠી રહેલી. અબૂતાલિબે ત્રણ દિવસ સુધી લાડીનાં શાદીનાં વસ્ત્રો નીરખ્યાં હતાં, વસ્ત્રોના ચળકતા રંગો જાણે 'કોકેસિયન કવિતા' પુસ્તકના રંગીન પૂંઠા જોડે હરીફાઈ કરી રહ્યા હતા.

લાડી નાચ કરવા લાગી ત્યારે એની કાયાનો કદવિસ્તાર જોઈને અબૂતાલિબને જાણે અચરજનો આંચકો લાગી ગયો. એનાં અંગો એટલાં વિશાળ હતાં કે મનમાં એની સરખામણી રાજ્ય સાહિત્ય પ્રકાશન ગૃહે બહાર પાડેલા કિરગિઝ મહાકાવ્ય 'મનાસ'ના પ્રકાશન જેવી કોઈ ચીજ જોડે થઈ જાય. લાડીએ બુરખામાંથી ચહેરો ખુલ્લો કરવાની તૈયારી કરી એટલે સૌની અપેક્ષાની લાગણી વધારે તીવ્ર બની ગઈ. અબૂતાલિબે પણ અદ્ધર શ્વાસે મીટ માંડી. બુરખાની ઝૂલ ઊંચી થઈ — ત્રણ ત્રણ દિવસથી જેની વાટ જોવાતી હતી એ ઘડી આવી ગઈ ... એની એક આંખ ખુંઝાહ તરફ અને બીજી બોતલિખ તરફ વળેલી હતી. એકબીજી તરફ આગમાથી ત્રાંસી નજરે જોતી એની આંખોની નીચે, જાણે ચહેરા ઉપર ચોંટાડી દીધેલું હોય એવું ખૂબ લાંબું નાક હતું ...

અબૂતાલિબના મનમાં વિષાદનું મોજું ફરી વળ્યું. ઝુર્ના બજાવવાનો કે ખાણાંપીણાંની મોજ માણવાનો એનો ઉમંગ સાવ ઓસરી ગયો. શાદીની મહેફિલને સલામ કરીને એણે ચાલતી પકડી.

મને લાગે છે કે અબૂતાલિબે આ વાત થોડીક વધારીને કરેલી.

**તોપણ** બીચારા પુસ્તકને ભવ્ય સજાવટ વડે બચાવી ન શકાય. તેની બાબતમાં પણ, ખરા મૂલ્યાંકન માટે બુરખો તો હઠાવવો જ પડે.



**કેમ કે**, પહાડી પ્રદેશોમાં એક જમાનામાં સ્ત્રીઓના દરજ્જાની અને તેમની તરફ પુરુષોના વલણની બાબત સળગતા સવાલની કક્ષાએ પહોંચી ગયેલી, સિદ્ધાંતની બાબત બની ગયેલી.

એ દિવસોમાં કોઈ ખાવિંદ પોતાની ઓરતને વળતો જવાબ આપવાની હિંમત ક્યારેય નહોતો કરી શકતો. ઘરમાં જરાક જેટલીયે બોલાચાલી થાય તો આદમીને પાર્ટીની જિલ્લા કચેરીએ બોલાવીને ધધડાવી નાખવામાં આવતો. જિલ્લા કચેરીના આખા સ્ટાફને ઈનસાફ જાળવવાની સખત તાકીદ આપવામાં આવી હતી. એ વરસ દરમિયાન પહાડી સ્ત્રીઓની પરિષદો સતત યોજાતી રહેતી અને બીજાં બધાં સંમેલનોમાં બોલાતા કુલ શબ્દો કરતાં વધારે શબ્દો એવી પરિષદમાં બોલવામાં આવતા.

એ જ વરસ દરમિયાન એક મહાકાય ઓરત રવિવારની ગુજરીમાં આવીને ગેરકાયદે માલ વેચવા લાગી. મિલિશિયા(પોલીસ)નો માણસ એનાથી આઘેરો જ રહેતો કેમ કે તેને પહાડી સ્ત્રીઓની સ્વાધીનતા અને સમાનતા ઉપર તરાપ મારવાના આક્ષેપની બીક લાગતી. પણ આખરે ત્રીજા રવિવારે તેણે ડરતાં ડરતાં બાઈને ચેતવણી આપી, અને પાંચમે રવિવારે એને પકડીને ચોકીએ લઈ જવાનું નક્કી કર્યું.

બાઈને લઈને તે ચોકીએ જઈ રહ્યો હતો ત્યારે માર્ગમાં લોકો તેની તરફ આંગળી ચીંધવા લાગ્યા, અને પહાડોની સ્વાધીન અને મુક્ત સ્ત્રીને અટકમાં લેવાની તેની હિંમત વિશે અચરજ વ્યક્ત કરવા લાગ્યા.

બાઈને બરાબર જોઈ લેવાનો મોકો તેને ગુજરીની ભીડમાં નહોતો મળ્યો, પણ હવે કેટલીક વિગતો તેના ધ્યાનમાં આવવા લાગી. દાખલા તરીકે સ્કર્ટની નીચે દેખાતા ભારે મોટા બૂટ.

મિલિશિયાના માણસને થયું કે "દાળમાં કંઈક કાળું લાગે છે." તેણે ઝપટ મારીને બુરખો હઠાવી દીધો તો એક હરામખોર આદમીનો

ચહેરો નજરે પડયો — ઊપસી આવેલી આંખો અને ખડકમાં ઊગી નીકળેલાં કાંટાળાં ઝાંખરાં જેવી બરછટ મૂછો.

પ્રતિભા, ધીરજ, અને પોતાનો માલ વેચવાની લાયકાત ન ધરાવતા કેટલાક કલાકારો પણ પોતાના વિચારોની કંગાલિયતને રૂપના ચળકાટ વડે છુપાવી દેવાના ઈરાદે કપટવેષ ધારણ કરતા હોય છે. પરંતુ પેટ ખાલી હોય તો માથે પાપાખા ત્રાંસી પહેરવાનો કશો અર્થ નથી.

**વળી,** લાકડાની કટાર ગમે એટલી દેખાવડી હોય તોપણ તેના વડે તો મરઘીને પણ ઈજા ન પહોંચાડી શકાય. તેના વડે બહુ બહુ તો વરસતા વરસાદની ધાર કાપી શકાય.

**અને વળી,** ઢીંગલા-ઢીંગલીના લગન થઈ શકે ખરાં પણ તેમને સંતાન કદી પેદા ન થાય.

**અને વળી,** છોકરાની સુન્નત કરવામાં આવે ત્યારે તેને પીંછું બતાવવામાં આવે છે. પણ એમ તો ફક્ત છોકરાનું ધ્યાન બીજે વાળવા માટે કરવામાં આવે છે. સુન્નત પીંછા વડે ન કરી શકાય, તેને માટે તો ધારદાર-છરીની જરૂર પડે.

પરંતુ વાંચકો કંઈ બાળકો નથી કે તેમનું ધ્યાન બીજે વાળી શકાય અથવા તેમને દિલસોજી દઈ શકાય, અને હું પણ એવો કલાકાર નથી કે જે પૂંઠાની કટાર મ્યાનમાં ઘાલીને ફરતો હોય, પછી મ્યાન ભલે ને સોનાનો ઢોળ ચડાવેલું હોય.

**બેશક,** મ્યાન પણ જરૂરી છે કેમ કે તેના વગર પાનાને કાટ ચડી જાય. અને મ્યાન દેખાવડું હોય તો મજાનું.

**બેશક,** કોઈ જિગિત* લૂંટનો માલ લઈને ઘેર આવે ત્યારે

* જિગિત — બહાદુર અને કાબેલ કોકેસિયન ઘોડેસવાર.



તેની વહુ તેના ઘોડાને ગળે રેશમી રૂમાલ બાંધે.

**બેશક,** અત્યંત મર્મગ્રાહી વિચારો માટે પણ નીરસ વાણી એવી સાબિત થાય છે જેવું ઘેટા માટે વરુ.

**બેશક,** ખાડાખૈયાવાળા રસ્તા ઉપર તો ખૂબ મજબૂત અર્બા* પણ હેલારા ખાય અને કદાચ ભેખડ ઉપરથી ગબડીયે પડે.

**બેશક,** ગધેડાની કમ્મરે બાંધવાનો પટ્ટો ઘોડાને શોભે નહિ અને જાતવાન ઘોડાનું જીન ગધેડાને કદી બંધબેસે નહિ.

હવે હું તમને બાલખારના આદમીની અને તેના નમાલા ઘોડાની વાત કરું.

**બાલખારના આદમીની અને તેના નમાલા ઘોડાની વાત.** એક વાર બાલખારનો એક આદમી પોતાના માઈકાંગલા ઘોડા ઉપર માટીનાં વાસણો અને ઘડા વગેરે લાદીને પહાડી ગામોમાં વેચવા નીકળ્યો.

એ દિવસે એક અવાર ગામમાં ઘોડદોડની રમત થવાની હતી. તેમાં ભાગ લેવા કેટલાય તરવરતા ઘોડેસવારો પોતાના એવા જ થનગનતા ઘોડા લઈને આવ્યા હતા. જિગિતો અને તેમના તોખારો બેઉ એ વિસ્તારોમાં મશહૂર હતા. સવારો રૂપાળા અને ઘાટીલા હતા, અને તેમના ઘોડા પણ એવા જ હતા. જિગિતોની આંખોમાં શૂરાતન અને આવેગનો ચળકાટ હતો અને તેમના ઘોડાઓની આંખોમાંથી અધીરાઈના તણખા ઝરતા હતા.

દોડ માટે ઘોડેસવારો હરોળમાં ગોઠવાઈ રહ્યા હતા એટલામાં અચાનક બાલખારનો ભલો બંદો ઘોડો હાંકતો ચોકમાં પહોંચ્યો. આદમી ને એનો ઘોડો બેઉ અરધા ઊંઘમાં હોય એવા લાગતા હતા. જિગિતો એની ઠેકડી કરવા લાગ્યા.

* અર્બા — ચાર પૈડાંનું ગાડું, કમાન વગરનું અને ભારે; અક્સર પાલાવાળું.

"આવ, અમારી ભેગો સામેલ થઈ જા," તેમણે હાકોટા પાડયા.

"તારા ટટ્ટુને દોડ માટે નોંધાવી દે."

"તારા ઘોડાની અમારા ઘોડા સામે હરીફાઈ કરાવીને એનું પાણી બતાવી દે."

"શરતમાં આવી જા, નહિતર અમારી પાછળ ઘોડાની નાળો ઉઠાવી લેનારું કોઈ નહિ રહે."

આવી ઠેકડીના જવાબમાં આદમી મૂંગો મૂંગો ઘોડા ઉપરથી માલ ઉતારવા લાગ્યો. તેણે નિરાંતે બધો માલ ઉતારીને સરખી રીતે નીચે ગોઠવી દીધો, અને પછી તે નિરાંતે ઘોડે ચડીને દોડના સવારો ભેગો સામેલ થઈ ગયો.

જિગિતોના ઘોડા ખરીઓ વડે જમીન ખોતરવા લાગ્યા અને પાછલા પગના ટેકે ઊંચા થઈને આગલા પગ હવામાં હલાવવા લાગ્યા. પણ બાલખારી આદમીનો ઘોડો તો માથું નીચું નમાવીને ઊંઘણશી જેવો ઊભો રહ્યો.

દોડ શરૂ થઈ ગઈ. પાણીદાર ઘોડા ફાળ ભરતા વંટોળના વેગે રવાના થઈ ગયા. આકાશમાં ઊડતી ધૂળની ડમરીને છેડે બાલખારીનો નમાલો ઘોડો નજરે પડતો હતો. દોડના ફાસલાનો પહેલો, પછી બીજો, અને પછી ત્રીજો હિસ્સો પાર થઈ ગયો. ઘોડાઓની તાજગી જાણે ખતમ થઈ ગઈ હોય એમ લાગતું હતું, તેમની પીઠમાંથી વરાળ ઊઠવા લાગી હતી. પછી બધા ઘોડાઓનાં મોં ફીણથી ભરાઈ ગયાં અને ફીણ ઊડીને ગરમ ધૂળ ઉપર પડવા લાગ્યું. તેમના પગ વધારે ને વધારે ઢીલા પડી જતા લાગ્યા અને વેગ સારી પેઠે ઓછો થઈ ગયો. સવારો ઘોડાઓને ચાબુક ફટકારતા હતા પણ તોયે વેગ વધતો નહોતો. પરંતુ બાલખારીનો ઘોડો તો શરૂઆતના વેગે જ એકધારો દોડતો રહ્યો—એનો વેગ ન વધ્યો કે ન ઘટયો. પહેલાં



એ છેવાડેના ઘોડાઓને આંબી ગયો, પછી વચગાળાના ઘોડાઓને આંબી ગયો, અને છેવટે સૌથી આગળ દોડાતા ઘોડાઓની હારોહાર થઈ ગયો. અને પછી ફાસલાના દસમા ને આખરી હિસ્સામાં એ સૌથી આગળ નીકળી ગયો.

ફતેહની રિબનો એને ગળે બાંધવી પડી. એનો માલિક બધો માલ નિરાંતે જનાવરની ઉપર લાદીને રસ્તે પડયો.

આવી ઘટનાઓ ઘોડદોડ કરતાંયે વધારે વાર સાહિત્યમાં બને છે.

**મારી નોટબુકમાંથી:** સરળતાથી લખવામાં આવેલાં કાવ્યો ક્યારેક વાંચવાં કઠિન હોય છે. મુશ્કેલીથી લખવામાં આવેલાં કાવ્યો ક્યારેક વાંચવાં સરળ હોય છે. રૂપ અને અંતસ્તત્ત્વ વસ્ત્રો અને વણકર જેવાં હોય છે. માણસ ભલો, ચતુર અને સદાચારી હોય તો તેનાં વસ્ત્રો તેના ગુણોને અનુરૂપ કેમ ન હોય. આદમીનો ચહેરો રૂપાળો હોય તો એના વિચારો તેને છાજતા કેમ ન હોય.

ઘણી વાર એવું બને છે કે કોઈ સ્ત્રી દેખાવડી હોય પણ તેનામાં બુદ્ધિ ન હોય, અથવા બહુ ચતુર હોય પણ જરાય દેખાવડી ન હોય. કલાકૃતિઓની બાબતમાં પણ એમ બની શકે.

પરંતુ રૂપની સરખામણીમાં ઓછી ન ઊતરે એવી બુદ્ધિપ્રભા ધરાવતી ભાગ્યવતી સ્ત્રીઓ પણ હોય છે. ખરી પ્રતિભા ધરાવતા કવિઓનાં પુસ્તકોની બાબતમાં પણ એમ જ કહી શકાય.

**એક વાર માઆલીના એક આદમીએ કહેલું:** "આપણા આઉલ તરફ આવતો કોઈ માણસ પર્વતના ઘાટમાં નજરે પડતાંવેંત હું સમજી જાઉં કે એ માણસ સારો છે યા ખરાબ.

**કુબાચીના એક આદમીએ કહેલું:** "ખાલી સોના અને ચાંદીનો એમ ને એમ તો કશો જ અર્થ નથી. મહત્ત્વની વાત તો એ છે કે

ધાતુની કારીગરી કરતા આદમીના હાથ સોનાના હોવા જોઈએ."

સુરાહી ગરદન સમા, જે માનવે ઘડીયા ઘડા,
તે સાવ સાધારણ માટીના જ છે જો બનેલા;
ને એ જ રીતે, અનુપમ જે કાવ્ય રચનાઓ થઈ,
તે શબ્દ સાધારણ મહીંથી, કવિતા ઉત્પન્ન થઈ.
(એક સુરાહી પર અંકિત શબ્દો)

આપણા આ જગતમાં મેં પંદર હજારથી વધારે દિવસો ગાળ્યા છે. અનેક માર્ગો પર હું ચાલ્યો છું, અનેક પંથોના પ્રવાસ મેં ખેડયા છે. હું હજારો લોકોને મળ્યો છું. વરસાદના દિવસોમાં કે હિમ ઓગળવા લાગે ત્યારે વહેવા લાગતાં પહાડી ઝરણાં જેટલા અસંખ્ય અનુભવો મારા મનમાં સંઘરાયેલા પડયા છે. પરંતુ એ સર્વને સાંકળવા કેવી રીતે જેથી પુસ્તક રચાય? એવું પુસ્તક લખવું એટલે ખીણની અંદર પહોળી અને ઊંડી ખાઈ ખોદવી. જરૂર તો એ વાતની છે કે સઘળાં પહાડી ઝરણાં ભેગાં મળીને એ ખાઈમાં વહેવા લાગે. એ કેવી રીતે કરવું? એને માટે જિંદગીની જાણકારી ઉપરાંત બીજી કેવી જાણકારી આવશ્યક છે? સાહિત્યનો સિદ્ધાંત? પરંતુ વાસ્તવમાં કાવ્યોની રચના કરતાં વધારે વિચાર એ બાબત વિશે ન કરવો જોઈએ કે કાવ્યો કેવી રીતે લખવાં.

હું કહેવા માગું છું કે મારી માનીતી કોઈ સાહિત્યિક શૈલીઓ કે વહેણો નથી. અલબત્ત, મારા માનીતા લેખકો, કલાકારો અને ઉસ્તાદો છે.

**મારી નોટબુકમાંથી:** સાહિત્ય વિદ્યાલયની પરીક્ષામાં એક અવ.ર આદમીને વાસ્તવદૃષ્ટિ અને રંગદૃષ્ટિ વચ્ચેના ભેદ સંબંધી પ્રશ્ન પૂછવામાં આવ્યો. આ વિષય પરત્વે કોઈ પુસ્તકો એ આદમીએ ઘણું કરીને નહોતાં વાંચ્યાં, પરંતુ ઉત્તર તો આપવાનો જ હતો.



થોડોક વિચાર કરીને તેણે પ્રોફેસરને આ શબ્દો કહ્યા:

"ગરુડને ગરુડ કહીએ તો વાસ્તવદૃષ્ટિ થઈ. પણ કૂકડાને ગરુડ કહીએ તો એ રંગદૃષ્ટિ થઈ."

પ્રોફેસરે હસીને પરિણામ લખવા તેની નોટબુક લઈ લીધી.

મેં તો હંમેશાં ઘોડાને ઘોડો, ગધેડાને ગધેડો, કૂકડાને કૂકડો, અને ઈન્સાનને ઈન્સાન કહેવાની કોશિશ કરી છે.

**મારી નોટબુકમાંથી:** સુવિખ્યાત રવીન્દ્રનાથ ટાગોરના એક ભાઈ પણ લેખક હતા અને ભારતીય સાહિત્યની બંગાળ શૈલીને અનુસરતા. ટાગોર તો પોતાની પ્રતિભાને કારણે ખુદ એક શૈલીના સર્જક હતા, પોતે જ એક આખો સાહિત્યિક પ્રવાહ હતા. બે ભાઈઓ વચ્ચેનો તફાવત એ હકીકતમાં હતો.

રવીન્દ્રનાથની ભાવનામાં તેના જ રંગે રંગાયેલું, બીજાં સૌથી નિરાળું, એક અનેરું પંખી હતું. રવીન્દ્રનાથની પૂર્વે એવું પંખી ક્યાંય અસ્તિત્વમાં નહોતું. તેમણે તેને કલાના જગતમાં વિહરતું મૂકી દીધું, અને સૌએ જોયું કે આ રવીન્દ્રનાથનું પંખી છે.

કોઈ કલાકારે ગગનમાં છૂટું મૂકી દીધેલું પંખી બીજાં એવાં પંખીઓ ભેગું ભળી જાય તો એ કલાકાર ન જ ગણાય. એનો અર્થ તો એવો થયો કે તેણે છૂટું મૂકેલું પંખી તેનું પોતાનું, અનોખું અને અદ્ભુત, નહિ પરંતુ ચકલાંના ટોળામાંથી કોઈ અલગ ન તારવી શકે એવું એક સાધારણ ચકલું જ હોય, અને ચકલાં ગમે એટલાં મજાનાં લાગે તોયે ચકલાંથી વધારે કશું તો ન જ ગણાય.

માણસને પોતાનું ઘર હોવું જોઈએ જ્યાં તે ચૂલામાં આગ પેટાવી શકે. પારકા ઘોડા ઉપર સવાર થઈ ગયેલા માણસને વહેલા કે મોડા નીચે ઊતરીને ઘોડો પાછો માલિકના હાથમાં સોંપી દેવો પડે.

બીજા લોકોના વિચારોના ઘોડા કદી ન પલાણવા, પોતાના જ ખોળી લેવા.

હું સાહિત્યની તુલના પંદુર જોડે અને લેખકની તુલના તેના તાર જોડે કરવાની હિંમત કરું છું. દરેક તારને પોતાનો આગવો સૂર, પોતાનો આગવો ધ્વનિ, હોય છે, પરંતુ સઘળા તાર ભેગા મળીને સંવાદી સંગીત સર્જે છે.

અવાર લોકોના પંદુરને ફક્ત બે જ તાર હોય છે. બાપુ વિશે કહેવાય છે કે તેમણે અવાર સાહિત્યના પંદુરમાં એક ત્રીજો તાર ઉમેર્યો.

મારી મંછા મારો પોતાનો, અન્ય સૌથી નિરાળો, સૂર સાધવાની છે. મારી મંછા અમારા પ્રાચીન અવાર વાદ્યનો એક વધુ તાર બની જવાની છે.

હું એવા શિકારીઓની જમાતમાં નથી ભળવા માગતો કે જે બજારમાંથી મરેલું હરણ ખરીદીને ઘેર પહોંચતાં શોર મચાવે કે અમે શિકાર કરીને આવ્યા છીએ.

**અથવા આમ બને**—અફવા ફેલાઈ જાય કે કોઈ શિકારીએ એક ખીણમાં જબ્બર રાની આખલાનો શિકાર કર્યો છે. તરત જ બીજા શિકારીઓ રાની આખલાઓથી ઊભરાતી એ ખીણ તરફ રવાના થઈ જાય. દરમિયાનમાં પહેલો શિકારી બીજી જગ્યાએ મોટા રીંછનો શિકાર કરે. એની ખબર પડતાંવેંત બીજા શિકારીઓ એ જગ્યાએ ધસી જાય. એટલામાં ઉસ્તાદ શિકારી ત્રીજી ખીણમાં વિકરાળ હિમચિત્તાને ઠાર કરી નાખે. ખરો શિકારી કોણ? પોતાનો શિકાર આપમેળે ગોતી લેતો શિકારી કે તેને પગલે પગલે દોડી આવતો આદમી? એવા માણસો બીજા લોકોના ફાંસલા લૂંટી લેતાં અચકાતા નથી.

એવા માણસોની વાતથી મને અમુક લેખકો યાદ આવી જાય છે. લેખક કોર્નેઇ ચુકોવ્સ્કીને મળ્યા પછી જાણે અબૂતાલિબનું નામ પણ જાણમાં ન હોય એવો ઢોંગ કરનારા મારા એક પરિચિતના વર્તનની નકલ કોઈએ કદી ન કરવી જોઈએ.

સાગર સુધી પહોંચીને તેમાં ભળી જનારી નદીએ અફાટ નીલો જળવિસ્તાર જોઈને, ઊંચા પહાડોમાં પોતાને જન્મ આપનારા ઝરણાને, અને ઉપરથી નીચે વહેતી વેળા પોતે કાપેલા લાંબા અને સાંકડા તેમ જ પથરાળ અને વાંકાચૂકા પંથને, કદી ન ભૂલવાં જોઈએ.

ખરેખર, હું એ પહાડી ઝરણા જેવો છું. જેમાંથી મારું વહેણ ફૂટી નીકળ્યું એ મૂળ અને મારા વહેણનો પથરાળ પટ મને પ્યારાં છે. જેમાં થઈને મારાં જળ વહેતાં રહે છે એ ધૂંધળી ખીણો, જેની ઉપરથી પડતાં મારા જળના ધોધ રચાય છે એ ખડકો, અને જ્યાં મારાં જળ ઊંડાં બનીને આસપાસના પહાડોનાં તેમ જ ઉપર ફેલાયેલા સિતારા મઢેલા ગગનનાં પ્રિતિબિંબો ઝીલે છે એ નીચાણનાં નીરવ સ્થળો, મને પ્યારાં છે. અને વળી મારાં જળ ક્યારેક ધીમાં તો ક્યારેક વેગ પકડતાં આગળ વહેતાં રહે છે.

પરંતુ હું એમ નહિ કહું કે એકલી ખીણો જ મારે માટે પૂરતી છે. મારું વહેણ વહેતું રહે છે તેનો અર્થ જ એવો છે કે આગળ મારું લક્ષ્ય અંકિત છે. મારી વાટ જોતા અમાપ સાગરનો અણસારો હું અનુભવું છું એટલું જ નહિ પરંતુ તેને હું વાસ્તવમાં જોઈ પણ શકું છું.

આ બાબતમાં હું એકલો નથી. જેની સમક્ષ ભાવિના અપાર પંથો મોકળા થઈ ગયા છે એવા દાઘેસ્તાનનો હું અવિભાજ્ય અંશ છું. આ બધાં વરસો દરમિયાન કેવળ અમારાં કબ્રસ્તાનોની સીમાઓ જ નહિ પરંતુ જીવન અને જગત સંબંધી અમારા ખ્યાલોની સરહદી પણ વિસ્તાર પામી છે.

હું અવાર શાયર છું. પરંતુ મારા દિલમાં કેવળ અવારિસ્તાન કે આખા દાઘેસ્તાન અથવા સમગ્ર દેશ સંબંધી જ નહિ બલકે આપણી પૂરી પૃથ્વી સંબંધી નાગરિક જવાબદારીની ભાવના ભરેલી છે. આ તો વીસમી સદી છે. એથી ભિન્ન રીતનું જીવન જીવી શકાય જ નહિ.

**મને કહેવામાં આવ્યું:** મારા જન્મ પછી થોડા સમયે બાપુને પોતાના કામના સંબંધમાં અમુક વખત માટે હારાદેરિખ આઉલમાં જઈને રહેવાનું થયું. બાપુના ઘોડાની બન્ને તરફ બે થેલા બાંધી લેવામાં આવ્યા. એકમાં અમારી સઘળી ઘરવખરી ભરવામાં આવી—થોડોક લોટ, ભરડેલા જવ, ચરબી, અને કેટલાંક પુસ્તકો. બીજા થેલામાંથી મારું માથું બહાર દેખાતું હતું.

સફર પછી મા સખત માંદી પડી ગઈ અને એનું ધાવણ સુકાઈ ગયું. પણ અમે રહેવા ગયાં હતાં એ આઉલમાં એક બાઈનું નાનકડું બાળક તાજેતરમાં ગુજરી ગયેલું. એ મને ધવરાવવા રાજી થઈ ગઈ અને મારી પાલક માતા બની ગઈ.

એ રીતે હું જગતમાં બે સ્ત્રીઓનો અહેસાનમંદ છું. મારી જિંદગી ગમે એટલી ચાલે અને તેમને માટે અથવા તેમના કારણે હું ગમે એટલું કરું તોપણ તેમના અહેસાનનો બદલો હું કદી નહિ ચૂકવી શકું. પુત્રની ઉપર માતાનું અહેસાન અપાર હોય છે.

આ બન્ને સ્ત્રીઓ મારી માતાઓ છે—એકે મને આ જગતમાં જન્મ આપ્યો અને મારું પારણું ઝુલાવતાં ઝુલાવતાં હાલરડાં ગાઈને મને પોઢાડયો. બીજીએ મને છાતીએ વળગાડીને ધવડાવ્યો અને એ રીતે મોતની છાયાની ખીણમાંથી ઉગારી લીધો.

મારી પ્રજા, મારા વતનની નાનકડી ભૂમિ, અને મારા પ્રત્યેક પુસ્તકને પણ બે બે માતાઓ છે.

પહેલી માતા છે દાઘેસ્તાન, જ્યાં મારો જન્મ થયો, મારી



માતૃભાષાના ધ્વનિઓ મેં પહેલી વાર સાંભળ્યા, હું તેમાં બોલતાં શીખ્યો, અને તે મારા અસ્તિત્વનું એક અંગ બની ગયું. ત્યાં જ મેં મારી પ્રજાનાં ગીતો સૌપ્રથમ સાંભળ્યાં અને મારા પ્રથમ ગીતના સૂર રેલાવ્યા. ત્યાં જ મેં પહેલી વાર પાણી પીધું અને પહેલી વાર રોટીનો સ્વાદ ચાખ્યો. છોકરો હતો ત્યારે અણિયાળા ખડકો ઉપર ચડતાં હું અનેક વાર ઘવાયો પણ મારા વતનની ધરતીના પાણી અને જડીબુટ્ટીઓએ મારા જખમો રુઝાવી દીધા. પહાડી લોકોમાં કહેવાય છે કે અમારા પહાડોની જડીબુટ્ટીઓથી ન મટે એવો કોઈ રોગ દુનિયામાં છે જ નહિ.

મારી બીજી માતા છે મહાન રશિયા, મારી બીજી માતા છે મોસ્કો. તેણે જ મને પોષણ આપ્યું, પાંખો આપી, જીવનના રાજમાર્ગ પર વહેતો કર્યો, અપાર નવલા પંથ બતાવ્યા, આખું જગત બતાવ્યું.

આ બે માતાઓનો હું સંતાન તરીકે અહેસાનમંદ છું. મારા સાકલ્યામાં બે વણાટચિત્રો દીવાલે ટાંગેલાં છે—એક મહમૂદનું છે અને બીજું પૂશ્કિનનું છે. મારા ગામ નજીક આવેલાં પહાડી ચરાણોનાં કેટલાંય જ્વાલારંગી પુષ્પો કવિ બ્લોકના કાવ્યગ્રંથોનાં પૃષ્ઠો વચ્ચે પડયાં છે. એ કાવ્યો મને પેત્રોગ્રાદની ધવલ નિશાઓની શીતળતા બક્ષે છે.

મારી આ બે માતાઓ બે પાંખો જેવી, બે હાથ જેવી, બે આંખો જેવી, અથવા બે ગીતો જેવી છે. મારી બે માતાઓના હાથ મારા માથા ઉપર ફર્યા છે, પરંતુ જરૂર પડે ત્યારે એ જ હાથે મારા કાન પણ આમળ્યા છે. બન્ને માતાઓએ મારા પંદુરનો એકેક તાર બાંધ્યો છે, અને મારા પંદુરને બે તાર છે. તેમણે મને જમીનથી, મારા આઉલથી, ઉપર ઉઠાવીને ઉન્નતિ બક્ષી છે. મને આટલી ઉન્નતિ ન બક્ષવામાં આવી હોત તો મારી નજર જેને ચૂકી ગઈ

હોત એવું ઘણું ઘણું મેં તેમના ખભા પરથી નીરખ્યું છે. આસમાનમાં ઊડતા ગરુડને જેમ ખબર નથી હોતી કે પોતાની કઈ પાંખ વધારે અગત્યની છે, એવી જ રીતે હું નથી કહી શકતો કે મારી કઈ માતા મને વધારે વહાલી છે.

વીતેલા જમાનામાં પહાડી લોકો રોગ મટાડવા માટે કેવળ જડીબુટ્ટીઓ અને પાણીનો ઉપયોગ કરતા. તેઓ પોતાના જ હકીમોમાં આસ્થા રાખતા. સાચી વાત છે. તેમાંથી કેટલાકની યાદ તો આજ સુધી જળવાઈ રહી છે. માથાનો સાધારણ દુખાવો મટાડવા માટે તેઓ કાળું ઘેટું કતલ કરાવતા.

દરેક અવાર માણસ જાણે છે કે ધોળા અથવા રાખોડી ઘેટા કરતાં કાળા ઘેટાનું ગોશ્ત વધારે મજેદાર ને લહેજતદાર હોય છે. હકીમ ઘેટાની તાજી ઉતારેલી ખાલ રોગીને માથે લપેટીને તેને બેસાડી રાખતો. પછી તે જતી વખતે ખાલ વગરનું બધું ગોશ્ત ભેગું લઈ જતો.

આપણે અહીંયાં એવા લેભાગુ હકીમોની નહિ પરંતુ ઈમાનદાર અને પોતાનના કસબ તથા દવાઓના જાણકાર હકીમોની વાત કરીશું.

---

બાપુને એક વાર મોસ્કોની ક્રેમલિન હૉસ્પિટલમાં દાખલ થવું પડેલું. ત્યાં તેમને પોતાના વતન દાઘેસ્તાનનાં જડીબુટ્ટી અને ઝરણાં યાદ આવ્યાં. તેમણે દીકરાઓને બુત્સ્રા ધારના એક નાનકડા ઝરણાનું પાણી લઈ આવવા કહ્યું.

પુત્રો માટે પિતાના શબ્દો એટલે અફર આદેશ. દીકરાઓ દાઘેસ્તાન ગયા, બુત્સ્રા ધાર ઉપર ચડયા, ત્યાં તેમણે ઝરણું ગોતી કાઢયું અને તેમાંથી પાણી લઈને મોસ્કોની હૉસ્પિટલમાં પડેલા માંદા અવાર કવિને પહોંચાડયું.



બાપુએ પાણી પીધું અને તેમને રાહત મળી હોય એમ લાગ્યું. તેમની તબિયત સુધરી પણ ખરી. પરંતુ તેમને ખબર નહોતી કે એ જ દિવસે શરૂ કરવામાં આવેલાં ઈન્જેક્શનો પરદેશથી મંગાવેલી કોઈ નવી દવાનાં હતાં.

જગતના તબીબી વિજ્ઞાને સર્જેલી દવા માત્રથી તેમની તબિયત કદાચ ન સુધરી હોત. કદાચ કેવળ અવારના પાણીથી, અમારી દેશી દવાથી, તેમનો રોગ ન મટ્યો હોત. પરંતુ બન્ને દવાઓ એકીસાથે લેવામાં આવતાં તેમની તબિયત સુધરી.

સાહિત્યની બાબતમાં પણ એવું જ છે. તે વતનની ધરતીમાંથી, વતનની પ્રજામાંથી, માતૃભાષામાંથી પ્રગટે છે. પરંતુ આજના ખરા લેખકની ચેતના તેની રાષ્ટ્રીયતાની સીમાઓની પાર દૂર દૂર વિસ્તરેલી હોય છે. સમગ્ર માનવજાતિને, આખા જગતને, પ્રભાવિત કરતી બાબતો તેના દિલને પણ આવરી લે જ, તેના મનમાં પણ ઊભરાય જ.

સફરે ઊપડતો મુસાફર, શું સાથ ભાતું રાખશે;
થોડી મદિરા અને થોડા રોટલાઓ બાંધશે.
મીઠડા મહેમાન તું કાંઈ ફિકર કરતો નહિ,
મદિરા તારી અને કાંઈ રોટલા લેતો નહિ.

ડુંગર તણી રાણી તને, બત્રીસ ભોજન પીરસશે;
અને પતિ એનો પ્રેમથી, પ્યાલી મદિરા આપશે.

સફરે ઊપડતો મુસાફર, શું સાથ બીજું લઈ જશે;
તલખતી તલવાર તીખી, ભેટ ઉપર બાંધશે.
મીઠડા મહેમાન તું કાંઈ ફિકર કરતો નહિ,
તલખતી તલવાર તારી ભેટ પર ધરતો નહિ.

આવકારશે પહાડો તને, પ્રેમપુર્વક ઉમંગે;
અગર જો અપમાન તારું, કોઈ આવીને કરે,
તલવાર તીખી ખેંચતા, એ તારું રક્ષણ કરે;
મહેમાનનવાજીની ફરજ, એમ પહાડીઓ પૂરી કરે.

સફરે ઊપડતો મુસાફર, લાંબી સફરને કાપવા;
વિચારો! શું સાચવે બોજલ સફરને કાપવા?
લોકગીતો સુરીલાં, એ સાથ સંઘરતો જશે;
ને પંથ એનો કાપતો, એ ગીતડાં ગાતો જશે.

મીઠડા મહેમાન, સુરીલા અમારાં ગીતો ઘણાં;
હશે તેં પણ મધુર ગીતો પહાડીઓનાં સાંભળ્યાં;
તોય તારું ગીત નવલું સુરીલું તું લાવજે,
નહિ એનો ભાર કાંઈ, હૈયે ધરીને આવજે.

લેખકની તુલના ડૉક્ટરની સાથે કરવી હોય તો એવા ડૉક્ટરની સાથે કરવી જોઈએ કે જે કાળની કસોટીમાં પાર ઊતરેલી જડીબુટ્ટીઓ તેમ જ તબીબી વિજ્ઞાનની નવીનતમ સિદ્ધિઓનો, બન્નેનો, ઉપયોગ કરી શકતો હોય.

લેખકની તુલના પગપાળા વિદેશોની સફરો ખેડતા કોઈ મુસાફરની જોડે કરીએ તો એવા આદમીની જોડે કરવી જોઈએ કે જે પરદેશમાં મહેમાન તરીકે પહોંચે ત્યારે વતનનાં ગીતો દિલમાં સંઘરીને લઈ ગયો હોય, પરંતુ તેની સાથે સાથે, તેને માટે ગાવામાં આવતાં ગીતોને દિલમાં જગ્યા કરી આપે. તેને તેની પોતાની પ્રજા વિદાય આપશે, અને અન્ય પ્રજાના સભ્યો તેનું સ્વાગત કરશે. બન્ને પ્રજાઓને પોતપોતાનાં ગીતો હોય છે.

કેલેબ આઉલમાં પ્રથમ વ્યાખ્યાનકારો અને જાહેર વક્તાઓ આવવા લાગ્યા ત્યારે સ્ત્રીઓ વક્તા તરફ પીઠ કરીને બેસતી. બહારથી



આવનારા માણસને સ્ત્રીઓના ચહેરા જોવાનો હક નહોતો. પરંતુ પછી શાયરોનાં ગીતો શરૂ થાય ત્યારે સ્ત્રીઓની નજરમાં પોતાના પૂર્વગ્રહો કરતાં શાયરનું સંગીત વધારે પ્રબળ સાબિત થઈ જતું અને સૌ સ્ત્રીઓ ફરી જઈને પોતાના ચહેરા તેની તરફ કરી દેતી. એટલું જ નહિ, તેઓ પોતાના ચહેરા સામે લટકતી બુરખાની ઝૂલો પણ પાછળ ફગાવી દેતી.

મારી માએ મારે પારણે ગાયેલું ગીત મારા અંગેઅંગને ઝણઝણાવતું ન હોય, મારા દિલમાં ગુંજતું ન હોય, એવો એક પણ દિવસ, એવી એક પણ ઘડી, મારી જિંદગીમાં ગુજરતી નથી. એ ગીત મારી પૂરી શાયરીનું પારણું છે. એ તો તકિયો છે જેની ઉપર હું મારું થાકેલું માથું ઢાળું છું, એ તો ઘોડો છે જે મને મારી મંઝિલે પહોંચાડે છે, એ તો મારી તરસ છિપાવતું ઝરણું છે, મને હૂંફ આપતી ઘરની સગડી છે જેને હું મારી જિંદગીમાં હરઘડી સાથે રાખું છું.

પરંતુ હું શુકૂમ જેવો નથી બનવા માગતો. એ મોટો અને જોરાવર થઈ ગયો છતાં ધાવણ છોડવા તૈયાર નહોતો, એને ધવડાવ્યા વગર એની માનો છૂટકો નહોતો. એવા માણસો વિશે કહેવાય છે કે "ચરાણમાં આખલો, પણ મન વાછડાનું."

આજકાલ પ્રશ્નોત્તરી ભરવાની બાબત સાધારણ બની ગઈ છે. મારે જે પ્રશ્નોત્તરીઓ ભરવી પડે છે તેની ગણતરી પણ હું ભૂલી ગયો છું. તેમાંથી એકેયમાં દેશદાઝ સંબંધી એક પણ સવાલ કદી જોવામાં નથી આવ્યો. પરંતુ તેનો અર્થ એવો નથી કે સામાન્ય રીતે દેશદાઝનું અસ્તિત્વ જ ન હોય.

પરંતુ તમે સોવિયેત સંઘના નાગરિક છો એમ પ્રશ્નોત્તરીમાં નિર્દેશિત કરવાનું જ પૂરતું નથી, તમારે એવું વર્તન પણ કરવું જ જોઈએ. તમે સોવિયેત કોમ્યુનિસ્ટ પાર્ટીના સભ્ય છો એમ

પ્રશ્નોત્તરીમાં નિર્દેશિત કરવાનું જ પૂરતું નથી, તમારે પાર્ટીના સભ્ય તરીકે વર્તવું પણ જોઈએ જ. "વતનની ભાષા"ના ખાનામાં કેવળ "અવાર" લખી નાખવાનું જ પૂરતું નથી, એ તમારાં કૃત્યોમાં તમારી વતનની ભાષા તરીકે સાબિત થવી જ જોઈએ. તેને વફાદાર રહેવાની હિંમત તમારામાં હોવી જ જોઈએ.

મારા મહેમાનો, ભલે તમે ગમે ત્યાંથી આવ્યા હો, હું તમારું સ્વાગત કરું છું. હું તમારાં સઘળાં ગીતોનું સ્વાગત કરું છું. મારે ત્યાં ભાઈઓ તરીકે આવો, બહેનો તરીકે આવો. મારા દિલમાં તમારા સૌ માટે પૂરતી જગ્યા છે!

પહાડોનો આદમી ઘોડા ઉપર પોતાની પાછળ કોઈ બીજી પ્રજાની ઓરતને બેસાડીને ખુંઝાહ પાછો ફરે તો લોકો ભવાં ચડાવવાના જ. આઉલના વડેરાઓ તેના વર્તનને કદી બહાલી ન જ આપે. પરંતુ હવે તો નાનેરાં ને મોટેરાં સૌ એવી ઘટનાઓથી ટેવાઈ ગયાં છે. અવાર આદમી બીજી કોઈ પ્રજાની ઓરત જોડે શાદી કરે તો તેને હવે શરમની વાત નથી ગણવામાં આવતી. પહાડી લોકો હવે તો એક જ જાતની શાદીને વખોડી કાઢે છે—પ્યાર વગરની શાદીને.

એ તો બેશક હકીકત છે કે ફૂલો જેટલાં વધારે વિવિધ હોય એટલા પ્રમાણમાં ગુચ્છો અધિક સુંદર બને. આસમાનમાં સિતારા જેટલા વધારે હોય એટલા પ્રમાણમાં તે વધારે તેજસ્વી લાગે. મેઘધનુષ મોહક લાગે છે કેમ કે તેમાં પૃથ્વીના સઘળા રંગોનો સુમેળ સધાયેલો હોય છે.

એક વાર મેં આફ્રિકામાં એક અસાધારણ ફૂલ જોયેલું. તેની પ્રત્યેક પાંદડી પોતાની આગવી સુગંધ અને નામ ધરાવતી હતી. ટૂંકામાં, મેં એક જ દાંડી ઉપર ફૂલોનો આખો ગુચ્છો ઊગેલો જોયો, પરંતુ હકીકતમાં એ તો એક જ ફૂલ હતું.



મારી મંછા છે કે મારું અવાર પુસ્તક એ અદ્ભુત ફૂલ જેવું બને, જેથી દરેક ઇન્સાનને તેમાં પોતાના દિલને પ્યારું કશુંક સાંપડે.

એટલે હું મારા પુસ્તકના સર્જનમાં ઉપયોગી થાય એવી દરેક બાબતની ગોઠવણી કરું છું. કુબાચીના કાબેલ કારીગરની જેમ, જરૂરી બધી વસ્તુઓ મારી પાસે તૈયાર છે. એની પાસે એનું સોનું ને રૂપું, હથોડી ને પોલારિયું, અને બીજાં ઓજારો તૈયાર હોય છે. મારી પાસે મારી માતૃભાષા, લોકો અને તેમનાં ચારિત્રોની રૂપરેખાઓ, અમારાં ગીતોના મધુર સૂરો, ઇતિહાસ અને ઇનસાફની ભાવના, મારો પ્યાર, મારી ભૂમિની કુદરત, બાપુની યાદ, મારી પ્રજાનો ભૂતકાળ અને ભવિષ્ય છે... મારા હાથમાં સોનાની લગડીઓ છે. પરંતુ મારા હાથમાં પૂરતું કૌશલ્ય છે ખરું? મારી પ્રતિભા અને મારું કૌશલ્ય પૂરતાં સાબિત થશે ખરાં?

મારાં ગીતોને તરવરતાં પંખીઓની જેમ તમારી હથેળીઓમાં મૂકવા માટે મારે શું કરવું? પ્યાર જેમ દિલને ભરી દે એવી જ રીતે એ ગીતો આમંત્રણ કે ચેતવણી વગર તમારાં દિલોને ભરી દે, તેને માટે માટે મારે શું કરવું?

મારી નજર ફરી વાર મારા ટેબલ પર પડેલી દરેક વસ્તુ ઉપર ફરી વળે છે...

**કહેવાય છે** કે જે જિગિતની પાસે ઘોડો ન હોય તેની બીબી તેને છોડીને ભલે ચાલી જતી.

**એમ પણ કહેવાય છે** કે જે જિગિતની પાસે ઘોડા માટે પલાણ કે ચાબુક ન હોય તેની બીબી તેને છોડીને ભલે ચાલી જતી.

**કહેવાય છે** કે ગરુડને ખડ ખવડાવવાની અને ગધેડાને માંસ ખવડાવવાની કોશિશ કદી ન કરવી.

**કહેવાય છે** કે રૂડું મજાનું ઘર પણ તેની દીવાલો મજબૂત ન હોય તો પડી જાય.

**કહેવાય છે** કે એક વાર એક મરઘીને સપનું આવ્યું. સપનામાં તેણે જોયું કે પોતે ગરુડ છે. તેણે ખડક ઉપરથી ઊડવાની કોશિશ કરી અને પરિણામે તેની પાંખો તૂટી ગઈ.

એક વાર એક ઝરણાને સપનું આવ્યું કે પોતે તો મોટી નદી છે. તેણે પોતાનાં પાણી રેતી ઉપર છલકાવી દીધાં અને પરિણામે તે સાવ સુકાઈ ગયું.



## ભાષા

શિશુ હસે ને ભરે ઊં'કારા, શબ્દ સૂણે ના કોઈ જ એનો;
બતાવી દેશે સમયની સાથે, કોણ છે એ ને આવ્યો શેનો.
(એક પારણા ઉપર અંકિત પંક્તિઓ)

જગતમાં શબ્દો ન હોત તો તે આજે છે એવું ન હોત.

કવિનો જન્મ પૃથ્વીના સર્જનથી એકસો વરસો પહેલાં થયેલો.

ભાષાની જાણકારી વગર કાવ્ય લખવાની હિંમત કરે
એવો ઇન્સાન તરવાની આવડત વગર તોફાની નદીમાં કૂદી પડતા
પાગલ આદમી જેવો હોય છે.

મગજમાં ઊભરાતા અદમ્ય વિચારોને વ્યક્ત કરવા નહિ પરંતુ જીભના સળવળાટને વશ થઈને કેટલાક લોકો બોલ બોલ કરતા હોય છે. વળી કેટલાક લોકો કાવ્યો લખે છે, પરંતુ તેનું કારણ હૈયે ઊભરાતી પ્રબળ લાગણીઓ નહિ પણ... જવા દો, એ લોકો અચાનક શા માટે કાવ્યો લખવાનું શરૂ કરે છે એ કહેવું મુશ્કેલ છે. તેમની પંક્તિઓ ઘેટાની અણકેળવેલી ખાલના થેલામાં ભરેલા ઠળિયાના ખડખડાટ જેવી લાગે છે.

એ લોકો પહેલાં આસપાસ નજર નાખીને જોઈ લેવાની તકલીફ નથી લેતા કે દુનિયામાં શું ચાલી રહ્યું છે. એ લોકોને કાન માંડીને સાંભળી લેવાની પરવા નથી હોતી કે દુનિયા કેવી





સંવાદિતાઓ, ગીતો, અને મધુર રાગણીઓથી ભરેલી છે.

સવાલ પૂછી શકાય કે ઇન્સાનને આંખો, કાન, અને જીભ શા માટે મળ્યાં છે? ઇન્સાનને આંખો બે, કાન બે, અને જીભ ફક્ત એક જ કેમ હોય છે? કારણ એ હોવું જોઈએ કે જીભ એક પણ વેણ જગતમાં વહેતું મૂકે તે પહેલાં બે આંખો થોડુંક જોવાની અને બે કાન થોડુંક સાંભળવાની કામગીરી કરી લે.

જીભેથી છટકી ગયેલું વેણ, સીધા ઢોળાવવાળી સાંકડી પહાડી કેડીએ થઈને નીચે વિશાળ સપાટ મેદાનમાં આવી પહોંચેલા ઘોડા જોડે, ખૂબ સામ્ય ધરાવે છે. કદાચ સવાલ પૂછવામાં આવે કે માણસ વેણને હૈયામાંથી પસાર કર્યા વગર જગતમાં વહેતું મૂકી શકે ખરો?

ખાલી વેણ જેવી કોઈ ચીજ હોતી જ નથી. તે આમાંથી કોઈ એક હોઈ શકે—કડવા, વધાઈ, સૌંદર્ય, પીડા, કાદવ, ફૂલ, જૂઠાણું, સત્ય, પ્રકાશ કે અંધકાર.

મારી માતૃભૂમિએ, મેં કંઈક વખતે સાંભળ્યું;
પાક શબ્દે વિશ્વ, પાપી કાજ છે પેદા કર્યું.

ચમત્કારી કાર્ય કરતો, એ શબ્દ કેવો લાગતો?
ફરમાન છે કે વચન, (કે) સ્તુતિનાદ અંતર જાગતો?

બેરહેમીએ પીંખાયેલા, અમો પિશાચી શક્તિએ;
વિશ્વ કાજે જંગ જાગે, અમે લડીએ ભક્તિએ;
સ્તુતિવચન કે ફરમાન, શબ્દ તારો વદ નકી;
જે ઉગારી લે અમારું, વિશ્વ આ યુદ્ધો થકી.

એક વાર મારા એક દોસ્તે કહેલું કે મારા વેણનો હું જ મુખત્યાર છું — મારી મરજી હોય તો એને પાળું, મને મન થાય તો એનો ભંગ કરું. મારા દોસ્ત માટે એ બાબત કદાચ બરાબર હોય, પરંતુ લેખક તો પોતાનાં વેણ, પ્રણ, કે કહેવાનો ખરો મુખત્યાર હોવો જોઈએ. તેણે એકના એક હેતુ ખાતર બે વાર પ્રણ ન લેવું જોઈએ. મારા અભિપ્રાયમાં, વારંવાર પ્રણ લેનારો માણસ સામાન્ય રીતે લબાડ જ હોય.

આ પુસ્તક ગાલીચા જેવું હોય તો હું તેને અવાર ભાષાના બહુરંગી તાંતણાઓ વડે વણી રહ્યો છું, તે ઘેટાની ખાલના શિયાળુ કોટ જેવું હોય-તો હું ખાલનું સીવણ અવાર ભાષાના મજબૂત દોરા વડે કરી રહ્યો છું.

કહેવાય છે કે ખૂબ લાંબા કાળ પહેલાં અવાર ભાષામાં બહુ થોડા શબ્દો હતા. "આઝાદી", "જિંદગી", "હિંમત", "દોસ્તી", અને "સૌજન્ય" જેવા ખ્યાલો એકના એક શબ્દ વડે અથવા ખૂબ મળતા ધ્વનિ અને અર્થ ધરાવતા શબ્દો વડે વ્યક્ત કરવામાં આવતા. બીજા લોકો ભલે કહેતા કે અમારી નાનકડી પ્રજાની ભાષા નબળી છે. હું તો જે ઇચ્છું એ બધું મારી માતૃભાષામાં વ્યક્ત કરી શકું છું, અને મારી લાગણીઓ તથા વિચારોને વ્યક્ત કરવા માટે મને કોઈ બીજી ભાષાની જરૂર નથી પડતી.



દાઘેસ્તાનમાં લાક નામે એક નાનકડી પ્રજા છે. લાક ભાષા બોલતા લોકોની કુલ સંખ્યા લગભગ પચાસ હજાર હશે. આથી વધારે ચોક્કસ ગણતરી મુશ્કેલ બની જાય કેમ કે ત્યાં હજી બોલતાં ન શીખેલાં બાળકો છે અને પોતાના બાપદાદાની ભાષા ભૂલી ગયેલા માણસો પણ છે.

લાક લોકોની સંખ્યા નાની છે પરંતુ દુનિયાના અનેક સુદૂર ભાગોમાં તેમનો ભેટો થઈ જાય છે. પથરાળ જમીનની નજીવી ઊપજને કારણે તેઓ આખી દુનિયામાં ભમતા થઈ ગયા છે. ઘણા લાક માણસો કાબેલ કારીગરો છે — મોચી, સોની, કંસારા, વગેરે. કેટલાક ભમતા ગવૈયા છે અને વતનનાં ગીતો ગાઈને ગુજરાન ચલાવે છે. દાઘેસ્તાનમાં કહેવાય છે કે "તરબૂચ કાપતાં સંભાળ રાખવી, એમાંથી કદાચ કોઈ લાક આદમી નીકળી પડે."

પરદેશોની સફરે નીકળતા બેટાને લાક-માતા શિખામણ દેશે કે "શહેરની બનાવટની થાળીમાં ખાવાનું બને ત્યારે થાળીની નીચે જોઈ લેજે, કદાચ આપણો કોઈ લાક આદમી મળી આવે."

**તેમની એક કહાણી સાંભળો.** એક વાર કોઈ લાક આદમી એક મોટા શહેરના માર્ગો પર રખડતો હતો — મોસ્કો અથવા કદાચ લેનિનગ્રાદ. અચાનક તેની નજરે દાઘેસ્તાની પોશાક પહેરેલો એક આદમી પડયો. જાણે વતનની હવાની લહેરખી આવી હોય એવી લાગણી દિલમાં પેદા થતાં તેણે અજાણ્યા માણસ જોડે વાત કરવાનું નક્કી કર્યું. તે દોડતો અજનવી પાસે પહોંચી ગયો અને તેને લાક ભાષામાં કંઈક કહ્યું. એ માણસે માથું ધુણાવીને જણાવ્યું કે પોતાને કંઈ સમજાયું નથી. પછી લાક આદમીએ કુમીક, તાત, અને લેઝઘીન ભાષાઓના પ્રયોગો કર્યા, પરંતુ પેલાને તોયે કંઈ ન સમજાયું, ગમે તે ભાષા વાપરવા છતાં દાઘેસ્તાની પોશાક પહેરેલા પોતાના

દેશવાસીને બોલતો કરવામાં સફળતા ન જ મળી એટલે પછી લાક આદમીએ રશિયન ભાષા અજમાવી. ત્યારે જ ખબર પડી કે લાક આદમીને અવાર આદમીનો ભેટો થઈ ગયો હતો. અવાર આદમીએ તો પોતાના અજંબ સંગાથીની ઝાટકણી જ કાઢી નાખી.

"તમે તે કેવા દાઘેસ્તાની છો! કેવા હમવતની છો! તમને તો અવાર ભાષાયે નથી આવડતી! તમે દાઘેસ્તાની નહિ પણ અબુધ ઊંટિયા જેવા છો."

મારા અવાર બંધુની દલીલને હું ટેકો ન જ આપી શકું. બીચારા લાક આદમીને તેણે શું કરવા ખખડાવી નાખ્યો હશે? બેશક, અવાર ભાષા આવડવી જોઈએ, પરંતુ એ કંઈ આવશ્યક તો નથી જ. મહત્ત્વની વાત તો એ છે કે તેને પોતાની ભાષા આવડતી હતી, લાક લોકોની ભાષા આવડતી હતી. વળી, લાક આદમીને બીજી પણ કેટલીય ભાષા આવડતી હતી, પણ અવાર આદમીને નહોતી આવડતી.

એક વાર **અબૂતાલિબ** મોસ્કો ગયેલા અને ત્યાં તેમને માર્ગમાં કોઈ રાહદારી જોડે વાત કરવાની જરૂર પડી. કદાચ બજારનો રસ્તો પૂછવો હશે. બન્યું એવું કે એ રાહદારી અંગ્રેજ નીકળ્યો. અબૂતાલિબને નવાઈ ન લાગી કેમ કે મોસ્કોના રસ્તાઓ પર તો ઘણાબધા પરદેશીઓ મળી જાય છે.

અંગ્રેજને અબૂતાલિબની વાત સમજાઈ નહિ એટલે તેણે સવાલ શરૂ કરી દીધા—પહેલાં અંગ્રેજીમાં અને પછી ફ્રેંચ, સ્પેનિશ, અને કદાચ બીજી કેટલીય ભાષાઓમાં પણ.

અબૂતાલિબે અંગ્રેજની જોડે રશિયનમાં અને પછી લાક, અવાર, લેઝઘીન, દાર્ગિન, અને આખરે કુમીક ભાષામાં વાત કરવાની કોશિશ કરી.

બેઉ જણા એકબીજાની વાત સમજ્યા વગર જ છૂટા પડયા.



ત્યાર પછી થોડા વખતે, વધારે પડતું ભણેલા અને અંગ્રેજી ભાષાના બરાબર અઢી શબ્દો જાણતા એક દાઘેસ્તાનીએ અબૂતાલિબને સંસ્કારિતાનું મહત્ત્વ સમજાવવાની કોશિશ કરી.

"સંસ્કારિતાનો અર્થ શો થાય છે એ તમે જોયું. તમે સુસંસ્કારી માણસ હોત તો અંગ્રેજની જોડે વાત કરી શક્યા હોત. સમજાય છે ને?"

"બેશક, સમજાય છે," અબૂતાલિબે જવાબ આપ્યો. "પરંતુ એ અંગ્રેજ મારા કરતાં વધારે શિક્ષિત શા માટે ગણાવો જોઈએ? આખર, તેની જોડે વાત કરવાની કોશિશ મેં જે જે ભાષાઓમાં કરી તેમાંથી એકેય તેને નહોતી આવડતી."

મારી નજરમાં તો ઈન્સાનની ભાષાઓ આસમાનના સિતારાઓ જેવી છે. બધા સિતારાઓ એકરૂપ થઈને એક જ સિતારો બની જાય એ મને ન ગમે. તેને માટે તો સૂરજ છે જ. આસમાનમાં તો સિતારા પણ ટમકતા રહેવા જ જોઈએ. દરેક ઈન્સાનને પોતાના આગવા સિતારા હોવા જોઈએ.

મને મારો સિતારો પ્યારો છે, મારા વતનની અવાર ભાષા પ્યારી છે. નાનકડી ટેકરીમાંથી પણ સોનાનો મોટો ભંડાર મળી આવે, એમ કહેનારા ભૂવિજ્ઞાનીઓની વાત મને સાચી લાગે છે.

એક ઓરતે બીજીને આવી કદુવા આપેલી— "ખુદા તારાં બચ્ચાંને એમની મા બોલે છે એ ભાષાથી અણજાણ રાખે."

**કદુવા અંગે**. હું મારું કાવ્ય 'પહાડી ઓરત' લખી રહ્યો હતો ત્યારે તેમાં આવતા ખિજાળ ઓરતના પાત્રની જીભે મૂકવા માટે મને કેટલીય કદુવાઓની જરૂર પડી. કોઈએ મને કહ્યું કે દૂરના એક પહાડી ગામમાં વસતી એક આધેડ બાઈ કદુવા વરસાવવામાં બધી

પાડોશણોને હંફાવી દે એવી છે. એ અજબ ઈન્સાન જોડે ઓળખાણ કરવા હું તરત જ રવાના થઈ ગયો.

હું તેને ઘેર પહોંચ્યો ત્યારે વસંતના રળિયામણા પ્રભાતની લીલા ફેલાયેલી હતી. એવે વખતે આકરાં વેણ કાઢવાં એટલે પાપ જ ગણાય. મેં આધેડ બાઈને સાફ દિલે મારી મુલાકાતનો મકસદ જણાવી દીધો—મેં તેને કહ્યું કે મારા કાવ્યમાં વણી લેવા માટે કેટલીક કમાલની કદુવાઓની મને જરૂર પડી છે.

"તારી જીભ કરમાઈ જાય, તારી માશુકનું નામ તું ભૂલી જાય, તું કોઈને કામસર મળવા જાય ત્યારે એ માણસને તારી વાતથી ગેરસમજણ થાય, તું દૂર દેશાવર રખડીને પાછો ફરે ત્યારે તારા વતનના ગામને સલામ કહેવાનું ભૂલી જાય, તારું મોં બોખું થઈ જાય ત્યારે તેમાં પવન સુસવાટા બોલાવે... શિયાળના બચ્ચા, મારા દિલમાં ખુશી ન હોય ત્યારે હું હસું (એ લહાવો તને ખુદા ક્યારેય ન આપે) કેમ કરીને? જે ઘરમાં મૈયત ન પડ્યું હોય ત્યાં આંસુ ટપકાવવાનો શો મતલબ? કોઈએ મને માઠું ન લગાડ્યું હોય કે મારું અપમાન ન કર્યું હોય તો મારે શું તારે ખાતર કદુવાઓ ઉપજાવી કાઢવી? રસ્તે પડી જા, અને આવી નકામી વાતો લઈને ફરી કદી આવતો નહિ."

"મહેરબાની, ભલી બાઈ," કહેતો હું સાકલ્યામાંથી બહાર નીકળી ગયો.

રસ્તે ચાલતાં મને વિચાર આવ્યો: "આ બાઈ ખીજમાં નહિ પણ જાણે નિરાંતની હાલતમાં હતી ત્યારે તેણે મને આવી કારમી કદુવાઓ સંભળાવી, તો પછી તે ખરેખર ઉશ્કેરાઈ જાય ત્યારે માથા ઉપર કેવા બોલ ઝીંકે?"

મને લાગે છે કે એવો વખત પણ આવશે જ્યારે કોઈ દાઘેસ્તાની લોકસાહિત્યકાર પહાડી વિસ્તારોની કદુવાઓના સંકલનનું પુસ્તક



તૈયાર કરશે. ત્યારે જ લોકોને જાણવા મળશે કે અમારા પહાડી ઈન્સાનો નવરચના, દક્ષતા, અને કલ્પનાની પ્રતિભા કેટલી હદે ધરાવે છે, અને અમારી ભાષા કેટલી ભાવવાહક બની શકે છે.

દરેક આઉલની આગવી કદુવાઓ હોય છે. તેના દાહક કોપથી દૂર જ રહેવું! તેમાંની કેટલીકમાં તમારા હાથપગ અદૃશ્ય બંધનો વડે જકડી લેવામાં આવશે, તમને કફનમાં લાંબા કરી દેવામાં આવ્યા હશે, તમારા ડોળા તમારી ખાવાની થાળીમાં પડી ગયા હશે, અને કેટલીકમાં તમારા ડોળા અણિદાર પથ્થરો ઉપર ગબડતા ગબડતા ભેખડ નીચે અલોપ થઈ જશે. આંખોને લગતી કદુવાઓ સૌથી ભયંકર ગણાય છે. એવી કદુવાઓ સૌથી વધારે માનીતી હોય છે. પરંતુ એથીયે વધારે આકરી કદુવાઓ પણ હોય છે. એક વાર મેં એક આઉલમાં બે ઓરત વચ્ચેનો કજિયો જોયેલો.

"અલ્લા તારાં બચ્ચાંને તેમની ભાષા શીખવનાર વગરનાં કરી દે."

"ના, અલ્લા તારાં બચ્ચાંને, તેઓ પોતાની ભાષા જેમને શીખવી શકે એવા ઈન્સાનો વગરનાં કરી દે."

કદુવાઓ આટલી ભયંકર હોઈ શકે. પરંતુ કદુવાઓના ઉપયોગ વગર પણ, પહાડી વિસ્તારોમાં પોતાના વતનની ભાષા પ્રત્યે આદર ન ધરાવતો કોઈ પણ માણસ, સૌનો આદર તદ્દન ગુમાવી બેસવાનો જ. પહાડી આદમીની મા, પોતાના દીકરાએ હલકી ભાષામાં લખેલાં કાવ્યો કદી નહિ વાંચે.

**મારી નોટબુકમાંથી:** એક વાર પૅરિસમાં હું એક કલાકારને મળેલો. તે મૂળ દાઘેસ્તાનનો વતની હતો, પણ ક્રાંતિ પછી થોડા વખતે ઈટાલી ચાલ્યો ગયેલો. તેણે ત્યાં જ અભ્યાસ કર્યો, ઈટાલિયન કન્યા જોડે લગ્ન કર્યું, અને ઈટાલીમાં જ રહી ગયો. પહાડી વિસ્તારના રિવાજોથી ટેવાયેલા એ માણસ માટે, પોતે અપનાવેલા દેશમાં

સ્થાયી જીવન ગાળવું મુશ્કેલ બની ગયું. તે ખૂબ સફરો ખેડતો અને દૂર સુદૂરના દેશોનાં પાટનગરો જોવા જતો. પરંતુ ગમે ત્યાં જાય તોયે તેની ઝંખના તેને ચેન પડવા ન દેતી. મેં કલાકારને વિનંતિ કરી કે મને તેનાં ચિત્રો બતાવે. તેની વતનની ઝંખના રંગોમાં કેવી રીતે વ્યક્ત થઈ હશે એ જોવાની મારી ઇચ્છા હતી.

અને ખરેખર, એક ચિત્રનું નામ પણ 'વતનની ઝંખના' હતું. તેમાં પરંપરાગત અવાર વેશભૂષા પરિધાન કરેલી એક સ્ત્રીનું (તેની પત્નીનું) નિરૂપણ હતું. તે એક પહાડી ઝરણા પાસે ઊભી હતી અને તેના હાથમાં, હોત્સાતલના મશહૂર કારીગરોની કાબેલિયતના નમૂના સમી, ચાંદીની નકશીદાર સુરાહી હતી. જાણે પહાડના ઢોળાવ પર મઢેલું હોય એવું કોઈ એકાકી અવાર આઉલ, એથીયે વધારે એકાકી પહાડની પૃષ્ઠભૂમિમાં નજરે પડતું હતું. તેનાં મકાનો પથ્થરનાં હતાં. પહાડના શિખર ફરતે ધુમ્મસ ફેલાયેલું હતું.

"ધુમ્મસ એટલે પહાડોનાં આંસુ," ચિત્રકારે કહ્યું. "ઢોળાવો પર ધુમ્મસ ફેલાઈ જાય ત્યારે ખરબચડા ખડકો પરથી નિર્મળ ટીપાં ટપકવા લાગે. આ ધુમ્મસ એટલે હું પોતે જ."

એક બીજા ચિત્રમાં, વેરાન ખડકો વચ્ચે ઊગી નીકળેલા કાંટાળા છોડવા ઉપર બેઠેલા એક પંખીનું દૃશ્ય હતું. કોઈ પંખી ગીત ગાઈ રહ્યું હતું અને એક ગમગીન પહાડી બાળા સાક્લ્યાની બારીમાંથી બહાર જોઈ રહી હતી. ચિત્રે મારા મનમાં જગાવેલું કુતૂહલ ધ્યાનમાં આવતાં કલાકાર બોલ્યો: "આ ચિત્રની પ્રેરણા મને એક પ્રાચીન અવાર દંતકથામાંથી મળેલી."

"કઈ દંતકથા?"

"એક પંખીને પકડીને પાંજરામાં પૂરી દેવામાં આવેલું. કેદી પંખી દિનરાત રટણ કરતું રહેતું: 'મારું વતન, મારું વતન, મારું



વતન, મારું વતન.' હું પણ આ બધાં વરસો દરમિયાન એ જ શબ્દોનું રટણ કરતો રહ્યો છું. પંખીના માલિકને થયું: 'આ પંખીનું વતન કેવું હશે? એ તો ચોક્કસ રળિયામણી આબોહવાની ખીલતી કોઈ ભૂમિ હશે, તેનાં વનોમાં દૈવી પંખીઓ કલ્લોલ કરતાં હશે. પંખીને છૂટું મૂકીને જોઉં તો ખરો કે ઊડતું ક્યાં જાય છે. એ અદ્‌ભુત ભૂમિનો માર્ગ તે મને બતાવી દેશે.' તેણે પાંજરું ખોલી નાખ્યું. પંખી ઊડતું બહાર નીકળીને, જરાક છેટે પથરાળ જમીનમાં ઊગી નીકળેલા કાંટાળા છોડવા પર બેસી ગયું. તેનો માળો છોડવાની ડાળીઓમાં હતો. મારા પાંજરાની બારીઓમાંથી હું પણ મારું વતન નીરખતો રહું છું," કલાકારે વાત પૂરી કરી.

"તો પછી તમે કેમ વતન પાછા નથી ફરતા?"

"એની વેળા વીતી ગઈ છે. હું વતન છોડીને નીકળ્યો ત્યારે મારું દિલ જુવાન અને જોશીલું હતું. હવે ખાલી આ બુઢ્ઢાં હાડકાં લઈને પાછો કેવી રીતે જાઉં?"

પૅરિસથી પાછો આવીને હું ચિત્રકારનાં સગાંસંબંધીઓને મળ્યો. તેની મા હજી જીવતી હતી એ જાણીને મને અચરજ થયું. પરદેશની જિંદગી ખાતર વતન તજી દેનારા દીકરા સંબંધી મારી વાત, સાક્લ્યામાં એકઠાં થયેલાં સગાંસંબંધીઓએ ગમગીન ચહેરે સાંભળી. પણ મને લાગ્યું કે સૌએ તેને માફી આપી દીધી છે અને તે જીવતો છે એ જાણીને બધાં ખુશીની લાગણી અનુભવે છે.

"તમે વાતચીત અવાર ભાષામાં કરેલી?" તેની માએ અચાનક સવાલ કર્યો.

"ના, દુભાષિયા મારફત વાત થયેલી, મેં રશિયન ભાષામાં અને તમારા દીકરાએ ફ્રેંચ ભાષામાં."

અમારા પ્રદેશની સ્ત્રીઓ દીકરાના મોતની ખબર મળતાં જેમ કરે છે એવી રીતે માએ ચહેરા આડો કાળા કપડાનો મલાજો કરી

દીધો. સપાટ છાપરા ઉપર પડતા વરસાદનો શોર સંભળાતો હતો. અમે અવારિસ્તાનમાં બેઠાં હતાં. દુનિયાને બીજે છેડે પૅરિસમાં ક્યાંક દાઘેસ્તાનનો ફક્કડ બેટો પણ વરસાદનો ટપ ટપ શોર કદાચ સાંભળી રહ્યો હશે.

લાંબી ચુપકી બાદ મા બોલી: "તમારી ભૂલ થાય છે, રસૂલ. મારા દીકરાના મોતને તો જમાનો વીતી ગયો. એ મારો દીકરો ન હોય. મારો કોઈ દીકરો અવાર માએ એને શીખવેલી ભાષા કદી ન જ ભૂલે."

**એક યાદ**. એક જમાનામાં હું અવાર નાટક મંડળીમાં કામ કરતો હતો. મારી જિંદગીમાં મેં એવા દિવસો પણ જોયા છે કે જ્યારે રંગમંચનાં દૃશ્યચિત્રો, વેશભૂષા, અને બીજી ચીજો માથે લાદીને (રંગમંચનો બધો સરસામાન અને સાજસામગ્રી ગધેડાં ઉપર લાદીને લઈ જવામાં આવતાં, પણ થોડુંઘણું બચી જતું જેને અદાકારો પોતે જ ઉપાડી લેતા), અમે ગામોમાં ફરતા અને પહાડોમાં વસનારા લોકો સમક્ષ નાટ્યકલાના કાર્યક્રમો રજૂ કરતા. એ રીતે ગાળેલું વરસ મને ઘણી વાર યાદ આવે છે.

કેટલાક કાર્યક્રમોમાં મને નાનકડી ભૂમિકા આપવામાં આવતી, પરંતુ સામાન્ય રીતે તો હું પડદા પાછળથી અદાકારોને સંવાદ યાદ કરાવવાનું કામ કરતો. મને, ઊગતા કવિને, નાટક મંડળીમાં બીજી કોઈ પણ ભૂમિકા કરતાં એ કામ ઘણું વધારે ગમતું. અદાકારી, ભાવની અભિવ્યક્તિ, હાવભાવ, અને રંગમંચ પર મોજૂદગી જેવી બાબતોને હું ગૌણ મહત્ત્વની ગણતો. વેશભૂષા, સજાવટ, વગેરેને હું ગૌણ મહત્ત્વની બાબતો ગણતો. મારી નજરમાં તો વાચનાનું મહત્ત્વ જ સૌથી વધારે હતું, એટલે હું પાકું ધ્યાન રાખતો કે અદાકારો સંવાદમાં ભૂલ ન કરે અને ઉચ્ચાર સરખી રીતે કરે. કોઈ અદાકાર એકાદ શબ્દ ભૂલી જાય અથવા ખોટો ઉચ્ચાર કરે તો હું પડદા પાછળથી



ડોકું લંબાવીને શબ્દનો ખરો ઉચ્ચાર એટલા મોટા અવાજે કરી બતાવતો કે નાટકશાળાના ખૂણેખૂણામાં સંભળાય.

ખરેખર, વાચના અને શબ્દોને હું બીજા કશા કરતાં વધારે મહત્ત્વનાં ગણતો કેમ કે શબ્દો તો વેશભૂષા અથવા સજાવટ વગર જીવંત રહી શકે, તેમનો અર્થ તો પ્રેક્ષકોની સમજણમાં ચોક્કસ ઊતરે જ.

મને એક રમૂજી કિસ્સો યાદ આવે છે. અમારા નાટકનું નામ હતું 'પહાડી પ્રજા', અને તેમાં અવાર પ્રજાના સુદૂર અતીતની કહાણી રજૂ કરવામાં આવી હતી. કાયમની જેમ, મારું કામ પડદા પાછળથી અદાકારોને સંવાદ યાદ કરાવવાનું હતું. કહાણીમાં મુખ્ય પાત્ર આઇગાઝીનું હતું. કૌટુંબિક વેરઝેરને કારણે તેને પહાડોમાં છુપાઈને રહેવું પડતું, અને પોતાની માશૂકને મળવા તે રાતના અંધારામાં આઉલમાં આવતો. તેની હત્યા થઈ જવાની બીકે માશૂક તેને પહાડોમાં પાછો જઈને છુપાઈ રહેવાની આજીજી કરતી, પણ આઇગાઝી તેને વરસાદથી બચાવવા પોતાનો બુર્કા* ઓઢાડીને આર્દ્ર સ્વરે પોતાના પ્યાર અને વેદનાની વાત કહેતો.

આ પ્રસંગે આઇગાઝીની ભૂમિકા માગાયેવ નામે એક અદાકારે ભજવેલી. પ્રેમનું દૃશ્ય ચાલતું હતું એટલામાં અદાકારની બીબી દોડતી રંગમંચ પર પહોંચી ગઈ, અને પારકી ઓરત જોડે પ્યારની વાતો કરવા બદલ ખાવિંદ ઉપર તૂટી પડી. માગાયેવ તેનાં કાંડાં પકડીને તેને ખરેખર ઢસડતો પડદા પાછળ લઈ ગયો. તેનો ઇરાદો બીબીને વાત બરાબર સમજાવવાનો હતો. તેને એમ હતું કે પછી રંગમંચ પર પાછો આવીને ફરી કાર્યક્રમ આગળ ચલાવશે. પણ

* બુર્કા—ભારે નમદા અને બકરાના વાળનું લાંબા ડગલા કે જામા અથવા ધાબળા જેવું એક વસ્ત્ર.

બીબીએ તેને છોડયો નહિ. માશૂકની ભૂમિકા કરતી નટી રંગમંચ પર કેટલીય વાર સુધી ઊભી રહી અને નાટક અટકી ગયું.

હું પડદા પાછળ બેઠો હતો — બેશક, વેશભૂષા કે અંગસજાવટ વગર જ. મેં રોજની જેમ પાટલૂન અને શર્ટ પહેર્યાં હતાં. શર્ટના કૉલરનું બટન ખુલ્લું હતું. મને લાગે છે કે મારા પગમાં સ્લીપર હતાં. મને આઈગાઝીની આખી ભૂમિકા મોઢે હતી, પરંતુ એવા લેબાસમાં તેનું સ્થાન લઈ લેવાનો તો સવાલ જ નહોતો. તોપણ, હું વેશભૂષાને નહિ પણ ભૂમિકાની વાચનાને જ સૌથી વધારે મહત્ત્વની બાબત ગણતો હતો એટલે રંગમંચ પર દોડી ગયો, અને આઇગાઝી-માગાયેવના મુખેથી નાયિકાને સાંભળવાના બધા શબ્દો હું જ તેની સમક્ષ બોલી ગયો.

મને ખબર નથી કે પ્રેક્ષકો ખુશ થયેલા કે નહિ. તેમની નજરમાં તો નાટક કદાચ પ્રહસનમાં પલટાઈ ગયું હશે. પણ મને પૂરો સંતોષ થયેલો. તેમને એક પણ શબ્દ ચૂક્યા વગર નાટકનું વસ્તુ સમજાઈ ગયું હતું, અને મારા ખ્યાલ મુજબ એ જ બાબત મહત્ત્વની હતી.

એ જ નાટક મંડળીની જોડે હું પહેલી વાર ગુનિબ ગામે ગયેલો તે મને યાદ છે. આ સુખ્યાત ગામ પહાડોમાં ખૂબ ઊંચે આવેલું છે. સૌ જાણે છે કે સઘળા કવિઓ એક જ બિરાદરીના હોય છે, અમારા વિસ્તારોમાં કહેવાય છે તેમ કુનાકો* હોય છે. મને ખબર હતી કે અમુક કવિ ગુનિબમાં વસે છે, પણ તેને મળવાનો પ્રસંગ મને કદી નહોતો સાંપડયો. હું તેને મળવા ગયો, અને અમારા મુકામ દરમિયાન મારો ઉતારો તેણે પોતાના ઘરમાં કરાવ્યો.

* કુનાક — કોકેસિયાના પહાડી લોકોમાં બહુ નજીકનો દોસ્ત અથવા સાથી. જેની સાથે પરસ્પર મહેમાનદારીના સંબંધો હોય એવો માણસ.



મારા મેજબાનો મારી એટલી બધી સંભાળ રાખતા કે મને બેચેની થતી અને તેમને એટલી બધી તકલીફ આપવા બદલ હું અકળામણ પણ અનુભવતો. કવિની માએ દાખવેલી મમતાની વિશેષ રૂપે મીઠી યાદ મારા દિલમાં સંઘરાયેલી છે.

વિદાય વેળાએ મેં અહેસાનની લાગણી વ્યક્ત કરવા માટે યોગ્ય શબ્દો પસંદ કરવાની કોશિશ કરી. બન્યું એવું કે માની વિદાય લેતી વેળા ઓરડામાં બીજું કોઈ નહોતું. મને ખબર હતી કે કોઈ પણ માતાને સૌથી વધારે ખુશી પોતાના પુત્ર વિશે થોડાક માયાળુ શબ્દો સાંભળવામાં થાય. એટલે, પુત્રની સાવ સામાન્ય શક્તિઓ વિશે હું સતર્ક સમજણ ધરાવતો હોવા છતાં, મેં તેનાં વખાણ કરવાની કોશિશ જરૂર કરી, જોકે સંકોચપૂર્વક કરી. મેં કહેવાનું શરૂ કર્યું કે તમારો દીકરો અત્યંત પ્રગતિશીલ કવિ છે, અને હંમેશાં ચાલુ બાબતો વિશે લખે છે.

તેની મા ગમગીન અવાજે વચમાં જ બોલી: “એ પ્રગતિશીલ કવિ હશે, પણ એનામાં પ્રતિભા નથી. એનાં કાવ્યોમાં ચાલુ બાબતોનું નિરૂપણ હશે, પણ હું એ કાવ્યો વાંચવાનું શરૂ કરું ત્યારે મને નીંદર આવવા લાગે છે. કલ્પના તો કરો, રસૂલ, કે મારો દીકરો જિંદગીના પ્રથમ શબ્દો બોલતાં શીખી રહ્યો હતો ત્યારે બીજું કોઈ ન સમજી શકે એવા એ શબ્દો સાંભળીને મારું દિલ ખુશીથી છલકાઈ જતું. આજે એણે કેવળ બોલતાં જ નહિ પરંતુ કાવ્યો લખતાં પણ શીખી લીધું છે ત્યારે મને જરાય ખુશી નથી થતી. કહેવાય છે કે સ્ત્રીની બુદ્ધિ એના સ્કર્ટના ઘેરમાં હોય છે. એ બેઠી રહે ત્યાં સુધી બુદ્ધિ સલામત રહે છે, પણ ઊભી થાય કે તરત જ બધી અક્કલ ભોંય પર ઢોળાઈ જાય છે. મારા દીકરાની બાબતમાં બરાબર એમ જ છે — એ જમવા બેઠો હોય ત્યારે માણસની જેમ વાત કરે છે, એની વાતો સાંભળતાં મારું મન ક્યારેય ધરાતું જ નથી, પણ જમીને ઊભો થાય અને

ટેબલ પાસે જઈને બેસે કે તરત જ એના બધાય મજાના સાદા શબ્દો ખોવાઈ જાય છે, ફક્ત અક્કડ, નિસ્તેજ, અને નીરસ શબ્દો જ બાકી રહે છે."

આ શબ્દો યાદ આવે છે ત્યારે હું અલ્લાને બંદગી કરું છું કે મારી વાણી કદી ન છીનવી લે. મારી મંછા એવી રીતે લખવાની છે કે મારી પૂરી શાયરી, અને મારું આ પુસ્તક, અને હું જે કંઈ લખું એ મારી માને અને બહેનને, પહાડોમાં વસતા દરેક ઇન્સાનને, જે કોઈ વાંચે એ સૌને, સમજાય અને પ્યારું લાગે. હું કંટાળો પેદા કરવા નથી માગતો, હું તો ખુશી બક્ષવા માગું છું. મારી ભાષામાં ખામી આવી જાય, તે ભાવહીન, ન સમજાય એવી, અને નીરસ બની જાય—ટૂંકમાં હું મારી ભાષાને હલકી થવા દઉં, તો એ મારી જિંદગીની સૌથી ભયંકર દુર્ઘટના બની રહે.

મારા જીવનના આરંભના દિવસોમાં, અમારા આઉલના રહેવાસીઓ બિરાદરીની બાબતો વિશે વાતચીત કરવા મસ્જિદ પાસે એકઠા થતા ત્યારે હું મારા બાપુનાં કાવ્યો તેમને બોલી સંભળાવતો. એ વખતે હું તો હજી સાવ બાળક હતો, નાનકડો છોકરો હતો, પણ મને ગમતા શબ્દો અને ધ્વનિઓ ઉપર વિશેષ ભાર મૂકીને, પૂરી તેમ જ વધારે પડતી સ્ફૂર્તિથી, મોટે અવાજે, કાવ્યો લલકારતો. દાખલા તરીકે, બાપુનું 'ત્સાદામાં વરુનો શિકાર' નામે નવું કાવ્ય હું બોલી સંભળાવતો ત્યારે "ત્સ" ધ્વનિ ધરાવતા સઘળા શબ્દોનો ઉચ્ચાર હું દાંત ભીડીને કરતો, જેથી ધ્વનિઓમાં કંપન પેદા થતું અને તેના રણકાર કાનમાં ગુંજી ઊઠતા. મને લાગતું કે એવા તણાવ અને ભારયુક્ત ઉચ્ચારો મારી વાણીની ભાવવાહકતામાં વૃદ્ધિ કરે છે.

બાપુ દરેક વખતે મારી ભૂલ સુધારતા અને કહેતા:

"વાણી શું સૂકા ફળ જેવી છે કે તેને દાંત વડે તોડવી અને



ચાવવી પડે? વાણી શું લસણ જેવી છે કે તેને ખાંડણીમાં દસ્તા વડે ખાંડવી પડે? વાણી શું સૂકી અને પથરાળ જમીન જેવી છે કે તેને ભારે હળ વડે ખૂબ મહેનતથી ઉપરતળે કરવી પડે? શબ્દોના ઉચ્ચાર એકધારા, મોકળા, અને જરાય તાણ વગર કરવા જોઈએ, જેથી તેમાં દાંત કચકચાવવાનું મુદ્દલ ન બને."

હું નવેસરથી કોશિશ કરતો, પણ તેમાં જરાય સુધારો ન વરતાતો. સાફલ્યાના સપાટ છાપરા ઉપર કામમાં ડૂબેલી માને બાપુ સાદ પાડીને કહેતા:

"તું કોશિશ કર તો કદાચ શીખે."

મને ખૂબ મુશ્કેલ લાગતા શબ્દો મા બરાબર બાપુની મરજી મુજબ બોલી બતાવતી.

"સાંભળ્યું? આવી રીતે બોલાય. હવે ફરી કોશિશ કર."

હું કોશિશ કરતો પણ કામયાબી ન મળતી.

"ઊફ!" બાપુ ગુસ્સામાં બોલી ઊઠતા. "જાલાતૂરીના એક આદમીએ તારી જેમ શબ્દોને મચડેલા ત્યારે મારે એને ઝાડુ લઈને ફટકારવો પડેલો. પણ મારા દીકરાને શું કરું?"

ખીજે ભરાયેલા બાપુ ઊઠીને ચાલ્યા જતા.

**જાલાતૂરીના આદમીને બાપુએ કેવી રીતે મેથીપાક ચખાડેલો:** આ બધું વસંતમાં એક દિવસે બનેલું. સૌ જાણે છે કે પાછલા વરસનો સંઘરો વસંતમાં ખતમ થઈ જાય, અને નવા પાકને હજી વાર હોય. વસંતના દિવસોમાં બજારમાં ચીજો શરદ કરતાં મોંઘી હોય. માટીનાં વાસણો પણ મોંઘાં થઈ જાય, જોકે એવાં વાસણો કંઈ ખેતરમાં નથી ઊગતાં.

બાપુ એ વખતે જુવાન હતા. એક દિવસ તેમણે બજારમાં જવાનું નક્કી કર્યું. એક પાડોશીએ તેમને ઝાડુ ખરીદી લાવવાનું કહ્યું અને તેને માટે વીશ કોપેક આપ્યા.

રવાના થવા તૈયાર જુવાન હમઝાતને પાડોશીએ આખરી શબ્દો કહ્યા: "ઝાડુ સસ્તું મળે તો બાકીના પૈસા તું જ રાખી લેજે."

થોડા વખતમાં ઝાડુ વેચનાર નજરે પડતાં ભાવતાલની રકઝક શરૂ થઈ ગઈ. લોકો જાણે છે કે એશિયાઈ બજારમાં પહેલી વાર બતાવવામાં આવતા ભાવનો કશો અર્થ નથી હોતો. ફક્ત પાંચ જ કોપેકની ચીજ માટે એકસો રૂબલ પણ માગવામાં આવે.

બાપુએ સરસ મોટું ઝાડુ પસંદ કરીને પૂછ્યું:

"આ વેચવાનું છે?"

"વેચવાનું ન હોત તો હું અહીં ઊભો રહેત?"

"કેટલાનું?"

"ચાળીસ કોપેક."

"ઝાડુ કંઈ ઘોડો છે કે આટલી ઊંચી કિંમતે સોદાબાજી શરૂ કરાય? ખરી કિંમત બતાવી દો એટલે વાત પૂરી થાય."

"ચાળીસ કોપેક."

"મશ્કરી રહેવા દો."

"ચાળીસ કોપેક."

"વીશ આપીશ."

"ચાળીસ કોપેક."

"પણ મારી પાસે તો વીશ જ કોપેક છે."

"ચાળીસ કોપેક."

"પણ મારી પાસે ખરેખર વીશથી વધારે નથી."

"તો વધારે હોય ત્યારે આવજો."

ઝાડુ ખરીદવાનું શક્ય નથી એ સમજાઈ જતાં બાપુ બજારમાં આંટા મારવા લાગ્યા. દુકાનોની કતાર નજીક જરાક ઢોળાવવાળી જગ્યાએ ભેગું થયેલું ટોળું થોડી વારમાં તેમની નજરે પડયું. પાસે જઈને ધક્કામુક્કી કરતા તે અંદર ઘૂસી ગયા અને આગલી હરોળ સુધી



પહોંચી ગયા. ભેગા થયેલા લોકોને મહમૂદ ગવૈયો ગીત સંભળાવી રહ્યો હતો.

ગવૈયો પંદુર લઈને બેઠો હતો અને ક્યારેક તારને ખણતો, ક્યારેક તાર ઉપર પંજો ઠેરવતો, ગાઈ રહ્યો હતો. સૌ એટલા તલ્લીન થઈને સાંભળી રહ્યા હતા કે પોતાના મધમાખિયા કામ અંગે બજારની ઉપર ઊડતી મધમાખીનો બમણાટ પણ સાંભળી શકાય. ગાન ચાલતું હતું તે દરમિયાન એક જુવાનિયાએ ઉધરસ ખાધી ત્યારે સફેદ વાળ ધરાવતા એક પહાડવાસીએ, ઘણું કરીને જુવાનિયાના બાપે, ગુસ્સે ભરાઈને તેને હાંકી કાઢયો.

મહમૂદના ગાન સિવાય બીજો કોઈ અવાજ નહોતો કરવામાં આવતો એવી ચુપકીના વાતાવરણમાં, જાલાતૂરીનો અમુક આદમી પોતાની નજીક ઊભેલા માણસને ઉદ્દેશીને વાત કરવા લાગ્યો. સામાન્ય દૃષ્ટિએ જોતાં, તેનો ઈરાદો એકદમ નેક હતો — તેની નજીક ઊભેલો માણસ અવાર ભાષા મુદ્દલ નહોતો સમજતો એટલે જાલાતૂરીનો આદમી તેને શબ્દોના અર્થ જણાવતો હતો. પણ પરેશાની એ હતી કે તેના હોઠેથી સરતા શબ્દોનો પ્રવાહ સૌને કઠતો હતો કેમ કે એથી સાંભળનારાઓને ખલેલ પડતી હતી અને તેમની મોજમાં ભંગ પડતો હતો.

ભવિષ્યમાં મારો જન્મ થતાં મારા બાપુ બનનાર જુવાન હમઝાતે આવા વર્તનથી ખિજાઈને તેની બાંય ખેંચી, પણ એથી કંઈ વળ્યું નહિ. પછી તેમણે એ આદમીના કાનમાં કહ્યું કે ચુપ થઈ જા, પણ તેની કશી અસર ન થઈ. હમઝાતને સમજાયું નહિ કે આ માણસની સાન કેવી રીતે ઠેકાણે આણવી. તેમણે આસપાસ નજર ફેરવી. બન્યું એવું કે ઝાડુ વેચનારો પણ ગાન સાંભળવા આવી ગયો હતો. મારા બાપુ ધસમસાટ તેની પાસે પહોંચી ગયા અને સૌથી ભારે ઝાડુ લાવીને, જાલાતૂરીના બોથડ આદમીને મેથીપાક ચખાડવા લાગ્યા.

આદમી ધમકીઓ બબડતો પાછો હઠી ગયો, પણ બાપુ એટલા બધા ઉશ્કેરાઈ ગયેલા કે તેમણે તેના શબ્દોની જરાય પરવા ન કરી, અને મહમૂદનાં ગીતોના સૂર સાંભળવામાં લોકોને ખલેલ પાડતા આદમીને આખરે ત્યાંથી હાંકી કાઢયો. પછી બાપુ પોતાનું હથિયાર ઝાડુ વેચનારાને પાછું આપવા ગયા.

"હવે એને તમે જ રાખી લો," આદમીએ કહ્યું.

"પણ મારી પાસે તો વીશ કોપેકથી વધારે પૈસા નથી, અને તમે ચાળીસ માગો છો."

"મફત રાખો. તમે જે કર્યું છે તેની કિંમત મારા તમામ માલ કરતાં પણ વધારે છે."

લોકોની ગીતની મજામાં ભંગ પાડનારા જાલાતૂરીના આદમી જેવા માણસોથી આજે દુનિયા ભરાઈ ગઈ છે. એવા માણસોની સંખ્યા અનેક ગણી વધી ગઈ છે, અને અફસોસની વાત છે કે તેમને મેથીપાક ચખાડવા માટે ઝાડુ અથવા ઝાડુનો સફળ ઉપયોગ કરી શકે એવા લોકો હવે નથી રહ્યા.

સુઘટિત, સમુચિત, અને મુદ્દાસર કથનને પહાડી વિસ્તારોમાં "જીન કસેલા ઘોડા જેટલા મૂલ્યનું" ગણાવવામાં આવે છે.

**મારી નોટબુકમાંથી :** માખાચકલાના જે ઘરમાં હું રહું છું એ જ ઘરમાં રહેતો અલી અલીયેવ સરસ કુસ્તીબાજ છે, ચાર વાર જગતનો ચેમ્પિયન બન્યો છે. એક વાર તેને ઈસ્તંબૂલ શહેરમાં એક ખૂબ જોરાવર તુર્કી પહેલવાન જોડે કુસ્તી લડવાનો પ્રસંગ પડયો. તેનો વિરોધી કાબેલ અને ઘડાયેલો પહેલવાન હતો, પરંતુ સ્વસ્થ અને ચતુર કુસ્તીબાજ અલીએ તેને સાવ સહેલાઈથી ભોંયભેગો કરી દીધો. તુર્કી પહેલવાન પાછો ઊભો થતી વેળા, દાઘેસ્તાનના પહાડોમાં પ્રચલિત કદુવા બબડયો. ઈસ્તંબૂલમાં અવાર ભાષા સાંભળીને અલીને



ભારે અચરજ થયું, પણ વિજેતાના હોઠેથી અવાર ભાષાના શબ્દો સાંભળીને તુર્કી પહેલવાનને એથીયે વધારે અચરજ થયું. અલીએ કહ્યું: "અરે હમવતની ભાઈ, આ કદુવા શા માટે? આ બધું તો ખેલમાં સામેલ હોય છે."

પણ સૌથી મોટું અચરજ તો રેફરી, હારજીતનો ફેંસલો કરનારાઓ, અને પ્રેક્ષકોને ભાગે ગયું. બન્ને વિરોધીઓ, વરસોથી વિખૂટા પડી ગયેલા ભાઈઓની જેમ, દોડતા એકબીજાને ભેટી પડયા.

પછી ખબર પડી કે આ તુર્કી પહેલવાન, શામીલ પકડાઈ ગયા બાદ તુર્કસ્તાન જઈને વસેલા એક અવાર કુટુંબનો વંશજ હતો. બન્ને પહેલવાનોએ આજ સુધી ગાઢ દોસ્તીના સંબંધો જાળવી રાખ્યા છે.

**બાપુએ કહી સંભળાવેલી એક યાદ.** ૧૯૩૯માં બાપુ પોતાને એનાયત થયેલા ઈલકાબ અંગે મોસ્કો ગયેલા. એ દિવસોમાં એવો પ્રસંગ મહત્ત્વનો ગણાતો. એટલે બાપુ છાતીએ ચંદ્રક લટકાવીને ઘેર પાછા ફર્યા ત્યારે આઉલની જમાત અથવા સામાન્ય સભા ભરવામાં આવેલી અને તેમાં બાપુને વિનંતિ કરવામાં આવેલી કે પાટનગરની મુલાકાતનું, ક્રેમલિનના અનુભવોનું, તથા પ્રમુખ મિખાઈલ ઈવાનોવિચ કાલીનિન જોડે મેળાપનું વર્ણન કહી સંભળાવે. ઈલકાબ એનાયત કરવાની વિધિનું સંચાલન પ્રમુખે કરેલું. બાપુને તેમનો સૌથી યાદગાર અનુભવ વર્ણવી બતાવવાનું કહેવામાં આવેલું.

બાપુએ બધી વાત કરી અને પછી ઉમેર્યું: "મારે માટે સૌથી યાદગાર વાત તો એ હતી કે પ્રમુખ કાલીનિને મારા નામનો ઉચ્ચાર રશિયન ભાષામાં નહિ પણ અવાર ભાષામાં કર્યો હતો. તેમણે મારું નામ લેતાં કેવળ હમઝાત ત્સાદાસા નહિ પણ ત્સ-અદાસા હમઝાત કહ્યું હતું."

મોટેરાંના અચરજમાં ખુશીની લાગણી ભળેલી હતી. સૌએ માથાં હલાવીને બહાલી વ્યક્ત કરી.

બાપુએ વાત ચાલુ રાખી: "જોયું ને, તમને આ વાત મારે હોઠેથી સાંભળીને ખુશી થાય છે, તો પછી કલ્પના કરો કે ક્રેમલિનમાં ખુદ કાલીનિનને હોઠેથી એ શબ્દો સાંભળીને મને કેટલી ખુશી થઈ હશે. હું તમને પૂરી ઈમાનદારીથી કહું છું કે મારી ખુશીનો પાર નહોતો, એટલી બધી ખુશી થઈ કે તેમાં હું ઈલકાબ મેળવવાની ખુશી પણ ભૂલી ગયો."

બાપુની લાગણીઓ મને બરાબર સમજાય છે.

થોડાંક વરસો પહેલાં હું સોવિયેત લેખકોના પ્રતિનિધિમંડળના સભ્ય તરીકે પોલૅંડ ગયેલો. અમે ક્રેકોવ હૉટેલમાં ઊતરેલા. એક દિવસે સવારે કોઈએ મારું બારણું ખટખટાવ્યું. મેં બારણું ઉઘાડયું કે તરત જ કોઈ અજાણ્યા માણસે મને સરસ અવાર ભાષામાં પૂછયું:

"હમઝાતીલ રસૂલ અહીંયાં ઊતર્યા છે?"

હું ચકિત થઈ ગયો અને સાથે સાથે મેં ખુશી પણ અનુભવી.

"તમારા પિતાનું ઘર ન કદી આગનો ભોગ બને કે ન પડી ભાંગે! તમે, અવાર આદમી, ક્રેકોવમાં કેવી રીતે પહોંચી ગયા?"

આ મુલાકાતથી મારા દિલમાં ખુશી છલકાઈ ઊઠી. હું એ માણસને લગભગ ખેંચતો મારી રૂમમાં લઈ ગયો, અને અમે બન્ને આખો દિવસ અને આખી સાંજ વાતોમાં મશગૂલ રહ્યા.

પરંતુ મારો મહેમાન અવાર નહોતો, એ તો એક પોલીશ વિદ્વાન હતો. તેણે દાઘેસ્તાનની ભાષાઓ અને સાહિત્યનો અભ્યાસ કર્યો હતો. અવાર ભાષાના ધ્વનિ તેણે પહેલી વાર જર્મન અત્યાચારી કારાવાસમાં બે સંગાથી કેદીઓ પાસેથી સાંભળેલા. એ બે અવાર કેદીઓ અને તેમની ભાષા તેને ગમી ગયાં એટલે તેણે ભાષાનો અભ્યાસ શરૂ કરી દીધો. બે અવારમાંથી એક થોડા વખત બાદ



મૃત્યુ પામ્યો, પણ બીજો જીવતો રહ્યો અને સોવિયેત સેનાએ તેને મુક્ત કર્યો. તે હજુ જીવે છે.

અમે માત્ર અવાર ભાષામાં વાતો કરી, અને એ હકીકત મને ખૂબ અજબ અને અસાધારણ લાગી. મારા નવા મિત્ર અને વિદ્વાનને મેં દાઘેસ્તાન આવવાનું આમંત્રણ આપ્યું.

અમે આખો દિવસ અવાર ભાષામાં વાતો કરી, પણ છતાં બોલવાની મારી અને તેની ઢબમાં ભારે તફાવત હતો. તે વિદ્વાનને છાજે એવી રીતે ખૂબ જ શુદ્ધ અને તદ્દન ખરા—વધારે પડતા ખરા પણ—ઉચ્ચાર કરતો અને લગભગ બેનૂર ભાષા બોલતો. તેને સૌથી વધારે ફિકર વાણીની મધુરપની નહિ પણ વ્યાકરણની રહેતી, તે પ્રત્યેક શબ્દના સજીવ અંગનો નહિ પણ વાક્યના આયોજન અને રચનાનો ખ્યાલ રાખતો.

મારે એવું પુસ્તક લખવું છે કે જેમાં ભાષા મુખ્ય સ્થાને અને વ્યાકરણ ગૌણ સ્થાને હોય, એથી ઊલટી હાલત ન હોય.

**બીજી રીતે**, હું વ્યાકરણની સરખામણી પગપાળા પંથ કાપતા મુસાફર જોડે અને ભાષાની સરખામણી ખચ્ચર ઉપર સવાર થઈને સફર ખેડતા મુસાફર જોડે કરું. એક વાર, ખચ્ચર ઉપર સવાર થઈને જતા મુસાફરને એક પગપાળો આદમી ભેટી ગયો અને તેણે પોતાને ખચ્ચર ઉપર બેસાડવાની વિનંતિ કરી. ખચ્ચરવાળા મુસાફરે તેને પોતાની પાછળ બેસાડી દીધો. પહેલાં પગપાળો જનારો આદમી ધીરે ધીરે વધારે હિંમત કરતો ગયો, અને આખરે ખચ્ચરવાળાને નીચે ધકેલીને હાંકી કાઢતો બરાડા પાડવા લાગ્યો: "આ ખચ્ચર તો મારું છે, અને જીનના થેલાઓમાં રાખેલો બધો સામાન પણ મારો જ છે!"

મારા વતનની અવાર ભાષા! તું મારી દોલત છે, વસમા વખત માટે મારા દિલમાં સંઘરી રાખેલો ખજાનો છે, મારી સઘળી

બીમારીઓની દવા છે. ગાયકનું દિલ લઈને જન્મેલો માણસ મૂંગો હોય તો તેને માટે આ જગતમાં ન અવતરવું જ બહેતર ગણાય. મારા દિલમાં અનેક ગીતો ભરેલાં છે અને હું અવાજ પણ ધરાવું છું. એ અવાજ તું છે, મારા વતનની અવાર ભાષા! તું મને નાનકડા બાળકની જેમ મારો હાથ ઝાલીને મારા વતનના આઉલમાંથી લોકોની વિશાળ દુનિયામાં દોરી ગઈ છો, અને મેં તેમને મારી ભૂમિ વિશે વાત કરી છે. જેનું નામ મહાન રશિયન ભાષા છે એ વિરાટ જોડે તેં મારો મેળાપ કરાવી દીધો છે. એ પણ મારી માતૃભાષા બની ગઈ છે, મારો બીજો હાથ ઝાલીને મને દુનિયાના સઘળા દેશોમાં લઈ ગઈ છે, અને આરાદેરિખ ગામની જે બાઈએ મને ધવડાવીને મોટો કર્યો હતો એ મારી પાલકમાતાના અહેસાનની જેમ જ મારે શિરે તેનું અહેસાન છે. પણ હું સારી રીતે જાણું છું કે મારે મારી પોતાની મા છે, પોતાની કૂખે મને જન્મ આપનારી મા છે.

**કેમ કે**, ઘરમાં ચૂલો પેટાવવા માટે માણસ પાડોશી પાસેથી દીવાસળી માગી શકે, પણ પોતાના દિલમાં જ્વાળા પેટાવવા માટે દીવાસળી માગવા દોસ્તો પાસે ન જઈ શકે.

લોકો ભલે વિવિધ ભાષાઓ બોલતા હોય પરંતુ તેમનાં દિલ એકસૂત્રે સંકળાયેલાં હોવાં જોઈએ. મને ખબર છે કે મારા કેટલાક દોસ્તો વતનનાં ગામો તજીને શહેરોમાં રહેવા ચાલ્યા ગયા છે. મને તેમાં કશું ખોટું નથી લાગતું. બાળપંખીઓ પણ પાંખોમાં જોર આવે કે તરત જ માળા તજીને ઊડી જાય છે. પરંતુ મોટાં શહેરોમાં વસીને બીજી ભાષામાં લખનારા મારા કેટલાક દોસ્તો વિશે મારે શું ધારવું? બેશક, એ તેમની પોતાની બાબત છે, તેમાં કસૂર કાઢવાનું કામ મારું નથી. છતાં મને તેઓ એક હાથમાં બે તરબૂચ પકડી રાખવાની કોશિશ કરનારા લોકો જેવા લાગે છે.

એવા બિચારા આદમીઓ જોડે મેં વાતચીત કરી છે અને મને



જાણવા મળ્યું છે કે તેઓ હવે જે ભાષાનો ઉપયોગ કરે છે તે અવાર ભાષા નથી રહી અને રશિયન ભાષા પણ નથી. તેમને જોઈને મને એવું વન યાદ આવે છે કે જેમાં વનપાલકો પોતાની ફરજોની બાબતમાં લાપરવા બની ગયા હોય.

ખરેખર, મેં એવા માણસો જોયા છે કે જે પોતાની માતૃભાષાને તદ્દન કંગાલ અને તુચ્છ જાણીને કોઈ બીજી ભાષાની તલાશમાં, વધારે સમૃદ્ધ અને અધિક મહત્ત્વ ધરાવતી ભાષા ગોતવા, નીકળી પડ્યા છે. તેનો અંજામ અવાર ભાષાની વાર્તાના બકરાના અંજામ જેવો જ આવ્યો છે. બકરો વરુ જેવું પૂંછડું ઉગાડવા ગયો અને પરિણામે શિંગડાં પણ ગુમાવીને પાછો આવ્યો.

**અથવા**, તેઓ પાળેલાં બતકાં જેવા હોય છે. પાળેલાં બતકાં તરી અને ડૂબકી મારી શકે પણ તેમને માછલાં જરાય ન ભાવે, તેઓ જરાક ઊડી શકે પણ તેમને આઝાદ પંખીડાં જરાય ન ગમે, તેઓ થોડોઘણો કલરવ પણ કરી જાણે, પરંતુ તેમને બુલબુલ જરાય ન ગમે. ટૂંકમાં, કોઈ પણ કામ જેવી રીતે કરવું જોઈએ એવી રીતે કરતાં તેમને ન આવડે.

"કેમ ચાલે છે?" મેં એક વાર અબૂતાલિબને પૂછ્યું.

"ઠીક, ઠીક, વરુ જેવુંયે નહિ અને સસલા જેવુંયે નહિ. ટૂંકમાં, ઠીકથી મધ્યમ જેવું." અબૂતાલિબે એક પળ થંભીને આગળ કહ્યું: "લેખક માટે ઠીકથી મધ્યમ એટલે તદ્દન બદતરીન હાલત કહેવાય. તેને કાં તો પેટમાં સસલું પધરાવી ચૂકેલા વરુ જેવી અથવા વરુના પંજામાંથી છટકી ગયેલા સસલા જેવી લાગણી થવી જોઈએ."

**મારી નોટબુકમાંથી:** એક વાર પાડોશના આઉલના કેટલાક જુવાનિયા બાપુ પાસે આવીને કહેવા લાગ્યા કે અમે એક ગાયકને મેથીપાક ચખાડયો.

"પણ કેમ?" બાપુએ પૂછ્યું.

"ગાતો ગાતો બહુ ચાળા કરતો હતો, જાણીજોઈને વચમાં ગળું ખોંખારે અને શબ્દોના ગોટાળા કરે, ક્યારેક તીણી ચીસો પાડે અને ક્યારેક કૂતરાની જેમ ભસવા લાગે. એણે ગીતનો દાટ વાળી નાખ્યો, એટલે અમે એને મેથીપાક ચખાડયો."

"એને કેવી રીતે હલકો કર્યો?"

"પટ્ટા ઝીંક્યા અને મુક્કા લગાવ્યા."

"ચાબુક પણ ફટકાર્યા હોત તો ઠીક હતું. પણ ફટકા ક્યાં લગાવેલા?"

"મોટે ભાગે શરીરના નીચેના ભાગમાં, પણ થોડાક ફટકા ગરદન ઉપર પણ પડયા હશે."

"પણ સૌથી વધારે કસૂર તો એના માથાની હતી."

**એક યાદ**. એક બીજી વાત મને યાદ આવી જ ગઈ છે તો તમને શા માટે ન બતાવું? માખાચકલામાં અમુક અવાર ગાયક રહે છે. હું તેનું નામ તમને નહિ કહું કેમ કે વાતનો મુદ્દો તે ચોક્કસ સમજી જવાનો જ. આપણને એથી કશો ફેર નહિ પડે. આ ગાયક ઘણી વાર બાપુને મળવા આવતો અને પોતાના સંગીત માટે શબ્દો રચી આપવાની વિનંતિ કરતો. બાપુએ હા પાડી દીધી અને થોડા વખતમાં સંગીત મજાના શબ્દો સાથે રજૂ થઈ ગયું.

એક દિવસે અમે ચા પી રહ્યા હતા ત્યારે રેડિયો પર જાહેરાત થઈ કે અમુક વિખ્યાત ગાયક હવે ગીતો રજૂ કરશે જેની શબ્દરચના હમઝાત ત્સાદાસાએ કરેલી છે. અમે સૌએ કાન સરવા કર્યા અને બાપુએ પણ ધ્યાનથી કાન માંડયા, પણ અમે જેમ જેમ સાંભળતા ગયા તેમ તેમ અમારું અચરજ વધતું ગયું, કેમ કે ગાયક શબ્દો એવી રીતે ઉચ્ચારતો હતો કે એક અક્ષર પણ સાફ સમજાતો નહોતો. અમને તો ફક્ત એવા બરાડા સંભળાયા કે જેમાં ગાયક શબ્દોને



ગળી જતો હતો, જાણે કેમ કોઈ કૂકડો પહેલાં ચણને વેરવિખેર કરી નાખીને પછી એક એક દાણો ચણતો હોય.

બાપુ ફરી વાર ગાયકને મળ્યા ત્યારે તેમણે પૂછ્યું કે શબ્દોની એવી વલે તેણે શા માટે કરેલી.

ગાયકે જવાબ આપ્યો: "હું નહોતો ઇચ્છતો કે બીજું કોઈ શબ્દો સમજીને યાદ રાખી લે. પહાડોમાં બીજા ગાયકો શબ્દો યાદ રાખી લે તો તેઓ પણ મારું ગીત ગાવા લાગે, અને મારી ઇચ્છા હું એકલો જ આ ગીત ગાઉં એવી છે."

થોડા વખત પછી બાપુએ દોસ્તોની એક મહેફિલ કરી અને તેમાં એ ગાયકને પણ બોલાવ્યો. મહેફિલ ખતમ થવા આવી ત્યારે બાપુએ દીવાલ ઉપરથી તૂટેલા તારવાળું એક કુમુઝ ઉતાર્યું, અને તેના એકમાત્ર સલામત તારને બજાવવા લાગ્યા. એ તાર પણ બરાબર કસેલો નહોતો. તેમણે ગાયકનું ગીત ગાવાનું શરૂ કર્યું, પ્રત્યેક શબ્દનો સ્પષ્ટ ઉચ્ચાર કર્યો, પરંતુ ભંગાર વાદ્યના સૂર વડે સંગીતનો દાટ વાળી નાખ્યો. ગાયક ખિજાઈ ગયો અને તેણે વિરોધ જાહેર કર્યો કે મારું સંગીત બગડેલા અને બરબાદ વાદ્ય વડે રજૂ ન જ કરી શકાય, કેમ કે એથી સંગીતની મધુરપ કદી વ્યક્ત ન જ થઈ શકે.

બાપુએ શાંત ભાવે જવાબ વાળ્યો:

"મેં જાણી જોઈને વાદ્ય આવી રીતે બજાવ્યું છે અને ગીત આવી રીતે ગાયું છે, જેથી બીજા લોકોને સંગીત યાદ ન રહે. જો ગીતના શબ્દો ન સમજાય તેમાં કશો વાંધો ન હોય તો જેમાં સંગીત ન સમજાય એવા ગીતની બાબતમાં પણ એ વાત બરાબર જ છે."

દાઘેસ્તાનીઓ દસ ભાષામાં પુસ્તકો લખે છે અને તેને નવ ભાષામાં પ્રકાશિત કરે છે. તો પછી દસમી ભાષામાં લખનારાઓ શું કરે? ખરેખર, આ તે કેવી ભાષા?

દસમી ભાષાનો ઉપયોગ એવા માણસો કરે છે કે જે પોતાની માતૃભાષા — ભલે તે અવાર, લાક, અથવા ટાટ હોય — ભૂલી ગયા છે પરંતુ કોઈ બીજી ભાષા પૂરી શીખ્યા નથી. એવા માણસો બે સ્ટૂલની વચ્ચે બેઠેલા હોય છે.

તમને વિદેશી ભાષા તમારી પોતાની ભાષા કરતાં વધારે સારી આવડતી હોય તો ભલે તેનો ઉપયોગ કરો. પણ બીજી કોઈ ભાષા બરાબર ન આવડતી હોય તો તમારી વતનની ભાષામાં જ લખો. પણ મહેરબાની કરીને દસમી ભાષામાં ન લખો.

ખરેખર, હું તો દસમી ભાષાનો દુશ્મન છું. ભાષાને હજારો વરસ પુરાણો પ્રાચીન વંશવેલો હોવો જ જોઈએ. તો જ ભાષા ઉપયોગ માટે યોગ્ય ગણાય.

બેશક, મારી ભાષા પરિવર્તન પામે છે, તેની સામે હું કદી દલીલ નહિ કરું. એવી જ રીતે ઝાડ પોતાનાં પાંદડાં દર વરસે બદલે છે, પાંદડાં કરમાઈને પડી જાય છે અને તેમની જગ્યાએ નવાં પાંદડાં ઊગી નીકળે છે. પણ ઝાડ તો કાયમ રહે જ છે, દર વરસે તે વધારે રસાળ, મજબૂત, અને ઘટાદાર બને છે, અને તેને ફળ આવે છે.

હું મારાં ગીતો અને પુસ્તકો તમારી સમક્ષ રજૂ કરું છું, અવાર ભાષાના નાનકડા પરંતુ પ્રાચીન વૃક્ષમાં ઉગેલાં ફળો રજૂ કરું છું.

### મારા વતનની ભાષા

સ્વપ્નમાં હરદમ, અપણે જોઈએ વાતો અજબ;
આજ રાત્રે સ્વપ્ન આવ્યું, મુજ મોતનું કેવું ગજબ!
ધોમ ધખતો તાપ, ને તળેટી ડુંગર તણી;
(હું) ગોળીએ વીંધાયેલો, રૂંધાયેલો, ના કો' ધણી.





વહેતી સરિતા વણથંભી, ને નીર ખળખળ નાચતાં;
વીસરાયેલો હું ત્યાં હતો, માભોમની ગિરિકંદરા;
ધરતી ઉપર અવાક થઈને, હું રહ્યો ત્યાં તડપતો;
ધરામાં ધરબાઈ જાવાને હતો હું તલખતો.

મોત ત્યાં પડકારતું, પણ કોઈ નો'તું જાણતું;
ને અલવિદા કે'વા અમોને, કોઈ ત્યાં હાજર ન'તું;
વ્યોમે વિહરતાં ગરુડો, ને પાસ પહાડી ખીણમાં,
કોઈ ના બીજું મળે, ગમગીન ફરતાં હરણિયાં.

અકાળ મારા મોતની, આ વેદનાએ ઝૂરતું;
રેડવા આંસુ કબ્રર પર, કોઈ ના હાજર હતું.
મહેબૂબ નહિ ને મા નહિ, ના દોસ્ત કો' હાજર હતા;
આક્રંદના મુજ મરસિયા, ગાનાર પણ ત્યાં નહિ હતા.

મોતના ઈંતઝારમાં, ઈમદાદ વિણ હું ત્યાં પડયો;
ને અચાનક મુજ સમીપે, અવાજ કાનોએ પડયો.
રાહદારી બે હતા, મળી રહ્યા'તા વાટમાં;
દુવાસલામો ખેરની, કરી રહ્યા મુજ જુબાંમાં.

ધોમ ધખતા બપોરા, ને ધરા દાધેસ્તાનની;
કણસતો મરતો રહ્યો, હું કંદરાએ વતનની;
અને પેલા મુસાફર બે, તડાકા મારી રહ્યા;
લુચ્ચા હસનની વાત કરતા, મારગે ધપતા રહ્યા.

જિંદગી ને મોત વચ્ચે, લાચાર હું લટકી રહ્યો;
સમીપે વાતો સૂણી, વાણી તણો રસ પી લીધો;
સમજાઈ ગયું મુજને, કે મારા જખમની છે જે દવા,
હકીમના હાથે નહિ, છે મુજ વતનની જુબાંમાં.

(ભલે) દર્દ દિલ બીજાઓનાં, બીજી જુબાંઓ મિટાવે;
ફૂલે ફળે બીજી જુબાં, ન મુજ ગીત તેમાં ગવાએ;
અને હોય જો મારી જુબાં, કાલે જ થવાની ખતમ,
અજે જ ભરખી મોત જા, મુજ જિંદગીને કર ખતમ.

મારી જુબાં માટે, હૃદય મુજ તલખતું કાયમ રહે,
અન્ય ભાષાથી ભલે, કો' ઊતરતી ગણતા રહે.
સંભળાય ના શબ્દ એનો ભલે, આલમની સભામાં,
વતનની વાણી જ મારી, વિરાટ મારી નજરમાં.

મહેમૂદના શબ્દો સમજવા, મુજ વતનનો વારસો,
શું તેઓ લેશે, અન્ય કેરા તરજુમાનો આશરો!
વ્યક્ત કરવા વાત દિલની અવાર વાણી મહીં,
કલમબાજ આ જુબાંનો, હું જ આખરી હઈશ કંઈ!

હું ચાહું છું આ જિંદગી, ને વિરાટ વિશ્વને ચાહું છું;
ઇન્સાનના વસવાટની હર સરજમીંને ચાહું છું,
સૌથી વધારે, સોવિયેતની ધરાને ચાહું છું;
ને ગીતડાં તેનાં, હરદમ મુજ જુબાંમાં ગાઉં છું.

ચૂકોતથી બાલ્ટિક સુધી, ફેલાયેલી છે આ જમીં;
ખીલતી આઝાદ આલમ, છે મને પ્યારી ઘણી;
વખત આવે વતન ખાતર, જીવ મારો માગજો;
કુરબાન જો હું થાઉં તો, આ જમીં પર દફનાવજો.

આઉલ મારું પુરાણું, ને નજીકમાં મારી કબર;
અવારો ત્યાં આવશે, ક્યારેક લેવાને ખબર;
ને અવાર ભાષા મહીં, સૌ રસૂલને સંભારશે;
હમઝાત ત્સાદાના વારસને, હમવતન બિરદાવશે.



**મારી નોટબુકમાંથી:** એક પહાડી જુવાનનાં માબાપે રશિયન કન્યા જોડે તેની શાદી સામે વાંધો ઉઠાવ્યો. અવાર જુવાન પ્રત્યે કન્યાનો પ્યાર ખૂબ ઊંડો હશે કેમ કે એક દિવસ અવાર ભાષામાં લખેલો તેનો પત્ર જુવાનને મળ્યો. તેણે એ પત્ર તરત જ પોતાનાં માબાપને બતાવ્યો. માબાપને પોતાની નજર ઉપર જ વિશ્વાસ ન બેઠો. આ બાબત તેમનાં હૈયાંને એટલી બધી સ્પર્શી ગઈ કે ફક્ત એ પત્ર જોઈને જ તેમણે કન્યાને પોતાના ઘરમાં પ્રવેશ કરવાની પરવાનગી આપી દીધી.

**મારી નોટબુકમાંથી:** કિસાન પાકને જેવી નજરે જુએ તેવી જ નજરે લેખક પોતાની ભાષાને જુએ. પ્રત્યેક કણસલામાં અનેક દાણા હોય, અને કણસલાં એટલાં બધાં હોય કે ગણતરી અશક્ય બની જાય. પરંતુ કિસાન આળસમાં બેઠો બેઠો પાક નીરખતો રહે તો એક દાણો પણ પામી ન શકે. પાકને લણવો પડે અને પછી ખળામાં ઝૂડવો પડે. તોયે કામ પૂરું ન થાય. ત્યાર બાદ અનાજને ઊપણીને ફોતરાં કાઢી નાખવાં પડે. તે પછી અનાજને દળીને લોટ બનાવવાનું, લોટ બાંધવાનું, અને રોટલા શેકવાનું કામ કરવું પડે. પરંતુ સૌથી મહત્ત્વની બાબત તો કદાચ એટલું યાદ રાખવાની છે કે રોટીની જરૂરત ભલે ગમે એટલી સખત હોય તોપણ બધું અનાજ કદી ન વાપરી નાખવું. કિસાન સૌથી સરસ દાણા તો હંમેશાં બિયાં સારુ જ સંઘરી રાખે.

પોતાની ભાષાનો પ્રયોગ કરતા લેખકને જોઈને સૌથી વધારે તો એવો કિસાન યાદ આવે.

**કહેવાય છે** કે એક વાર કેટલાંક બાળકોએ એક ઝાડ પાડી નાખ્યું અને તેમાં વસતી ચકલીનો માળો પીંખી નાખ્યો.

"અરે ઝાડ, કહે તો ખરું, તને કેમ પાડી નાખવામાં આવ્યું?"

"કેમ કે મારામાં તેમને કશું કહેવાની શક્તિ નહોતી."

"અરે ચકલી, કહે તો ખરી, તારો માળો કેમ પીંખી નાખવામાં આવ્યો?"

"કેમ કે હું વધારે પડતો લવલવાટ કરતી હતી."

**કહેવાય છે** કે શબ્દો વરસાદ જેવા હોય છે—પહેલી વાર આવે ત્યારે જાણે મોટી મહેર થઈ, બીજી વાર આવે ત્યારે મજાનો, ત્રીજી વાર આવે ત્યારે જાણે ઠીક, અને ચોથી વાર આવે એટલે આફત.



## વિષયો અંગે

દ્વાર તોડી ફેંકતા નહિ; ચાવી ખોલશે સહેલાઈથી.
(એક બારણે અંકિત પંક્તિ)

એમ કદીયે ના કહે કે "મને કોઈ વિષય દે";
ખુશીથી ભલે એમ કહેજે કે "મને તારી નજર દે".
(તરુણ લેખકને સલાહ)

"પ્યારા સાથીઓ, હું લખવાનો તલસાટ અનુભવી રહ્યો છું, પણ મને સમજાતું નથી કે શાને વિશે લખવું. મને પ્રચલિત રુચિનો કોઈ વિષય સૂચવો તો હું સરસ પુસ્તક લખી નાખું."

આવી લાગણીથી ભરેલા પત્રો લેખક સંઘને, સામયિકોની સંપાદકીય કચેરીઓને તથા અખબારોને, અને લેખકોને પણ લખી મોકલનારા તરુણ લોકોની સંખ્યા જૂજ નથી. મને પણ આવા પત્રો મળે છે. બાપુને પણ મળતા. બાપુ માથું ધુણાવીને કહેતા:

"આ જુવાનને પરણવું છે. પણ મુશ્કેલી એ છે કે કોને પરણવું તેનીઓને ખબર નથી. કોઈ ખાસ કન્યા એના ધ્યાનમાં નથી, એટલે કોઈને સમજાતું નથી કે માગું ક્યાં મોકલવું."

**એક યાદ.** દાઘેસ્તાન લેખક સંઘને એક વાર અબૂતાલિબનો પત્ર મળ્યો. તેમાં વિનંતિ કરવામાં આવી હતી કે એક મહિનો સુદૂર પહાડી ગામોમાં જઈને સામગ્રી એકઠી કરવાની કામગીરી તેને સોંપવામાં આવે. સંઘના બોર્ડની મિટિંગમાં તેની વિનંતિ વિશે વિચારણા કરવામાં આવી અને કવિને પૂછવામાં આવ્યું કે તમે કયા વિષયો અંગે લખવાનો ઈરાદો ધરાવો છો. વયોવૃદ્ધ કવિનો પ્રકોપ ભભૂકી ઊઠયો.

"કોઈ શિકારી અગાઉથી કહી શકે ખરો કે તેને કેવો શિકાર મળશે—સસલું, બતક, વરુ કે લાંકડી? કોઈ લડવૈયો અગાઉથી જણાવી શકે ખરો કે પોતે જંગમાં કેવું પરાક્રમ દાખવશે?"

એ મિટિંગમાં હું હાજર હતો, અને અબૂતાલિબના શબ્દો મારા મનમાં કાયમ માટે અંકિત થઈ ગયા.

મને એવા માણસો જોઈને હંમેશાં આશ્ચર્ય થાય છે જે લેખકને સવાલો પૂછીને પજવતા હોય કે તમે આગલાં થોડાંક વરસો દરમિયાન શું લખવાનો ઈરાદો રાખો છો. લેખક જે કાર્ય હાથમાં લેવાનો ઈરાદો ધરાવતો હોય તેનો સામાન્ય ખ્યાલ તો બેશક તેના મનમાં હોય જ છે. તે કદાચ પહેલેથી નક્કી કરી નાખે કે નવલકથા લખવી યા પરસ્પર સંકળાયેલી ત્રણ કૃતિઓની રચના કરવી, પરંતુ કવિતાની બાબતમાં તો... કાવ્યો તો મનમાં વિના ચેતવણી સ્ફુરી ઊઠે, ભેટ સોગાદોની જેમ આવી પહોંચે. કવિની દુનિયામાં કડક નિયમોનું શાસન ન ચાલે. તેમાં પહેલેથી યોજના ન ઘડી શકાય કે હું આજે સવારે દસ વાગ્યે રસ્તામાં મળનારી એક કન્યા જોડે પ્રેમમાં પડી જઈશ, અથવા આવતી કાલે સાંજે પાંચ વાગ્યે મારા દિલમાં અમુક લફંગા પ્રત્યે ધિક્કારની લાગણી પેદા થશે.

કવિતા કંઈ ગુલાબની બગીચી અથવા કાયમી ફૂલવાડીનાં પુષ્પો જેવી નથી હોતી. તેમાં તો બધું પોતપોતાને સ્થાને અને નજર સામે



હોય છે. કશું ગોતવું નથી પડતું. કવિતા તો હરિયાળી ભૂમિમાં અથવા પહાડોની કુદરતમાં આપમેળે ઊગી નીકળતાં રાની પુષ્પો જેવી હોય છે, એવાં સ્થળોમાં પ્રત્યેક કદમે નજરે પડતાં નવલાં અને અધિક રળિયામણાં પુષ્પો જેવી હોય છે.

ઊર્મિઓમાંથી સંગીત ઉત્પન્ન થાય છે અને સંગીતના સૂર ઊર્મિઓ જગાવે છે. પણ પહેલું શું આવે? આજ સુધી સમસ્યાનો ઉકેલ નથી મળ્યો કે ઈંડું અને મુરઘીમાંથી પહેલું કોણ પેદા થયેલું. બરાબર એવી જ રીતે સવાલ પૂછી શકાય કે લેખક વિષયનું સર્જન કરે છે યા વિષય લેખકનું સર્જન કરે છે? વિષયો લેખકની દુનિયા બની રહે છે, વિષયો એટલે જ લેખકનું સર્વાંગી રૂપ. વિષય ન હોય તો લેખક પણ ન હોય. પ્રત્યેક લેખક પોતાનો વિષય ધરાવતો હોય છે.

વિચારો અને લાગણીઓ પંખીઓ જેવાં હોય છે, અને આસમાન વિષય છે. વિચારો અને લાગણીઓ મૃગલાં જેવાં હોય છે, અને વન વિષય છે. વિચારો અને લાગણીઓ ગિરિમૃગ જેવાં હોય છે, અને પર્વતો વિષય છે. વિચારો અને લાગણીઓ માર્ગો જેવાં હોય છે, અને માર્ગો જ્યાં પહોંચતા હોય અથવા મળતા હોય એ નગર વિષય છે.

મારા વતનની ભૂમિ મારો વિષય છે. તેને ગોતવા જવાની કે પસંદ કરવાની મને જરૂર નથી પડતી. આપણે વતનની પસંદગી નથી કરતા પરંતુ વતન જ તદ્દન આરંભથી આપણી પસંદગી કરે છે. આસમાન ન હોય તો ગરુડ ન હોય, પર્વતના ખડકો ન હોય તો પહાડી બકરો ન હોય, વેગે વહેતું નિર્મળ ઝરણું ન હોય તો ટ્રાઉટ માછલી ન હોય, વિમાની મથક ન હોય તો વિમાન ગગનમાં ન ઊડે. બરાબર એવી જ રીતે, વતન ન ધરાવતો હોય એવો કોઈ લેખક પણ ન જ હોય.

જે ગરુડ મરઘાંના વાડામાં મુરઘીઓ ભેગું આરામથી ફરતું રહેતું હોય તે ખરું ગરુડ ન જ રહ્યું હોય. જે પહાડી બકરો ગામનાં ઘેટાં ભેગો નિરાંતે ચરતો રહેતો હોય તે ખરો પહાડી બકરો ન જ રહ્યો હોય. જે ટ્રાઉટ માછલી નાનકડી તળાવડીમાં બીજી માછલીઓ ભેગી તરતી રહેતી હોય તે ખરી ટ્રાઉટ માછલી ન જ રહી હોય. જે વિમાન મ્યુઝિયમમાં પ્રદર્શિત કરવામાં આવ્યું હોય તે ખરું વિમાન ન જ રહ્યું હોય.

બરાબર એવી જ રીતે, બુલબુલના ગાન વગરનું બુલબુલ હોય જ નહિ.

**વિષયો અંગે વધુ.** બાળપણથી જ મારા મનમાં અમુક દૃશ્યની મીઠી યાદો સંઘરાયેલી પડી છે. જ્યારે જ્યારે હું બાપુના સાક્લ્યાની નાનકડી બારી ખોલું કે તરત જ અફાટ હરિયાળું મેદાન મારી નજરે પડતું, જાણે કેમ આઉલના આંગણમાં કોઈ મેજપોશ બિછાવેલું હોય. બધી બાજુઓથી ખડકો જાણે મેદાનની ઉપર ઝળૂંબી રહેતા. પહાડો તરફના વિસ્તારોમાં વાંકીચૂકી કેડીઓ જોઈને મને સાપ યાદ આવતા, ગુફાઓનાં મોં મને હંમેશાં જંગલી જનાવરોનાં ફાડેલાં જડબાં જેવાં લાગતાં. પહાડોની એક કતારની પાછળ બીજી કતાર નજરે પડતી. તેનાં શિખરો લીસાં તથા ગોળ અને ઊંટની ખૂંધ જેવાં ઝીંથરિયાળાં પણ લાગતાં.

હવે મને ખબર છે કે સ્વિટ્ઝરલૅંડમાં કે નેપલ્સની આસપાસ એથી પણ અધિક સુંદર સ્થળો છે. પરંતુ જ્યાં ક્યાંય હું જઈ આવ્યો છું અને મારાં નયનોએ નિસર્ગનું જે કંઈ સૌંદર્ય નીરખ્યું છે, તેની તુલના મારી સુદૂર બાલ્યાવસ્થાના એ ચિત્ર જોડે, સાક્લ્યાની નાનકડી બારીમાં મઢાયેલા ચિત્ર જોડે, મેં અચૂક કરી છે. અને તેની તુલનામાં જગતની સઘળી અજાયબીઓ મને સાવ ઝાંખી પડી જતી લાગે છે. કોઈ કારણસર મને મારું વતનનું ગામ અને વાતાવરણ ન સાંપડ્યું હોત,



એ બધું મારી યાદમાં કાયમ ન રહ્યું હોત, તો મને આખી આલમ હૈયા વગરની છાતી જેવી લાગી હોત, જીભ વગરના મુખ જેવી લાગી હોત, કીકીઓ વગરની આંખો જેવી લાગી હોત, અથવા પંખી વગરના માળા જેવી લાગી હોત.

આનો અર્થ મુદ્દલ એવો નથી કે હું મારા વિષયને મારા આઉલ અને મારા સાક્લ્યાની સીમાઓની અંદર ગોંધી રાખું છું. આનો અર્થ એવો નથી કે હું મારા મૂલ્યવાન વિષય ફરતો ઊંચો કિલ્લો બાંધી લઈશ.

કેટલાંક ખેતરોમાં હળ ફરવા લાગે એટલે ધરતીનો ઉપલો જાડો થર ચિરાતાં નીચે ખૂબ ફળદ્રુપ જમીન નજરે પડે. કેટલાંક ખેતરોમાં ધરતીના ઉપલા પાતળા થરની નીચે પથરાળ જમીન હોય. વળી કેટલાંક ખેતરોમાં ધરતીના ઉપલા પાતળા થરને ખોદ્યા વગર જ ઉપર પથરા ઊપસી આવેલા નજરે પડતા હોય. એવું કોઈ ખેતર ખેડવાનો મારો મુદ્દલ ઈરાદો નથી કેમ કે તેમાં તો પાક નબળો જ ઊતરે.

મારા વતનની ધરતી પ્રત્યેનો મારો પ્યાર જાણે આખા દિવસની મહેનત કરાવ્યા પછી ચરવા છૂટો મૂકવામાં આવેલો ઘોડો હોય, એવી રીતે તેને દામણ બાંધી દેવાનો મારો ઈરાદો નથી. હું તો મારા તોખારની લગામ ઉતારી લઉં, તેની ભીની ગરદન પંપાળું, અને કહું: "જઈને જરા ચરી આવ અને નવી તાકાત લઈ આવ." દેશના મારા ખ્યાલમાં આઝાદ ચરતા તોખાર જેવું કશુંક પ્રશાંત અને ઉત્કૃષ્ટ લક્ષણ છે.

મારા સાક્લ્યામાં, મારા પહાડી ગામમાં, મારા દાઘેસ્તાનમાં, અથવા દેશના મારા ખ્યાલમાં આપણા જગતની સઘળી પરિઘટનાઓની તલાશ કરવાનો મારો ઈરાદો નથી. એથી ઊલટું, જગતની સઘળી પરિઘટનાઓમાં અને તેના તમામ ખૂણાઓમાં

મને દેશનો ખ્યાલ નજરે પડે છે. એ અર્થમાં, આખું જગત મારો વિષય છે.

મને યાદ છે કે અત્યંત દૂર આવેલાં અદ્ભુત નગર સાન્તિયાગોમાં હું એક વાર કૂકડાનું કૂકડે-કૂક સાંભળીને જાગી ગયેલો. મેં આંખો ખોલી ત્યારે થોડીક પળ મને લાગ્યું કે હું મારા વતનના ગામમાં મારે ઘેર છું. એ રીતે, સાન્તિયાગોના કૂકડા મારી નજરમાં વિષય સાબિત થઈ ગયા.

એક વાર હું એથીયે વધારે અદ્ભુત જાપાની નગર કામાકુરામાં થયેલી સૌંદર્ય સ્પર્ધામાં હાજર રહેલો. તેમાં ભાગ લેનારી સુંદરીઓ પોતાની રાણીની વરણી માટે એક પછી એક અમારી સામેથી પસાર થઈ ત્યારે તેમની તુલના અવારિસ્તાનના પહાડોમાં મેં છોડેલી એક સુંદરી જોડે કર્યા વગર મારાથી રહેવાયું નહિ. મારી રાણી ધરાવે છે એ કશુંક મને તેમનામાં ન દેખાયું. એ રીતે, જાપાની સુંદરીઓ અને જાપાની સૌંદર્યરાણી પણ મારી નજરમાં વિષય સાબિત થઈ ગઈ.

નેપાલની એક મુલાકાત દરમિયાન મેં બૌદ્ધ મંદિરો અને શાહી મહેલો તેમ જ દુનિયાની તમામ બીમારીઓ મટાડી દેતા, સઘળી મોહિનીઓને તોડી નાખતા, અને સઘળાં અનિષ્ટો નિવારી દેતા બાવીસ ઝરા પ્રશંસાની નજરે ધરાઈને નીરખી લીધાં. ત્યાર પછી હું કાઠમંડ પર્વતોની સીધી ઊંચી ટૂંકો પર ચડયો. ત્યાં મને મારું વતન દાઘેસ્તાન યાદ આવ્યું અને ભવ્ય તથા વૈભવી મહેલો તથા મંદિરો જોવામાં મને પડેલી મોજ કરતાં ઘણી વધારે ઊર્મિઓ મારા દિલમાં જાગી. મારી નજરમાં સાધારણ પર્વતો તરંગી મનોભાવે સર્જેલાં સ્થાપત્યો કરતાં વધારે મૂલ્યવાન સાબિત થઈ ગયા. મને લાગ્યું કે ચમત્કારિક ઝરાઓ નહિ પણ આ પર્વતો જ તમામ બીમારીઓ મટાડી શકે અને દિલને સઘળાં અનિષ્ટોથી મુક્ત કરી



શકે. એ રીતે, નેપાલનાં બૌદ્ધ મંદિરો અને પર્વતો મારી નજરમાં વિષય સાબિત થઈ ગયાં.

ભારતમાં છલકાતા માનવ મહેરામણ સમાં ઘોંઘાટિયાં શહેરોની મુલાકાત પછી મને કલકત્તા નજીક એક નાનકડા ગામમાં લઈ જવામાં આવ્યો. મોટા ખળામાં કામ ચાલી રહ્યું હતું અને બળદો ધીમે ધીમે ઘઉંનાં સોનેરી કણસલાંને પગ તળે ખૂંદી રહ્યા હતા. સોનેરી કણસલાં ધીરી ગતિએ ખૂંદતા એ બળદોનું દૃશ્ય જોઈને મારા દિલમાં જે પારાવાર ખુશી ઊપજેલી એટલી ખુશી મને જગતના કોઈ મ્યુઝિયમ કે નાટયગૃહમાં નથી થઈ. મને લાગ્યું કે હું જાણે પાછો મારા વતનના આઉલના ઘરમાં મારી બાલ્યાવસ્થામાં પહોંચી ગયો છું. એ રીતે, ભારતમાં કલકત્તા નજીક આવેલું નાનકડું ગામ મારી નજરમાં વિષય સાબિત થઈ ગયું.

**મેં નજરે જોયેલી હકીકતો:** અમારા પહાડી વિસ્તારોની જેમ જ ઈન્ડોનેશિયાના પહાડી વિસ્તારોમાં વગાડવામાં આવતા ઢોલ, પોતાનો સર્કાસિયન કોટનો દેશી પોશાક પહેરીને ન્યૂયોર્કના રસ્તા પર ચાલતો કોકેસિયન, આપમેળે અપનાવેલી દેશપારીની હાલતમાં ઈસ્તંબૂલ અને પૅરિસમાં વસતા ગમગીન દાઘેસ્તાનીઓ — આખા જગતમાં સૌથી કંગાલ ઈન્સાનો, લંડનમાં પ્રદર્શિત માટીનાં વાસણો — બાલખારના મશહૂર કુંભારોની કારીગરીના નમૂના, લાક પ્રજાના ત્સોવ્કા ગામના બજાણિયાઓની કાબેલિયત જોઈને વેનિસના પ્રેક્ષકોને થતું વિસ્મય, પિટ્સબર્ગ શહેરમાં જૂનાં પુસ્તકોની એક દુકાનમાં શામીલ અંગેનું એક પુસ્તક.

હું જ્યાં જ્યાં ગયો છું ત્યાં દરેક ઠેકાણે, ખૂબ દૂરનાં સ્થળોમાં પણ, મારા મનમાં દાઘેસ્તાનના વિચારો ઊભરાયા છે.

કોઈ લડવૈયાની ઉપર કેટલાય દુશ્મનો એકીસાથે હુમલો કરે ત્યારે તેની દશા કપરી બની જાય. તે આગળ અને પાછળ બન્ને

તરફથી એકીસાથે પોતાનો બચાવ ન કરી શકે. પણ પીઠ પાછળ શિલાની ઓથ મળી જાય તો હાલત બહુ વસમી ન બને, પાછળ શિલાની ઓથ હોય તો ચપળ અને કાબેલ તલવારબાજ બે કે પછી ત્રણ દુશ્મનોને હંફાવી શકે.

મારી શિલા દાઘેસ્તાન છે. તે મને તમામ મુશ્કેલીઓનો સામનો કરવામાં, અત્યંત કપરી કસોટીઓને પાર કરવામાં, મદદ કરે છે.

મુસાફરો પોતાની સફરોના દેશોમાંથી નવાં ગીતો સ્વદેશ લઈ આવે. પણ મારી પરેશાની એ છે કે હું તો જ્યાં જઉં ત્યાંથી દાઘેસ્તાનનાં જ ગીતો લઈને સ્વદેશ પાછો ફરું છું. પ્રત્યેક કાવ્યમાં હું મારા વતનને નવી નજરે નીરખું છું, નવેસરથી સમજું છું, તેના પ્રત્યે પ્યારના નવા ઉછાળા અનુભવું છું.

મારી નજરમાં મારું વતન દાઘેસ્તાન અસીમ અને અનંત છે.

**મારી નોટબુકમાંથી.**

"ગરુડ, તારું માનીતું ગીત કયું?"

"ઊંચા પર્વતોનું."

"દરિયાઈ પંખી, તારું માનીતું ગીત કયું?"

"નીલા સાગરનું."

"કાગડા, તારું માનીતું ગીત કયું?"

"જંગના મેદાનમાં પડેલાં લહેજતદાર મડદાંનું."

સાહિત્યને પણ તેનાં પક્ષીઓ હોય છે—ગરુડો અને દરિયાઈ પંખીઓ હોય છે. કોઈને પર્વતો ગમે તો કોઈને સાગર. દરેક પક્ષીને પોતાનું આગવું તત્ત્વ હોય છે, પોતાનો વિષય હોય છે. પરંતુ કાગડા પણ હયાતી ધરાવે છે. તેમને બીજા કશા કરતાં પોતાના પ્રત્યે જ વધારે પ્યાર હોય છે. જંગના મેદાનમાં ઢળી પડેલા સૈનિકની આંખોમાં ચાંચ મારતી વેળા કાગડાને પરવા નથી હોતી કે આંખો



કોઈ શૂરવીરની છે કે બાયલાની છે. સાહિત્યની દુનિયામાં મેં એવા માણસો જોયા છે કે જે આજે સૌથી ફાયદાકારક લાગે એવું કામ કરે છે, અને આવતી કાલે પણ જેમાં લાભ થાય એવું જ કામ કરવાના છે.

**વિષયો અંગે વધુ.** વિષય તો ચીજોથી ભરેલી પેટી જેવો હોય છે. શબ્દો એટલે એ પેટીની ચાવી, પરંતુ અંદરની ચીજો તો પોતાની જ હોવી જોઈએ, બીજા કોઈની નહિ.

કેટલાક લેખકો વિષયના ઊંડાણમાં ઊતર્યા વગર એક પછી બીજા વિષય ઉપર ઠેકડા મારતા હોય છે. તેઓ પેટીનું ઢાંકણું ઉઘાડીને ઉપરની ચીજો ફેંદી નાખે છે, અને પછી પેટીને પડતી મૂકીને આગળ ધસી જાય છે. પેટીના અસલ માલિકને તો ખબર હોય કે ચીજોને એક એક કરીને કાળજીથી બહાર કાઢવામાં આવે તો તળિયે હીરામોતીનો દાબડો મળવાનો જ.

એક પછી એક વિષય ઉપર ઠેકડા મારનારા લેખકો નામીચા દાલાગોલોવ જેવા હોય છે, પહાડી વિસ્તારોમાં અનેક બૈરીઓ રાખતા નામીચા આદમી જેવા હોય છે. તેને ૨૮ બૈરીઓ હતી પણ અંતમાં તેની પાસે એક પણ નહોતી રહી.

વળી વિષયને પોતાની એકમાત્ર કાયદેસર પત્ની જોડે, અથવા મા જોડે, અથવા એકના એક સંતાન જોડે પણ ન જ સરખાવી શકાય. કોઈ એમ તો ન જ કહી શકે કે "આ વિષય મારો એકલાનો જ છે, બીજા કોઈએ તેને હાથમાં લેવાનો નથી."

વિષય મારો છે, પણ તેને સૌકોઈ અપનાવી શકે છે. મેં એક લેખકને તેનો વિષય "ચોરી" જવા બદલ બીજા લેખકને ગાળો ભાંડતો સાંભળ્યો છે. તેણે સવાલ કર્યો કે "ઇર્ચી કઝાક* વિશે

* ઇર્ચી કઝાક—ગઈ સદીનો કુમીક કવિ અને કુમીક સાહિત્યનો સંસ્થાપક.

લખવાની છૂટ તને કોણે આપી? તને બરાબર ખબર છે કે આ વિષય મારો છે. ઈર્ચી કઝાક વિશે હું જ લખવાનો છું. આ તો ઉઘાડી લૂંટ છે!" લેખક ખૂબ જ ઉશ્કેરાઈ ગયેલો, જાણે કેમ કોઈ તેની માશૂકને ઉપાડી ગયું હોય.

પણ જવાબ પહાડોમાં વસનારાને છાજે એવો જ હતો.

"જેની તેગ વધારે ધારદાર અને ખોફનાક હોય તે જ ઈમામ બની શકે. લાડી માગું મોકલનારની નહિ પણ જે પરણે તેની જ ગણાય. બીજા બધા વિષયોની જેમ ઈર્ચી કઝાકનો વિષય પણ તેને વિશે સૌથી સરસ લખનારનો જ ગણાય."

ખરેખર, એકનો એક વિષય લઈને કેટલાય લેખકો એકબીજાથી સ્વતંત્ર રીતે લખી શકે. સાહિત્યના જગતમાં સામૂહિક ખેતરો ન હોય. દરેક લેખકને પોતાનું આગવું ખેતર અને આગવો ચાસ હોય છે, પછી જમીન ભલે ને સાવ થોડીક જ હોય. પરંતુ હું મારી જમીનમાં જતો જ ન હોઉં તો બીજા કોઈને મારા ખેતરમાં જવાની મના હું નહિ ફરમાવું. મારા ખેતરને શેઢે તમને રખેવાળી કરતા કૂતરા કે હથિયારબંધ ચોકીદારો જોવા નહિ મળે. ખરેખર, એવી સીમા ક્યાં હોય છે? તેને કેવી રીતે નિર્ધારિત કરવી? ફરતી વાડ કેવી રીતે બાંધવી? મારો વિષય કંઈ અંગત ચરાણ નથી, અથવા મસ્જિદની એવી ખાસ જગ્યા નથી કે જ્યાં અજાણ્યા માણસોને પગ મૂકવાની બંધી હોય.

એક વાર દાઘેસ્તાની લેખકોના એક સંમેલનમાં વિવાદ ઊભો થયેલો.

એક વક્તાએ સવાલ કર્યો કે "દાઘેસ્તાની લેખકો બીજી ભૂમિઓ અને પ્રજાઓ વિશે શા માટે લખે? સ્પેનવાસીઓ સ્પેન વિશે લખે, જાપાનીઓ જાપાન વિશે લખે, અને ઉરાલમાં વસતા લેખકો ઉરાલના ઉદ્યોગો વિશે લખે. કોઈ પંખીનો માળો એક બગીચામાં હોય તો એ



શું ઊડતું બીજા બગીચામાં જઈને પોતાનાં ગીત ત્યાં ગાવાનું? ઊંચા ખડકોની જમીનને શું એવી ખીણમાં લઈ જઈ શકાય કે જ્યાં વિપુલ પ્રમાણમાં સમૃદ્ધ અને ફળદ્રુપ જમીન હોય છે? ચરબીના થરવાળી પૂંઠ ધરાવતા ઘેટાની દૂમને તળતાં પહેલાં તેની ઉપર માખણ ચોપડવાની જરૂર ખરી કે?"

જવાબ એક બીજા પ્રજાસત્તાકના લેખકે આપ્યો. તેણે કહ્યું:

"પંખીને જેમ માળો હોય છે એવી જ રીતે જંગલી જનાવરને બોડ હોય છે, પરંતુ સૂરજનાં કિરણો સઘળાં પશુપંખીને માણવા મળે છે અને વરસાદ સઘળાં વૃક્ષો ઉપર પડે છે. મેઘધનુષને સઘળાં નયનો નીરખી શકે છે, અને વીજળી ઊંચા પર્વતોમાં તેમ જ ઊંડી ખીણોમાં પણ ઝબૂકે છે. વાદળના ગડગડાટ પણ બધે થાય છે. કોઈ દૂરના દેશમાંથી આણેલા ચાવલ વડે પણ સરસ લહેજતદાર પુલાવ પકાવી શકાય. હું તમારા સંમેલનમાં દૂરની ભૂમિમાંથી આવ્યો છું. હું તો કેવળ તમને અભિનંદન આપવા આવ્યો છું. પરંતુ તમારા પર્વતો, તમારો સાગર, તમારા ઉમદા આદમીઓ, અને તમારી ભૂમિની રૂપાળી તેમ જ સુશીલ નારીઓ પ્રત્યે મારા દિલમાં હેતના અંકુર ફૂટ્યા છે. હું તમારે વિશે લખું તો મારી ભૂમિના ઈન્સાનો મારો ઉપકાર જ માનવાના. અને તમે મારા વિસ્તારો વિશે લખો તો એથી પણ કશી હાનિ નહિ જ થાય. પ્યારની બાબતોની જેમ જ લેખકની પસંદગી મુક્ત હોય છે. પ્યાર કદી કોઈ દિલમાં પ્રવેશ કરવાની પરવાનગી માગે ખરો?"

સંમેલનમાં મહેમાનના શબ્દોને તાળીઓ વડે વધાવી લેવામાં આવ્યા. તેના શબ્દો તીર જેવા વેધક અને નિશાનભેદી હતા. પરંતુ તાળીઓ પાડતી વેળા અને તેની વાત જોડે લગભગ સહમતી અનુભવતી વેળા પણ અમુક ખ્યાલો મારા મનમાંથી ખસ્યા નહિ.

બીજા દેશો અને બીજી પ્રજાઓ વિશે લખવાની વાત સારી

છે, પરંતુ તમારા પોતાના વિષયના સંબંધમાં તમે મક્કમ રહો તો જ.

મારું નાનકડું દાઘેસ્તાન અને મારું વિશાળ જગત. બે ઝરણાં એકબીજાની જોડે ભળી જઈને ખીણમાં પહોંચતા સુધીમાં એક જ ધોધમાર વહેણનું રૂપ ધારણ કરી લે. બે આંખોમાંથી બે ગાલ પર ટપકતાં બે આંસુનો ઉગમ એક જ વેદના કે ઉલ્લાસની લાગણીમાંથી થાય છે.

આશ્રુ બિંદુ બે ખર્યાં, કવિના ગાલો પરે;
એક જમણા ગાલ પર, ને બીજું ડાબા ઉપરે;
એક બિંદુ ક્રોધનું, ને બીજું બિંદુ પ્રીતનું;
એક આંસુ વ્યથાનું, ને બીજું આંસુ હર્ષનું.

સ્ફટિકસમ ને શાંત બે, અલગ અશ્રુ બિંદુઓ;
શક્તિવિહીન બે, હોય જો વેરાયેલાં એ બિંદુઓ;
થાય જો એનું મિલન, તો કવિતા ઉત્પન્ન થતી;
જાણે વરસતું ઝાપટું, ને દામિની જેમ દમકતી.

મારું નાનકડું દાઘેસ્તાન અને મારું વિશાળ જગત. તમે મારું જીવન છો, સંગીત છો, પુસ્તક છો. તમે જ મારો વિષય છો.

ઊંચા ખડકો ઉપરથી ઊડતું નીચે સપાટ ભૂમિના અફાટ વિસ્તારોમાં ન ઊતરી શકે એ ગરુડ નમાલું ગણાય.

સપાટ ભૂમિના અફાટ વિસ્તારોમાંથી ઊડતું ઊંચા ખડકો પર ન પહોંચી શકે એ ગરુડ નમાલું ગણાય.

ગરુડ એમ સહેલાઈથી કરી શકે. તે ગરુડ તરીકે જન્મેલું હોય છે એટલે પોતે ઇચ્છે તોપણ દરિયાઈ પંખી અથવા કાગડામાં પલટાઈ ન શકે. લેખક જો એ બહાદુર અને ઉમદા પંખીના ગુણો લઈને જન્મ્યો ન હોય તો તેને માટે ગરુડ બનવું મુશ્કેલ બની જાય.

કુમુઝ વગાડતાં ન શીખેલા આદમી વિશે અમારા વિસ્તારોમાં



કહેવાય છે કે "વાંધો નહિ, પરલોકમાં શીખી લેશે."

પ્યાર અથવા નફરતની લાગણીથી પ્રેરાઈને નહિ પણ ગંધની પારખના આધારે કલમ ચલાવવાનું શરૂ કરી દેનારા લેખકોની સંખ્યા કેટલી મોટી છે!

કોઈ આઉલમાં પહોંચેલો મહેમાન ઉતારા માટે કયા સાકલ્યાનું બારણું ખટખટાવવું એ નક્કી કરવાની કોશિશ કરે ત્યારે તે આખરી પસંદગી તો અંદરથી આવતી સોડમના આધારે જ કરે છે. કેટલાંક ઘરોમાંથી મકાઈની રોટીની વાસ આવતી હોય છે તો બીજાં કેટલાંકમાંથી શેકેલા ગોશ્તની ખુશબો આવતી હોય છે.

એવું પણ બનતું હોય છે કે બે ઉંમરલાયક કન્યાઓમાં એક તદ્દન મૂરખ અને બીજી ચતુર હોય, પણ ફક્ત વધારે પહેરામણીના કારણે જ પસંદગી મૂરખની કરવામાં આવે.

કયા વિષય અંગે અથવા કયા દેશ વિશે લખવું એ બાબત પ્રત્યે ઉદાસીન વલણ ધરાવતા લેખકો પણ હોય છે. તેઓ એવો ખ્યાલ ધરાવતા નફાખોરોને મળતા આવે છે કે જેટલા આગળ જઈશું એટલા પ્રમાણમાં વધારે ઊંચા ભાવ મળી શકશે.

તેમનો વિચાર કરતાં મને પાર્ખાલ્શા નામે બાઈ યાદ આવે છે. તેને ગામનો કોઈ મુરતિયો પોતાને લાયક ન લાગ્યો એટલે તેણે કોઈ બીજા ગામનો મુરતિયો ગોતી કાઢવાની કોશિશ કરી. પણ સહેલાઈથી સમજી શકાશે કે તે આખી જિંદગી વાંઢી રહી ગઈ.

**વનમાં ગયેલા બે પહાડવાસીઓનો કિસ્સો.** બે આદમી આઉલમાંથી નીકળીને વનમાં ગયા. તેમનો ઇરાદો ધૂંસરી બનાવવા માટે લાકડું લઈ આવવાનો હતો. જૂની ધૂંસરીઓ ઘસાઈ ગઈ હશે.

પહેલા આદમીને એક માફક ઝાડ મળી ગયું એટલે તેણે સૂકા લાકડાના બે સરસ કકડા કાપી લીધા. પણ બીજા આદમીને થયું કે આગલું ઝાડ બહેતર હશે અને ત્યાર પછીનું ઝાડ તો એથીયે બહેતર હશે જ.

તેનો આખો દિવસ વનમાં ભટકતાં ભટકતાં જ વીતી ગયો પણ તે કોઈ ઝાડ પસંદ ન કરી શક્યો. આખરે તેણે એક ઝાડની બે ડાળીઓ કાપી લીધી જે તેણે શરૂઆતમાં જોયેલી ડાળીઓ કરતાં ઘણી બદતર હતી. તે મોડી સાંજે ઘેર પહોંચ્યો ત્યારે તેનો દોસ્ત નવી ધૂંસરીવાળું ગાડું લઈને ખેતરમાંથી પાછો આવી રહ્યો હતો.

એ કિસ્સો મને અબૂતાલિબે કહી સંભળાવેલો. દાઘેસ્તાનનો એક કવિ લાંબી સફર ખેડીને વતન પાછો ફરેલો, અને પોતાની જહેમતોના ફળ રૂપે બે સાધારણ કાવ્યો ભેગાં લઈ આવેલો. અબૂતાલિબને એ વખતે આ કિસ્સો યાદ આવેલો.

જઈફ શાયરે વાત પૂરી કરતાં કહેલું કે "જે ગીત ઘરમાં ન શીખી શકાય તે ઘરથી દૂર જતાં યાદ ન રહે." પછી તેમણે ઉમેરેલું: "કવિઓ ઘણી વાર એવા પહાડવાસીને મળતા આવતા હોય છે કે જે આખો દિવસ પોતાની રૂંછાંદાર ટોપી ગોતતો ફરે પણ ટોપી તો તેના જડ જેવા માથા ઉપર જ હોય."

**વિષયો અંગે વધુ.** મારા વતનનું આઉલ પહેલી જ વાર છોડીને હું સફરો ખેડવા નીકળ્યો એ દિવસની વાત છે. માએ દીવો સળગાવીને બારીની પાળ ઉપર મૂક્યો હતો. હું કદમ માંડતો જતો હતો અને પાછળ નજર નાખતો જતો હતો. ઘરની બારીમાં ટમટમતો દીવો ધુમ્મસ અને અંધારાને ચીરતો મને દેખાતો હતો.

જગતમાં ઠેર ઠેર મારી સફરો દરમિયાન અમારી નાનકડી બારીનો દીવો અનેક લાંબાં વરસો સુધી મારી નજર સામે ટમટમતો રહ્યો છે. આખરે વતન પાછો ફરીને મેં ઘરમાંથી એ જ બારીની બહાર નજર નાખી તો મારી જિંદગી દરમિયાન મેં જેમાં સફરો ખેડેલી એ વિશાળ જગત હું નીરખી શક્યો.

લેખકને વિષય કોણ પૂરો પાડે? તેને માથું, આંખો, કાન અને દિલ આપવાનું ઘણું વધારે સહેલું હોય છે. પ્યાર અથવા નફરતની



લાગણીમાંથી નહિ પણ ગંધની પારખમાંથી વિષયો શોધનારા લેખકો પોતાના યુગનાં સંતાનો કદી ન જ બની શકે. તેઓ પોતાના યુગનાં નહિ પરંતુ કેવળ એક જ દિવસનાં સંતાનો હોય છે, અથવા બહેરી કન્યા જેવા હોય છે જેની વાત હું તમને હમણાં જ કહું છું.

**બહેરી કન્યાનો કિસ્સો.** વાર્તા કહેવાય છે તેમ, એક જમાનામાં અમુક આઉલમાં એક બહેરી કન્યા રહેતી હતી. કોઈ બીજા આઉલના એક મુરતિયાએ તેનું માગું મોકલ્યું, પણ બીચારાને મુદ્દલ ખબર નહોતી કે કન્યા બહેરી છે. બધું બરાબર નક્કી થઈ ગયું. અને શાદીની મહેફિલ શરૂ થઈ ગઈ. મહેમાનો ઘણાબધા હતા. કન્યા નહોતી ઈચ્છતી કે પોતે બહેરી હોવાની ખબર મહેમાનોને પડી જાય, એટલે તેણે સાહેલીઓની મદદ માગી. તેની જોડે બેસનારી સાહેલીએ તેને સંકેત કરીને જણાવવાનું હતું કે વાતચીત કેવી ચાલી રહી છે. વાતચીત ખુશીમઝાની હોય અને હસવાની જરૂર હોય તો સાહેલી કન્યાને ડાબે ખભે ચૂંટી ખણે, પણ જો વાતચીતનું વલણ અફસોસ અને ગમનું હોય તો જમણે ખભે ચૂંટી ખણે.

શાદીના વખતે લાડીને કશું બોલવાનું ન હોય. તેને માટે તો ચુપચાપ બેસી રહેવું જ બહેતર ગણાય. એટલે થોડી વાર બધું બરાબર ચાલ્યું. કન્યા હસવાનું આવે ત્યારે હસતી અને સૌ ગમગીન બની જાય ત્યારે પોતે પણ ગમગીન બની જતી.

પણ એવું બન્યું કે સાહેલી સંકેત ભૂલી ગઈ અને ડાબાને બદલે જમણે ખભે તો જમણાને બદલે ડાબે ખભે ચૂંટી ખણવા લાગી. એટલે સૌ ગમગીન બની જાય ત્યારે કન્યા હસવા લાગે અને સૌ મોજમાં આવી જઈને હસતા હોય ત્યારે કન્યા નિસાસા નાખે અને ડૂસકાં ભરવા લાગે.

વરને શંકા થઈ એટલે તે વધારે કાળજીથી કન્યાની ચકાસણી કરવા લાગ્યો, અને આખરે એવા નતીજે પહોંચી ગયો કે કન્યા તો

કહેવાય નહિ એટલી મૂરખ છે. પરિણામે શાદી પડતી મૂકવામાં આવી અને કન્યાને પાછી ઘરભેગી કરી દેવામાં આવી.

ખરા લેખકને બહેરી કન્યાની જેમ ડાબે ને જમણે ખભે ચૂંટીની જરૂર ન પડે. કેવળ તેના દિલની વેદના અથવા ખુશીની લાગણીથી પ્રેરાઈને જ તેણે કલમ હાથમાં ઉઠાવવી જોઈએ. તે હસે ખરો, પરંતુ એ કારણે નહિ કે બીજા લોકો હસતા હોય અને એથી તેને માટે સૌની જોડે હસવાનું જરૂરી બની જતું હોય. તે ગમગીન બને, પરંતુ એ કારણે નહિ કે સૌના ગમમાં ભાગ લેવાનું તેને જરૂરી લાગે. ના, શાદીના પ્રસંગે વાતાવરણ તેણે જ પેદા કરવું જોઈએ. કવિ જ પોતે હસીને આસપાસ સૌને મોજમાં હસાવે. અને કવિ પોતાના દિલની વેદનાની વાત કરે ત્યારે તમામ દિલોમાં ગમ છવાઈ જાય.

મારી જોડે સહમત ન થનારા અને અન્યની પ્રેરણાથી લખવાનું વધારે સહેલું ગણનારા માણસોને નીચેના કિસ્સામાંથી કંઈક શીખવા મળશે.

**એક યાદ.** હું ખુંઝાહ જિલ્લાની પ્રાથમિક શાળામાં બીજા ધોરણમાં ભણતો હતો ત્યારે વર્ગમાં મારી જોડે નીના નામે એક બાળા બેસતી. નીલાં નેણ ધરાવતી નીના એક રશિયન શિક્ષકની દીકરી હતી. મને તે ગમતી, પણ તેને એ વાત જણાવતાં હું શરમાતો. આખરે મેં એક ચિઠ્ઠી લખીને તેને મોકલવાનું નક્કી કર્યું. પણ એ કામ સહેલું નહોતું કેમ કે રશિયન ભાષામાં હું એક શબ્દ પણ નહોતો લખી શકતો. મેં એક દોસ્તની મદદ લીધી. તેણે મને રશિયન શબ્દો લખાવ્યા. શબ્દો મને સમજાયા નહિ પણ મેં રશિયન લિપિમાં લખી લીધા. મેં માની લીધું કે હું પ્રેમના અદ્ભુત શબ્દો નીનાને જે રીતે સંભળાવવા માગતો હતો એ જ રીતે લખી રહ્યો છું. મેં ધ્રૂજતા હાથે ચિઠ્ઠી તેના હાથમાં મૂકી, અને ચિઠ્ઠી ખોલતાં તેના હાથ પણ



કંપી ઊઠયા. એકાએક તેનું મોં લાલચોળ થઈ ગયું અને તે દોડતી વર્ગમાંથી બહાર નીકળી ગઈ. પછી તેણે મારી જોડે બેસવાનો ઈનકાર કરી દીધો. મને પાછળથી ખબર પડી કે મારી ચિઠ્ઠીમાં હલકટ અને નફરત પેદા કરે એવા ગલીચ શબ્દો લખેલા હતા.

મને બીજો એક પ્રસંગ યાદ આવે છે. એ વખતે હું સાહિત્ય મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો અને નીના લેનિન અધ્યાપન કોલેજમાં. એક વાર ડિસેંબર મહિનામાં એક દિવસે તેની વરસગાંઠના મેળાવડાનું આમંત્રણ મળ્યું. ભેટ વિશે તો મેં બેશક તૈયારી કરી જ લીધી, પણ મને લાગ્યું કે હું એક કાવ્ય લખીને તેને વાંચી સંભળાવું અને પછી ભેટ તરીકે આપી દઉં તો એ સૌથી સરસ ભેટ ગણાય.

એટલે મેં એક અભિનંદન કાવ્ય લખ્યું અને મારા એક યુવાન કવિ સહપાઠીને તેનો રશિયનમાં અનુવાદ કરવા પટાવી લીધો. મારા દોસ્તે આખી રાત મહેનત કરીને અનુવાદ કરી આપ્યો, પણ એ સાંભળતાં મને મારી કરામત એમાં ક્યાંય ન દેખાઈ. એમાં તો લાગણીવેડા અને છલકાતા ભાવાવેગના ઉછાળા હતા — મારે નીનાને જે કહેવું હતું તેની જોડે જરાય સામ્ય ન ધરાવતું કશુંક હતું.

આ વખતે હું મૂરખ ન બન્યો. મને અગાઉ અનુભવ મળી ચૂક્યો હતો. એટલે મેં કહ્યું:

"આ કાવ્ય તમારી સખીને તેની વરસગાંઠના પ્રસંગે વાંચી સંભળાવજો કેમ કે તમે જે લખ્યું છે એ તમારું કાવ્ય છે, મારું નહિ."

**વિષયો અંગે વધુ.** વિષય કંઈ નીંદર માણતી માછલીની જેમ સપાટી ઉપર તરતો નથી. એ તો જ્યાં વહેણ ઝડપી અને જળ નિર્મળ હોય એવાં ઊંડાણમાં જ મળે. તેને એવા ઊંડાણમાંથી ગોતી

કાઢવો પડે અને પછી ધોધ નીચેના વમળમાંથી બહાર કાઢી લેવો પડે. લાંબા વખત સુધી કરેલી તનતોડ મહેનતથી રળેલા પૈસા અને ફૂટપાથ પરથી જડેલા સિક્કાનું શું એકસરખું મૂલ્ય ગણાય?

પહોડોમાં વસનારા લોકોમાં કહેવાય છે કે જંગલી જનાવરોનું ટોળું તો સહેલાઈથી મળી જાય, પરંતુ એ શિયાળ અથવા સસલાનું ટોળું હોય. તેને બદલે તો લોંકડી જેવુંયે જનાવર ફક્ત એક જ મળે તોપણ તેને પકડવું બહેતર ગણાય. કોઈ કદી ન કહી શકે કે એવું જનાવર ક્યાં હાથમાં આવશે, સરસ શિકાર તો ખૂબ દૂરના કોતરમાં પણ હંમેશાં ન મળે.

એક શિકારીને રૂપેરી લોંકડી પકડવાની મંછા હતી. તેની જિંદગી એવી લોંકડીની તલાશમાં જંગલની દૂર દૂરની ઝાડીઓમાં ભમતાં ભમતાં વીતી ગઈ. તે ઘરડો થઈ ગયો અને તેને માટે દૂર શિકારે જવાનું વધારે ને વધારે મુશ્કેલ બનતું ગયું. એટલે તેણે પોતાના સાકલ્યાથી સાવ નજીકના કોતરમાં શિકારે જવાનું શરૂ કરી દીધું. અને કલ્પના કરો કે એવી રૂપાળી રૂપેરી લોંકડી તેને એ કોતરમાં મળી ગઈ.

"અત્યાર સુધી ક્યાં સંતાઈને બેઠેલી?" શિકારીએ જનાવરને પૂછ્યું. "હું આખી જિંદગી તને ગોતતો રહ્યો છું."

"હું તો અહીંયાં જ રહું છું," લોંકડીએ જવાબ દીધો. "તને ખબર નથી કે આવી તલાશમાં આખી જિંદગી વીતી જાય પણ જોઈતી ચીજ ક્યારેક એક જ દિવસમાં કે એક જ પળમાં મળી જાય?"

ખરેખર, લેખકની જિંદગીમાં પણ એવો એક જ દિવસ આવે છે જ્યારે તે પોતાને સમજી લે છે અને તેને પોતાનો મુખ્ય વિષય સાંપડી જાય છે. પછી એ દિવસને તેણે કદી તજવો ન જોઈએ. જો તજી દે તો તેની દશા મારા એક દોસ્ત જેવી થાય.

**તો હવે, મારા એક દોસ્તે લખેલા નાટક વિશે.** અમુક દાઘેસ્તાની લેખકે એક વાર સામૂહિક ખેતરના જીવન વિશે નાટક લખ્યું. વિષય મહત્ત્વનો હતો છતાં નાટ્યગૃહે તેનું નાટક સાવ નજીવું બહાનું કાઢીને પરત કરી દીધું — નાટક નીરસ છે.

બીજા કોઈ લેખકને માટે આવી જાતનો ખુલાસો પૂરતો થઈ ગયો હોત, પણ મારા દોસ્તને નહિ. તેને અપમાન લાગ્યું એટલે તેણે લાગતાવળગતા લોકોને લખ્યું. પરિણામે, બાબતની તપાસ કરવા માટે અને જરૂરી પગલાં લેવા માટે એક પંચ નીમવામાં આવ્યું. પંચની કામગીરીના ફળ રૂપે આમ જાણવા મળ્યું: નાટક ખેતરમાં કામ કરતી બે ટુકડીઓ વિશે હતું. બન્ને ટુકડીઓ સમાજવાદી સરસાઈમાં ઊતરી હતી અને ઉલ્લાસમય સંગીતના સૂર રેલાવતી ઘઉંનો મબલખ પાક લણી રહી હતી.

અમુક સંજોગ ઊભો ન થયો હોત તો નાટકનું વસ્તુ પંચને બરાબર ગમી ગયું હોત અને નાટક કશા વાંધાવચકા વગર પાર ઊતરી ગયું હોત. પણ બન્યું એવું કે નાટકનું અવલોકન પૂરું થઈ ગયું ત્યાં સુધીમાં કુમીકની વગડાઉ જમીનમાં ઘઉંને બદલે કપાસની વાવણી કરવાનો નિર્ણય જાહેર થઈ ગયો. નાટકમાં તો બન્ને ટુકડીઓ કુમીકની ધરતીમાં ઘઉંનો પાક લણી રહી હતી, પણ "કપાસની ખેતી"ના સંજોગોમાં "ઘઉંનો વિષય" સાવ અસ્થાને ગણાય. લેખકે વસ્તુમાં જરૂરી ફેરફાર કરવાનું તરત જ શરૂ કરી દીધું, અને તાજા વાવેલા કપાસના ફણગા ફૂટે તે પહેલાં નાટક તૈયાર થઈ ગયું. પરંતુ નવી વાચનાનું અવલોકન થઈ રહ્યું હતું તે દરમિયાન સંજોગોમાં નવો પલટો આવ્યો. એમ નક્કી કરવામાં આવ્યું કે કુમીકના વગડાઉ વિસ્તારો કપાસની ખેતી માટે તો ઘઉંથીયે ઓછા માફક છે અને ત્યાં સૌથી સરસ પાક મકાઈનો જ ઊતરી શકે એમ છે.

ઉદ્યમી નાટકકાર વળી પાછો કથાનકમાં ફેરફાર કરવા બેસી ગયો. હું નથી જાણતો કે આખરી અંજામ કેવો આવ્યો હોત, પણ

દરમિયાનમાં નાટ્યગૃહ આગથી તારાજ થઈ ગયું. વારંવાર પડતા વાંધાથી ખીજે ભરાઈને મારો દોસ્ત નદીની ઊંચી ભેખડ પર પહોંચી ગયો અને તેણે કમનસીબ હસ્તપ્રતને ઝડપી વહેણમાં ફગાવી દીધી. એ નાટક વિશે તેણે ક્યારેય દિલગીરી નથી અનુભવી.

મને લાગે છે કે તમને એક બીજા નાટકની વાત પણ કરું તો ઠીક. એ નાટક એક રશિયન લેખકનું હતું, અને તેનું નામ હતું 'ઉત્સાહી લોક'. આ વખતે વિષયને ઘઉં અથવા કપાસ જોડે કશો સંબંધ નહોતો પણ તેમાં માછીમારોની વાત ગૂંથી લેવામાં આવી હતી. ચોકસાઈથી કહીએ તો વિષય નીચે મુજબ હતો.

પહાડમાં વસનારા લોકોને સમજાવીને તેમનાં યુગજૂનાં આઉલો છોડાવવાની અને તેમને નીચે સપાટ કિનારાપ્રદેશમાં વસાવવાની ઝુંબેશ ચલાવવામાં આવેલી. આ અટપટી સમસ્યાની વિગતોમાં આપણે નહિ ઊતરીએ. પણ હકીકત છે કે પહાડોમાં વસનારા અને સદીઓથી ઘેટાંઉછેરનું કામ કરતા આવેલા એવા માણસોને ફરી વસાવવામાં આવે ત્યારે નવા સંજોગોમાં તેઓ ક્યારેક માછીમાર બની જાય છે ખરા. મને સમજાતું નથી કે કોઈ સાધારણ માછીમાર એક કાબેલ રબારી કરતાં ચડિયાતો કેમ ગણાય — પણ એ બધું સાબિત કરવાનું કામ મારું નથી. નાટકમાંથી જાણવા મળ્યું કે દૂરના કોઈ આઉલના ભૂતપૂર્વ રહેવાસીઓ કાસ્પિયન સાગરના માછીમારો કેવી રીતે બની ગયા.

નાટકનાં સઘળાં પાત્રો અવાર ઇન્સાનોનાં હતાં એટલે લેખકે પોતાની કરામત એક અવાર નાટ્યગૃહને પેશ કરી. પણ નાટક તરત જ પરત કરી દેવામાં આવ્યું.

નાટકકાર શું કરે? બીજું કોઈ હોત તો ક્ષોભ પામીને નાસીપાસ થઈ ગયું હોત. આપણે શેતરંજની રમતનો દાખલો લઈએ તો કાળાં મહોરાં ભીડમાં આવી જાય ત્યારે ખેલાડી કદાચ ઘોડો ચલાવે — સાવ સાદી ચાલ, પણ એટલી અસરકારક કે સફેદ મહોરાંને બચાવની રમત રમવી પડે અને વધારે પડતું મોડું થઈ જતાં પહેલાં પીછેહઠ કરવી પડે.

'ઉત્સાહી લોક'ના લેખકે એવી સાદી ચાલ ગોતી કાઢી. તેણે બધાં અવાર નામ બદલાવીને કુમીક નામ ગોઠવી દીધાં, અને પછી નાટક કુમીક નાટ્યગૃહને પેશ કરી દીધું. પરંતુ એથી કંઈ ફાયદો ન થયો કેમ કે કુમીક નાટ્યગૃહે પણ પહાડી રબારીઓમાંથી માછીમાર બની ગયેલા માણસો વિશેનું નાટક રજૂ કરવાનો ઇનકાર કરી દીધો.

દાઘેસ્તાનમાં ઘણી પ્રજાઓ વસે છે એટલે વાર્તાનાં પાત્રો પછી દાર્ઘિનો અને લેઝઘીનો બની ગયાં પરંતુ કાબેલ માછીમારો ન બની શક્યાં. હાલત ભૂખ્યા કૂતરાની વાત યાદ કરાવે એવી બની ગઈ. ઘરમાં ખાવાનું નહોતું એટલે કૂતરાને બહાર કાઢી મૂકવામાં આવ્યો. તે ઘણાં ઘરોમાં આંટા મારી આવ્યો પણ તેને એક પણ હાડકું મળ્યું નહિ.

કેટલાંય વરસ પછી નાટકકાર ઉચ્ચતર સાહિત્યનો અભ્યાસ કરવા મોસ્કો ગયો. પછી માખાચકલામાં એવી અફવાઓ પહોંચી કે માછીમારો ભેદી રીતે જિપ્સીઓ બની ગયા છે. મોસ્કોના 'જિપ્સી નાટ્યગૃહે' નાટકમાં રસ બતાવ્યો એટલે લંગડી કન્યાને આખરે વર મળી ગયો. પરંતુ એ લગ્ન અલ્પજીવી નીવડ્યું.

મેં તો મારા ઓળખીતા નાટકકારોનાં બે નાટકોનાં મૂળિયાં કાપી નાખ્યાં. કોઈ લેખકસંમેલનના મંચ પરથી મેં આવી વાત કરી હોત તો મને થોડીક આત્મટીકા પોતે પણ કરી લેવાનું ક્યારનું કહી દેવામાં આવ્યું હોત.

મારે વિશે શું કહી શકું? મેં હમણાં જ વર્ણવી બતાવ્યા એવા કેવળ લેખનક્ષેત્રના જ દોષો હું કબૂલ કરી શકું તો મને ખુશી થાય.

પરંતુ મારા દિલમાં એવા પાપનો બોજ છે કે જેની સરખામણીમાં આ બધા "મકાઈ", "કપાસ" અને "માછલી"ના વિષયો તદ્દન ઝાંખા લાગે, સાવ નજીવા ગણાય. મારી જુવાનીના દિવસોમાં મેં એક વાર એવું વર્તન કરેલું કે જેને કારણે હું આજ સુધી શરમ અનુભવું છું.

મારા દોસ્તોએ મારા આ કૃત્ય બદ્દલ મને ફરી ફરીને ખૂબ સખત ઠપકો આપ્યો છે અને એ રીતે મને સજા મળી છે. પરંતુ તેની મુખ્ય સજા તો મારા દિલની અંદર જ છે, એથી વધારે સખત સજા મને બીજું કોઈ ક્યારેય કરી શકે એમ નથી.

**બાપુ કહેતા:** "એક વાર અણછાજતું અથવા શરમભર્યું વર્તન થઈ જાય ત્યાર પછી ગમે એટલી ઉત્કટતાથી પ્રાર્થના કરવામાં આવે તોપણ થઈ ગયેલા કૃત્યને મિટાવી ન શકાય."

**બાપુ આમ પણ કહેતા:** "શરમભર્યું વર્તન કરીને કેટલાંય વરસો બાદ તેનો પસ્તાવો શરૂ કરનારો માણસ, ચલણમાંથી પાછા ખેંચી લેવામાં આવેલા નાણા વડે કરજ ચુકાવનારા આદમી જેવો હોય છે."

**વળી બાપુ કહેતા:** "તમે અનિષ્ટને પૂરી છૂટ આપો અને તમારા સાફલ્યામાંથી બહાર ફેલાવા દો ત્યાર પછી એ અનિષ્ટના સ્થાનકને ઝૂડવાથી શો ફાયદો?

"બળદ ચોરાઈ જાય ત્યાર પછી બારણે મોટું તાળું મારવાનો શો અર્થ?"

આ બધું બરાબર છે, અને હું જાણું છું કે ઘટના બની ગયા પછી ડહાપણ દેખાડવાથી કશો ફાયદો નથી થતો. મારા વાચકો ક્યારેક મને પત્રો લખીને એવી વાતો યાદ કરાવે છે કે જેથી મારો જખમ ફરી તાજો થઈ જાય છે. તેઓ જાણે મારી બારી ઉપર કાંકરા મારીને કહેતા લાગે છે કે "રસૂલ હમઝાતોવ, જરા બારીએ આવીને



અમારી સામું જો અને અમને, તારા વાચકોને, જણાવ કે એ બધું કેવી રીતે અને શા માટે બનેલું."

"શાની વાત કરો છો?"

સૌથી મોટો સવાલ એ જ છે. કાયામાં ખૂંતેલું તીર ખેંચીને કાઢી લઈ શકાય, પણ દિલમાં ખૂંતી ગયેલા તીરનું શું કરવું?

"યાદ નથી? ૧૯૫૧માં તેં અમુક કાવ્યો લખીને શામીલની* નાલેશી કરેલી, પણ ૧૯૬૧માં તેં નવાં કાવ્યો લખીને શામીલનાં ગુણગાન ગાયાં. બન્ને વખતે કાવ્યો રસૂલ હમઝાતોવના નામે પ્રકશિત થયેલાં. કહે તો ખરો કે આ બેઉ રસૂલ એક જ છે કે જુદા જુદા છે? તેમાંથી કોની વાત માનવી?"

પ્યારા વાચક, હું નથી જાણતો કે તારી ઉંમર કેટલી છે, કદાચ તું હજુ સાવ તરુણ હશે. તારી જિંદગીમાં અમુક સીમાઓ પાર કરવાના પ્રસંગો આવ્યા છે ખરા? મારી જિંદગીમાં આવ્યા છે. મેં પ્યાર કર્યો છે, હું શાને પ્યાર કરું છું તેનો ખુલાસો ખુદ મારા જ મનને આપ્યા વગર મેં પ્યાર કર્યો છે. પણ આગળ જતાં મારે પસ્તાવું પડયું.

એવું પણ બને કે અમુક પાડોશીઓનાં ઘરોની બારીઓની વચ્ચે ફક્ત સાંકડી ગલી જ હોય. દરેક બારીમાં પાડોશીઓ એકબીજાની સામે ખડા રહેતા હોય અને સતત કજિયા કરતા હોય, એકબીજાની ઉપર કાળાં કામનાં તહોમતો મૂકતા હોય, મોટેરાં નાનેરાંને વઢતાં

* શામીલ (જન્મ લગભગ ૧૭૯૮, મૃત્યુ ૧૮૭૧)—દાઘેસ્તાનના પહાડી વિસ્તારોમાં વસતા લોકોએ સ્થાનિક સામંતી ઉમરાવો અને રશિયન ઝારશાહીની સંસ્થાનવાદી નીતિની સામે મુરીદવાદના ઝંડા હેઠળ ચલાવેલા હથિયારબંધ સંઘર્ષની તેણે આગેવાની કરી હતી. તેને દાઘેસ્તાનના ઇમામ તરીકે ઘોષિત કરવામાં આવ્યો હતો અને તેણે સંગઠક તથા લશ્કરી આગેવાન તરીકે સારી પ્રતિભા દાખવી હતી. ૧૮૫૯માં ગુનિબ નામે આઉલમાં ઘેરાઈ જતાં તે ઝારશાહી લશ્કરને શરણે થઈ ગયો.

હોય અને નાનેરાં મોટેરાં જોડે કંકાસ કરતાં હોય... હું એ ઝઘડતા પાડોશીઓ જેવો છું, પરંતુ સામસામી બેઉ બારીઓમાં હું જ ઊભો છું, ફેર એટલો જ છે કે એકમાં જુવાન રસૂલ ઊભો છે, અને બીજીમાં આજનો રસૂલ ઊભો છે.

હું જમાનાના ઝળહળાટથી અંજાઈ ગયો હતો, કોઈ ઊગતો જુવાન નમણી કન્યાને જોઈને અંજાઈ જાય એવી રીતે અંજાઈ ગયો હતો. આશક જેવી નજરે માશૂકને નીરખે—ખામીઓ મુદ્દલ જોઈ જ ન શકે—એવી જ નજરે હું બધી બાબતોને નીરખતો હતો.

ખરા દિલે વાત કરું તો હું જમાનાનો પડછાયો હતો. કહેવાય છે કે જેવી લાકડી એવો પડછાયો. એ વખતે સત્તાવાર જાહેરાત કરવામાં આવેલી કે શામીલ તો બ્રિટિશ અને તુર્કી જાસૂસ હતો અને તેનું કામ રાષ્ટ્રો વચ્ચે વિખવાદ પેદા કરવાનું હતું. જે ઘરમાં એવું કથન કરવામાં આવ્યું હતું તેમાં મેં નિષ્ઠા રાખી અને ઘરના માલિક ઉપર ભરોસો રાખ્યો. આપણા શામીલને ઉઘાડો પાડતાં કાવ્યો મેં એ વખતે લખેલાં.

આજે લોકો મને ક્યારેક દિલસોજીના શબ્દો કહે છે કે "અમારા સાંભળવા મુજબ તમે એ કાવ્યો ખાસ સૂચનાઓને કારણે લખેલાં, તમારે એ કાવ્યો લખવાં પડેલાં."

એ વાત સાચી નથી, મારી ઉપર કોઈએ દબાણ નહોતું કર્યું. શામીલ વિશેનાં એ કાવ્યો મેં પોતે તદ્દન મારી મરજીથી જ લખેલાં અને મારા હાથે જ સંપાદકીય કાર્યાલયમાં પહોંચાડેલાં. મારી હાલત અમુક પહાડવાસીઓ જેવી હતી કે જે અરબી ભાષાનો એક અક્ષર પણ જાણ્યા વગર કુરાનનાં પાનાં પલટાવતા હોય છે અને એક શબ્દ પણ સમજ્યા વગર મધુરા ઉલ્લાસની લાગણી અનુભવતા હોય છે.

હું તો જમાનાનો કેવળ પડછાયો જ હતો. એ વખતે મને



ખબર નહોતી કે કવિથી કદી પડછાયો ન બની જવાય, તેણે તો જ્યોતિ બની રહેવું જોઈએ, પ્રકાશના સ્રોત બની રહેવું જોઈએ, પછી એ પ્રકાશ ભલે કમજોર હોય યા સૂર્ય જેવો પ્રખર હોય. જ્યોતિના પડછાયા ન પડે, એ તો કેવળ અજવાળાં જ પાથરે.

આ બધું મને કદાચ અતિ મોડું સમજાયું. પણ એથી શું થયું? સફરજન તો ભાતભાતનાં હોય. કેટલાંક વહેલાં પાકી જાય તો બીજાં છેક શરદમાં પાકે. હું ઘણું કરીને શરદના સફરજન જેવો છું.

વાત એમ બનેલી. પણ મારો જખમ તો મારા દિલમાં કાયમ જ છે.

બહુ સમય પર થયેલો, જૂનો જખમ મારો ફરી,
રુઝાવા ઇનકાર કરતો, ડંખતા દિલે જવાળા ભરી,
દાદા કહેતા વારતા, હું નાનપણથી જાણતો;
એ નામ સાથે મઢેલી, વાતો ને ગીતો જાણતો.

જિંદગી સાથે જડેલી, કથા એવી એ હતો;
મુગ્ધ થઈ મેં સૂણેલી, હું જોરશોરે હાંફતો;
ફોજ માફક એક સમયે, (એણે) મોત જંગે ડગ ભર્યાં;
સંધ્યારંગી વાદળો, ઘર ઉપર છાઈ રહ્યાં.

હતો પહાડી ગીત એ, મુજ જનનીએ ગાયું હતું;
અલવદિાની સાંજ ટાણે, ભૂલી કદી હું ના શકું,
માનાં ચળકતાં આંસુઓ જેવું જ ભાસે ગીત એ,
અને વહેતાં આંસુઓને માત ના રોકી શકે,
કેમ જાણે આંસુઓ, તુરત સૂરજ ડૂબતાં,
તુષાર થઈને ખેતરોમાં, તે આંસુઓ જામી જતાં.

સિદ્ધ સૈનિકે ધર્યું કોકેસિયન બખ્તર;
ભીંત પરથી જમીં પર, એ ડાબેરી કરતો નજર,

તલવાર કેરી મૂઠ પકડી હતી ડાબા હાથમાં,
મ્યાન એનું લટકતું, જમાણા ઢીંચણ પાસમાં.

મને યાદ છે, આ ચિત્રપરના વયોવૃદ્ધે;
વડીલ મારા બંધુ બે, નીરખ્યા જતા રણમોરચે,
ટૅંક ઘડવા હાર ચૂડી, મુજ બહેનને પણ આપતી;
કોતરાવવા ટૅંક પર, એ નામ "એનું" માગતી,
એણે જ નીરખેલી હતી, એમ અરજ કરતી બહેનને.
એ હકીકત પણ બરોબર, છે યાદ એ મુજને.

એક ગીત બાપુએ લખ્યું, મોતથી કંઈક સમય પર;
એ ગીત માનવ મર્દનું, અફસોસ પણ એ વખત પર,
ફેલાવવામાં હતાં આવ્યાં, જૂઠાણાં શામીલ વિષે,
વગર વાંકે ભોગ રે! નિંદા તણો થયો વીર એ.

આઘાત ઓચિંતો, ન લાગ્યો હોત જો આ બાપુને;
તો જીવતે બાપુ વધારે, હું કબૂલું મુજ વાંકને,
પ્રચાર નિંદા વિષેનો, મેં સત્ય માની લઈ અને,
ઉતાવળથી લખી કાવ્યો, ઉમેર્યાં તેમાં જ મેં.

શમશીર મારા વડીલોની, કંઈક વર્ષોથી હતી;
દુશ્મનોને લોહીમાં, એના જ એ નવરાવતી,
મૂંઝાયેલો ભ્રમણા થકી, મેં બાલિશ કવિતાઓ કરી,
કહી તલવાર મેં ગદ્દારની, ને અસભ્યતાથી વર્ણવી.

હવે એનાં કદમ ભારે, રાત પડદા ચીરતાં;
બત્તી બુઝાતાં બારીએ, ભેંકાર થઈને લટકતાં,
અખુલગો ગામનો રક્ષક, દૃઢ એ કરડો હતો.
ગુનિબનો એ સંત, કક્ષ મારે આવતો.



મેં ખૂબ રક્ત રેલાવિયું, જંગ દાવાનળ મહીં;
તે કહે છે વ્યથા પણ, મેં ખૂબ જોઈ છે અહીં;
ઓગણીસ જખમો થયા છે, ખુદા ધીરજ દે મને,
વીસમો ઘા મૂર્ખવર, તેં જ તો મારેલ છે.

હતા જખમો ગોળીઓના, કટારોના જખમ પણ,
ત્રણ ગણો બીજા જખમથી, જલે છે તારો જખમ,
પહેલી જ વખતે પહાડીએ, મને ઘોર ઈજા છે કરી;
છાતીએ ઘા તેં કર્યો, કલંકિત મુજને કરી.

હઝાવાતનું* યુદ્ધ ભલે સદીઓ પુરાણું ગણાતું;
પણ એ જુવાન, પહાડો તણું એથી જ રક્ષણ છે થયું.
હથિયાર મારું ભલે આજે, સાવ જૂનું ગણાતું;
રક્ષણ કર્યું છે એક વખતે, એણે જ આઝાદી તણું.

સાચા પહાડી જેમ હું, અણનમ બની લડતો રહ્યો;
ગાવા તણો ખાવા તણો, સમય કાંઈ નવ રહ્યો,
એવું બન્યું છે કે હું, કવિને કોરડાથી મારતો,
ગાયકો પ્રત્યે સખત, તે હું ના નથી કરતો.

કદાચિત મેં ક્રોધથી, ઈજા કરી હોય ખોટી;
લગામ મારે લાગણીને, નહોતી આપવી જોતી,
નું ને કઢંગા ગીતકારો, જે સૂકાં ગીત ગાએ છે,
એવું જ વર્તન ફરી કરું, મને યોગ્ય લાગે છે.

સવાર સુધી એજ રીતે, મને લ્યાનત આપતો;
જાજમ પરે આકાર એનો, હું અંધારે જોતો રહ્યો,
મહેંદીએ રંગેલ દાઢી, ભવ્ય ભભકે ચમકતી,
ને હતી અના શિર ઉપર, આંટિયાળી પાઘડી.

* હઝાવાત — પાક જંગ.

વ્યાજબી મુજ વાત ગણવા, શું હવે હું કહી શકું?
જનતા અને તેની સમક્ષ, હું ભૂલ મારી કબૂલું.
ઈમામ મદદે હતો યોધ્ધો, હાજી મુરાત નામનો;
રણધીર એ સૈનિક, પછી ઈમામને છોડી ગયો.

ભૂલથી પસ્તાયેલો, એ ફરી જોડાવા માગતો;
રસ્તે ખુંચ્યો કાંપમાં, પછી ફસાઈને ગુજરી ગયો.
શાચીલ રાહે જાઉં હું? એ ખ્યાલ બેહૂદો જ છે;
એ રાહ રીત મારી નહિ, હવે સમય ચાલી ગયો છે.

બાલિશ અને મહાપાતકી, એ કવિતા મેં લખી;
અનિદ્રા ને શરમથી, એની છે કિંમત ચૂકવવી,
એની માફી મેળવવા, હું બધું કરવા ચાહતો,
પરંતુ એ રાહમાં, નહિ ખાડ ભરવા માગતો.

માફી કદી એ ન બક્ષે, મૂર્ખાઈ છે તે વિનવણી;
બેઈમાની કરે ના, માફ એ શાયર તણી;
શમશીરથી જે લખે, તે આ ગુના ના વીસરશે,
નહિ ભૂલું બાલિશ કડીઓ, જીવનભર આ રંજ રહેશે.

ઠીક છે તે, પણ બાંધવો, મુજ પર દયા તો લાવજો;
સહન પણ ના થઈ શકે, એવી શરમ ના આપજો;
પુત્રની બદનામીને, મા બેચેન જોતી જે નજર;
એ વતન, તુજ કવિ પર નાખોશ ના એવી નજર.

હું નથી જાણતો કે દાઘેસ્તાનીઓએ મને મારાં પુરાણાં કાવ્યોની માફી બક્ષી છે કે નહિ, અથવા શામીલની છાયાએ પણ દરગુજર કર્યું છે કે નહિ. હું તો ફક્ત એટલું જાણું છું કે મારી જાતને હું કદી માફ નહિ કરી શકું.



બાપુ મને કહેતા કે "શામીલની વાત જ મૂકી દે, એનું નામ લઈશ તો આખી જિંદગી બેચેની ભોગવવી પડશે."

બાપુની વાત કેટલી સાચી હતી!

હું પહાડીનો પુત્ર છું, નહિ નમાલો મોટો થયો;
મેં ખૂબ ઠપકા ખમ્યા છે, ને ખૂબ ઝીલ્યા પ્રહારો.
અનુચિત મુજ વર્તને, સજા રૂપે બાપુએ,
લાલચોળ ખુબ મરડીને, કર્યા છે મુજ કાનને.

બાપુને બદલે હવે તો, સમય મરડે કાન મારા;
એક બે અવળા ઝપાટા, પડે હજુયે ભાગ્ય મારા;
જેમ વાદક દુતારના* કાનને મરડી રહે,
કમજોર તાર કદીક જો, રાગ બેસૂરો કરે.

સમય! દિવસો મળીને વરસ બને, અને વરસો મળીને સદી બને. પણ યુગ એટલે શું? એ સદીઓનો બનેલો હોય કે વરસોનો? અથવા કદાચ એક જ દિવસ પણ યુગ બની જાય? ઝાડ પાંચ મહિના સુધી હરિયાળાં પાંદડાંથી છવાયેલું ખડું રહે પણ એક જ દિવસ કે એક જ રાતની અંદર પાંદડાં પીળાં પડી જાય. એથી ઊલટી વાત પણ ખરી છે. ઝાડ પાંચ મહિના સુધી પાંદડાં વિહોણું ઘેરું ખડું રહે, પણ એક જ હૂંફાળા તેજોમય દિવસની અંદર તેમાં લીલી કૂંપળો ફૂટી નીકળે. તેને ફાલવા માટે એક જ ઉલ્લાસભર્યો દિવસ પૂરતો થઈ રહે.

કેટલાંક વૃક્ષોના રંગ દર મહિને બદલાઈ જાય છે, કેટલાંકના રંગ કદી બદલાતા જ નથી.

પ્રવાસી પંખીઓ ઋતુએ ઋતુએ નવી આબોહવામાં રહેવા

---

* પૂર્વના દેશોનું એક તંતુવાદ્ય.

ચાલ્યાં જાય છે. પરંતુ ગરુડો તો હંમેશાં પોતાના વતનના પહાડોને વફાદાર રહે છે.

પંખીઓને પવનમાં ઊડવું ગમે છે. સારું માછલું વહેણની સામે તરી શકે છે. અસલ કવિ પોતાને હૈયે જાગતી પ્રેરણાને સહારે દુનિયાના અભિપ્રાયોની સામે ખડો થઈ જશે.

**મારી નોટબુકમાંથી :** મારા એક મિત્ર અવાર કવિએ ગયે વરસે કાવ્યોનું એક નવું પુસ્તક પ્રકાશિત કર્યું. બધાં કાવ્યો સરખી રીતે વિભાગોમાં ગોઠવેલાં હતાં, જાણે કેમ કોઈ શહેરી ફ્લેટમાં રહેતાં હોય. ઊર્મિલ અને પ્રેમનાં કાવ્યોને શયનખંડ કહી શકાય, સામાન્ય પ્રકારનાં વિવિધ કાવ્યો એટલે દીવાનખંડ, પણ મને સમજાતું નથી કે ખેતીવાડી, અનાજ, અને રબારીઓ સંબંધી કાવ્યોને ક્યાં ગોઠવવાં... કદાચ રસોડું તેને માટે સૌથી સારી જગ્યા ગણાય.

દાઘેસ્તાનના લોકગાયકોની સ્પર્ધામાં ભાગ લેવા માટે વતનના પહાડોમાંથી માખાચકલા આવેલા એક ગાયકની વાત શું ખરી નહોતી? પોતાનાં કાવ્યોને કાળજીથી અલગ અલગ વિભાગોમાં ગોઠવનારા આપણા કવિએ પુસ્તકના દરેક વિભાગમાંથી ફક્ત એકેક જ કાવ્ય ગાઈ સંભળાવવાનું ગાયકને કહ્યું. ગાયકે કુમુઝના સૂર મેળવી લીધા અને જાણે મનમાં વિચારોની ગોઠવણી કરતો હોય એમ કેટલીય મિનિટો ચુપચાપ બેઠો રહ્યો. પછી એણે ગાન ઉપાડ્યું. ગાન ઘણી વાર સુધી ચાલતું રહ્યું અને શ્રોતાઓ બેચેન બનવા લાગ્યા. એક જ વિભાગમાંથી પસંદ કરેલું એક ગીત આટલું લાંબું ચાલે તો ગાન પૂરું ક્યારે થાય? પુસ્તકમાં તો ચાર વિભાગો હતા. પણ આખરે ગાન ખતમ થયું અને ગાયકે તાર ઉપર હાથ મૂકીને ઝણકાર બંધ કર્યો. ત્યાર બાદ એણે બીજું કશું ન ગાયું. એથી સાબિત થઈ ગયું કે પુસ્તકના મુખ્ય વિચારો અને ભાવો ગાયકે એક જ ગીતમાં સાંકળી લીધા હતા.



એમ કરવાનું કારણ કવિએ પૂછ્યું એટલે ગાયકે જવાબ દીધો: "સાંભળો, દોસ્ત. આ મારું કુમુઝ છે. એને ત્રણ તાર છે. પણ એને બજાવવાની શરૂઆત હું એક જ તારથી ન કરી શકું. એવી જ રીતે, પછી બીજો અને છેલ્લે ત્રીજો તાર અલગ અલગ બજાવવાનું પણ શક્ય નથી."

**વિષયો અંગે વધુ.** એક વાત કદાચ બહુ જાણીતી નથી. એક પહાડવાસીને પોતાના મોટા બૂટનું ભારે અભિમાન હતું. બૂટને ચકચકિત સાફ રાખવાની તે પૂરી કોશિશ કરતો. તેમાં ડાઘા ન પડે એટલા માટે તે એડી ઊંચી રાખીને અણીને ટેકે પણ ચાલતો. એક દિવસે તેને એવી જગ્યાએ ચાલવાનું થયું જ્યાં કાદવ ગોઠણ જેટલો ઊંડો હતો. બીચારા આદમીને એ જગ્યા પગને બદલે હાથ વડે ચાલીને પાર કરવી પડી.

**આમ પણ બને.** કવિઓ ઘણી વાર કલાના સર્જનમાં ડૂબેલા નહિ પણ રવિવારની ઘોડદોડમાં ભાગ લેતા દેખાય છે. પોતાના ઘોડા ઈનામ જીતી જાય તેની ખુશી માણવા સારુ તેઓ ઘોડાને લોહી ફૂટી નીકળે એટલા ચાબુક ફટકારવા તૈયાર હોય છે. ફતેહનો ઉમંગ તો થોડી વારમાં ઓસરી જાય છે પણ જખમો રુઝાતાં બહુ વાર લાગે છે. એવા માણસો તેલેતલના અલીબુલાતની જેમ હંમેશાં તૈયાર હોય છે... પણ મને લાગે છે કે અલીબુલાતની વાત તમે નહિ જાણતા હો.

ખુંઝાહના નાઈબે* એક વાર પોતાના નોકર અલીબુલાતને કહ્યું: "કાલે સવારે તેલેતલ આઉલ જવાની તૈયારી કરી લે."

"હું તૈયાર જ છું," ખંતીલા નોકરે જવાબ દીધો.

બીજે દિવસે સૂરજનું તેજ હજી પર્વતનાં શિખરો ઉપર પથરાયું

* નાઈબ — સરદાર.

નહોતું ત્યારે અલીબુલાત ઘોડો પલાણીને રવાના થઈ ગયો. જમવાનો વખત થતાં સુધીમાં તે પાછો ખુંઝાહ પહોંચી ગયો. પાદરમાં અને કેટલાક ઓળખીતા પહાડવાસીઓ મળ્યા. તેમણે દુવાસલામ કરતાં કહ્યું:

"સલામ આલેકુમ, અલીબુલાત. બહુ દૂર ગયેલા?"

"તેલેતલ ગયેલો, ત્યાંથી જ પાછો આવું છું."

"તેલેતલમાં શું કામ નીકળેલું?"

"મને તો ખબર નથી, નાઈબ જાણતા હશે. એમણે રાતે મને કહેલું કે મારે તેલેતલ જવાનું છે, એટલે હું જઈ આવ્યો."

આપણા સાહિત્યના જગતમાં પણ એવા અલીબુલાતો હયાત છે.

**વિષયો અંગે વધુ.** મેં એવાં કેટલાંય જુવાન માણસો જોયાં છે જે શાદી કરવાનો ઈરાદો થાય ત્યારે પોતાની લાગણીઓ મુજબ ફેંસલો ન કરે પણ સગાંવહાલાંને પૂછવા જાય, કાકા તથા કાકીઓની સલાહ લેવા જાય. લેખકે પોતાના સર્જનની બાબતમાં કેવળ પ્યારના જ આધારે શાદી કરવી જોઈએ, એ સિવાય બીજા કશા આધારે નહિ. કાકીની સલાહ મુજબ શાદી કરવાથી જીવતાં બાળકો તો જરૂર પેદા થાય, પણ તોયે કહેવાય છે કે માબાપ વચ્ચેનો પ્યાર જેટલો વધારે ઊંડો હોય એટલા પ્રમાણમાં બાળકો વધારે રૂપાળાં થાય. લેખક વિષય જોડે પ્યાર વગર જ શાદી કરી લે તો પરિણામે નિર્જીવ પુસ્તકો જ લખાય. લેખકે વિષય અપનાવતાં પહેલાં પોતાના દિલની પ્રેરણાનો ખ્યાલ કરી લેવો ઘટે.

**મારા એક મિત્રના પુસ્તક વિશે.** મને યાદ નથી આવતું કે ચોક્કસ કયા વરસમાં આ બધું બનેલું, પરંતુ અચાનક જાહેર કરવામાં આવેલું કે આપણા દેશને નવા ગોગોલો અને સલ્તિકોવ-શ્ચેદ્રીનોની જરૂર છે. સોવિયેત સાહિત્યમાં વ્યંગકૃતિઓની તાકીદની જરૂર ઊભી થઈ હતી.



મારો એક મિત્ર થોડોક કવિ, થોડોક ગદ્યલેખક, અને થોડોક સંપાદક છે. ટૂંકમાં, તે સાહિત્યકાર છે. હાકલના જવાબમાં તેણે વ્યંગકૃતિઓનું એક પુસ્તક લખી નાખ્યું. સામાન્ય રૂપે આપણા ઈષ્ટ સોવિયેત જીવનમાં બગાડો પેદા કરનારા નાલેશીના ઉસ્તાદો, ખુશામતિયાઓ, ઝાઝી બૈરીઓના શોખીનો, અને બીજા અનિષ્ટ પ્રકારના લોકો ઉપર તેણે એ પુસ્તકમાં ચાબખા ફટકાર્યા.

પુસ્તક છપાઈને દુકાનોમાં પહોંચ્યું ન પહોંચ્યું એટલામાં તો એક વિવેચકનો ખૂબ જ સણસણતો લેખ પ્રકાશિત થયો. તેણે લખ્યું કે "નવા ગોગોલો અને સલ્તિકોવ-શ્ચેદ્રીનોની આવશ્યકતાના સૂત્રનો તદ્દન સીધો અને અતિ સરળ અર્થ લેખકે ઘટાવ્યો છે. હવે આપણને જાણવા મળ્યું છે કે આપણા સમાજમાં કેવો કમીનો અને ઝેરીલો ઇન્સાન પણ સામેલ છે. હવે આપણને જાણવા મળ્યું છે કે તેનું કાળું દિલ કેટલું હલકટ છે. લેખકે પોતાના પુસ્તકમાં જેનું ચિત્રણ કર્યું છે એવા માણસો તેણે ક્યાં જોયા છે? આપણા સોવિયેત દેશમાં એવા માણસો હોય ખરા? ના, સોવિયેતોની ભૂમિમાં એવા માણસો છે જ નહિ. એ સૌ તો આ ગમગીન લેખકની ગમગીન કલ્પનાનાં પૂતળાં છે, અને નાલેશીમાં રાચતું તેનું આ પુસ્તક આપણા દુશ્મનોની જ કામગીરી બજાવે છે."

ઊંચી કક્ષાના અમલદાર મુખ્તારબેકોવે ટેબલ ઉપર મુક્કા ઠોકીને બરાડા પાડયા:

"ટુકડીનો આવો આગેવાન, એદી ને સાવ નકામો, અને વળી દારૂડિયો, તમે ક્યાં જોયેલો?!"

"અમારા આઉલમાં," લેખકે વિનયથી જવાબ આપ્યો.

"આ તો નાલેશી છે. મને ખબર છે કે તમારા આઉલનું સામૂહિક ખેતર મોખરે છે. એવા ખેતરમાં ટુકડીનો આવો આગેવાન કેવી રીતે હોઈ શકે?"

ટૂંકમાં, લેખકે ખોદેલા વ્યંગના ખાડામાં તે પોતે જ પડી ગયો. આખો કિસ્સો પોલૅંડની ભાષાના એક સામયિકમાં છપાયેલા કાર્ટૂન જેવો હતો. તેમાં પહેલે માળે અને ત્રીજે માળે ઝરૂખામાં એક એક માણસ ઊભો છે. નીચે ઊભેલો માણસ ત્રીજા માળાના માણસ તરફ ઈંટો ફેંકે છે. પણ ઈંટો પૂરી ઉપર પહોંચતાં પહેલાં જ પાછી વળીને ફેંકનારના માથા ઉપર પડે છે. અને ઉપરવાળો માણસ તો ઈંટો હાથમાંથી પડતી જ મૂકે છે જે સીધી જઈને નીચેવાળા બિચારા કમનસીબ આદમીના માથામાં વાગે છે. કાર્ટૂનનું મથાળું હતું "ટીકા — ઉપરથી અને નીચેથી."

અભાગિયા વ્યંગકારને કોઈએ સલાહ આપી કે ભૂલ માની લેવી, એક વાર નહિ પણ કેટલીય વાર માની લેવી, જ્યારે જ્યારે તક મળે ત્યારે એકરાર કરી લેવો — અખબારોમાં, કોઈ સામયિકમાં, અને જેમાં પોતે હાજર હોય એવી દરેક સભામાં. બિચારા લેખકે જાહેરમાં ભૂલનો એકરાર કરવાનું ને છાતી કૂટવાનું શરૂ કરી દીધું. પણ એટલું પૂરતું નહોતું.

મોટા ઉપરી મુખ્તારબેકોવે તેને કહ્યું: "તમારાં નાલેશીભર્યાં કાવ્યો પછી હવે અમને તમારામાં વિશ્વાસ નથી બેસાતો. તમે કૃત્યો વડે, તમારી કલમ વડે, સાબિત કરી દો કે તમે ખરેખર ભૂલ સુધારી લીધી છે."

મારા મિત્ર માટે તો બધું સરખું જ હતું — ટીકાની જરૂર પડે તો તૈયાર, અને પોતાની ભૂલો સુધારવાનું કહેવામાં આવે તોયે તૈયાર. તેણે કામ શરૂ કરી દીધું અને એક નવું કાવ્ય લખી નાખ્યું — "મહેનતુ માર્ઝાનાત". કાવ્યમાં મુખ્ય પાત્ર એ તરુણીનું હતું. તે જોમથી કામ કરતી અને મોખરાની હરોળમાં રહેતી. તેણે પોતાના સામૂહિક ખેતરને જોતજોતામાં સૌથી આગળ કરી દીધું. તેણે બધી યોજનાઓના લક્ષ્યાંકોથી વધારે ઉત્પાદન કર્યું, અને આખરે



બિનધંધાદારી કલા સ્પર્ધામાં પોતાનું જ રચેલું ગીત ગાઈને પ્રથમ સ્થાન જીતી લીધું. એ કાવ્ય તત્કાળ એક સામયિકમાં છપાયું અને પુસ્તકના રૂપમાં પણ પ્રકાશિત કરવામાં આવ્યું.

પરંતુ વખત થોડોક પલટાઈ ગયો હતો. જે અખબારોએ વ્યંગકારને પહેલાં નાલેશી કરનાર અને કાદવ ઉછાળનાર તરીકે વગોવ્યો હતો તેમણે હવે જાહેર કર્યું કે લેખકે ઘણીબધી ખામીઓને ઢાંકી દીધી છે.

મોટા સાહેબે વળી પાછા ટેબલ પર મુક્કા ઠોક્યા.

"કોઈ પણ જાતની ખામીઓ વગરનું સામૂહિક ખેતર તમે ક્યાં જોયું? આવું નમૂનેદાર ખેતર તમને ક્યાં મળી ગયું?"

બીચારા લેખકને કશો જવાબ ન સૂઝ્યો. કેટલીક ગાંઠ બહુ સખત થઈ જાય એટલે હાથ વડે ન ખૂલી શકે, અને મેલી થઈ ગઈ હોય એટલે દાંતનો ઉપયોગ પણ ન કરી શકાય. મારા મિત્રને સમજાઈ ગયું કે તેને ભાગે એવી ગાંઠ આવી ગઈ છે, એટલે એ તો ડોકું નમાવીને છાનોમનો બેસી ગયો.

તેની ચુપકી બહુ લાંબી ચાલી — દસ વરસ. એ વખત દરમિયાન તે લેખક સંઘના કાર્યાલયમાં પણ ન આવતો. ફક્ત એક જ વાર આવેલો — નવા ફ્લૅટની યાદીમાં તેનો વારો આવ્યો ત્યારે. સમજી શકાય એવી વાત છે કે એ વખતે તો તેને આવવું જ પડે એમ હતું.

દરમિયાનમાં મુખ્તારબેકોવને ખોટા અહેવાલો ઘડી કાઢવા બદલ તેના પદ ઉપરથી બરતરફ કરવામાં આવ્યો. તેની રવાનગીથી કોઈને અફસોસ ન થયો.

તેને વિશે એક વાત. કાસ્પિયન સાગરના શીતળ અને ખારા પાણીમાં નાહવાનો તેને ભારે શોખ હતો. રોજ સવારે ને સાંજે નાહવાની મઝા માણવા તે મોટી કાળી સરકારી મોટરમાં ઠાઠમાઠથી પોતાને ખાનગી કિનારે પહોંચી જતો. તેનું ઘર કિનારાથી સાવ

નજીક હતું. પણ બરતરફી પછી મુખ્તારબેકોવ સાગર કિનારે કદી દેખાતો નહિ. સૌ લોકોના ઉપયોગના જાહેર કિનારે નાહવા આવવામાં તેને નાનમ લાગતી. લાગે છે કે પોતાનો સ્વભાવ બદલવાની અને ઘમંડ મૂકી દેવાની શક્તિ તેનામાં નથી.

**વિષયો અંગે વધુ.** બહાર નીકળો એટલે તમને પુષ્કળ પંખીઓ આમતેમ ઊડતાં, ઝાડ કે છોડવાની ડાળે બેઠેલાં, અથવા જમીન પર ઠેકડા મારતાં દેખાશે. તેઓ ગગનમાં ઊડે પણ ખરાં, કેટલાંક ઊંચે તો કેટલાંક નીચે—ચકલાં, કાગડા, પારેવાં, કાબર, વગેરે. એ સંખ્યાબંધ પંખીઓને મુકાબલે આસમાનમાં ફક્ત એક જ ગરુડ હોય. તે બીજાં સૌથી ખૂબ ઊંચે, નજરથી ખૂબ દૂર, ઊડતું હોય. પરંતુ આસમાનમાં ફક્ત એક જ ગરુડ ઊડતું હોય તોયે, ઘરની બહાર નીકળનારા માણસના ધ્યાનમાં સૌથી પહેલું તે જ આવવાનું. આ ઉમદા પંખી બીજાં બધાં પંખીઓ કરતાં વધારે દૂર અને ઊંચે ઊડે છે એટલે જ તે નોખું તરી આવે છે અને ધ્યાન ખેંચે છે. ઘરના બારણાથી પાંચ જ કદમ આઘે છોડવા પર બેઠેલી ચકલી તરફ માણસનું ધ્યાન ત્યાર પછી જ જાય છે.

પણ કેવળ ધ્યાનમાં આવવાથી જ કોઈ ગરુડ નથી બની જતું. કોઈ લેખક નાયકનું ચિત્રણ કરે એટલે પોતે નાયક નથી બની જતો. વીરરસનાં કાવ્યો વડે ખ્યાતિ હાંસલ કરનારા કેટલાય બાયલાઓને હું ઓળખું છું.

પહાડોનો બહાદુર બેટો માખાચ દાખાદાયેવ કબરમાંથી પાછો ઊભો થાય તો તેને વિશે થિસિસ લખનારા "વિદ્વાન" અંગે તે શું કહેવાનો?

"તંત્રીની સામે તમારા એક પણ વાક્યનો બચાવ તમે ન કરી શકતા હો તો મારી પરાક્રમી જિંદગીનું વર્ણન તમે કેવી રીતે કરી શકો? મારા જીવન સંબંધી તમારી મુલવણીને કોઈ પણ તંત્રી ફાવે



તેમ પ્રભાવિત કરી શકે, અને એક પણ વાંધો ઉઠાવવાની હિંમત તમારાથી કદી નહિ થાય. ના, માખાચ દાખાદાયેવ જેવા ઇન્સાન વિશે થિસિસ લખવાની લાયકાત તમારામાં નથી"—પહાડોનો એ બહાદુર બેટો કબરમાંથી પાછો ઊભો થાય તો આવા જ શબ્દો કહેવાનો.

કેટલાક લોકો માનતા લાગે છે કે પોતાને મહાન માનવી બનાવી દેવા માટે ઉદાત્ત વિષયો હાથમાં લેવાનું પૂરતું છે. પરંતુ ભવ્યતાનો અર્થ છે તદ્દન સરળતા. જળના એક જ બિંદુમાં પ્રલયની તાકાત છુપાયેલી હોય છે. મહાન અને પામર ઇન્સાનો વચ્ચેનો તફાવત એટલો જ હોય છે કે પામર માણસ કેવળ મોટી બાબતો અને ઘટનાઓ જોઈ શકે છે, નજર સામે પડેલું તેને દેખાતું નથી, જ્યારે મહાન મનુષ્ય મોટું ને નાનું બન્ને જોઈ શકે છે, અત્યંત સૂક્ષ્મની અંદર સમાયેલી ભવ્યતા પારખવાની અને બીજાને બતાવવાની શક્તિ તેનામાં હોય છે.

**એક યાદ.** ક્યારેક એવું બને છે કે પ્રતિભાવાન લેખકો ગમગીન રહેતા હોય પણ નમાલા લેખકો છાતી કાઢીને ફરતા હોય. લેખકના પુસ્તકની ગુણવત્તાને નહિ, તેણે દાખવેલી પ્રતિભા અને કાબેલિયતને નહિ, પણ કેવળ લેખકના નેક ઇરાદાઓને જ મહત્ત્વ આપવામાં આવે ત્યારે એવું બને છે. એવા સમયમાં શીખનારા કરતાં શીખવનારાઓની સંખ્યા ઘણી વધારે હોય છે, માલ કરતાં કિંમત આંકનારા ઘણા વધારે હોય છે, લેખકો કરતાં બકબકિયા ઘણા વધારે હોય છે.

બાપુના દિલમાં શામીલ વિશે લાંબું કાવ્ય લખવાની મંછા જાગી ત્યારે એવો વખત હતો. કાવ્યના પ્રકાશન પહેલાં જ સૂચના આવી ગઈ કે આજથી અને કાયમને માટે શામીલને અંગ્રેજ-તુર્કી જાસૂસ ગણવાનો છે. અમને ખબર પડી કે પચીસ પસીસ વરસ

સુધી શામીલ દાઘેસ્તાનની પ્રજાઓની આઝાદી ખાતર નહિ પણ તેમને ગુલામીમાં જકડી લેવા માટે લડેલો.

હવે બાપુ વીરકાવ્યનું શું કરે? આડકતરાં સૂચનો કરવામાં આવ્યાં કે આપણા સુખી જમાનામાં પુરાણી તવારીખ બાબતો લઈને વખત બરબાદ કરવાનું તેમને માટે ઉચિત નથી, આપણા જમાના અને વાચકને નિકટવર્તી કોઈ અન્ય વિષય લઈને તેઓ બીજું કાવ્ય લખે તો બહેતર.

એ દિવસોમાં એક મહેમાન અમારે ત્યાં ઘણી વાર આવતા — આનંદી કવિ અબૂતાલિબ. તેઓ લગભગ હંમેશાં પોતાની ઝુર્ના અથવા વાંસળી લઈને આવતા.

નિરાંતે બેસીને વાંસળીના સૂર મિલાવતાં અબૂતાલિબ કહેતા: "હમઝાત, આટલો બધો અફસોસ ન કરો. હું છોકરો હતો અને શાયરી હજુ નહોતો લખતો ત્યારે આવી ઝુર્ના વગાડતો. કેટલાંય વરસો સુધી મારું અને મારા કુટુંબનું પેટ તેણે જ ભર્યું હતું. જેવું માગો એવું સંગીત તે રેલાવતી. ચાલો, આપણે નાનપણના દિવસો યાદ કરીને આ શાયરી થોડો વખત પડતી મૂકીએ અને સંગીતની મઝા માણીએ. હું મારી ઝુર્ના વગાડીશ અને તમે ઢોલક વગાડજો. આ બે વાદ્યોમાંથી તે વધારે સહેલું છે."

"એમ ના કહો, અબૂતાલિબ. આપણે ઢોલક ને ઝુર્ના વગાડનારા બની જઈએ તો હાલત કંઈ બહુ ખરાબ ન ગણાય. આખર, નટ અને બજાણિયા ઝુર્નાના સંગીતના આધારે જ નાચતા હોય છે. ઝુર્ના વગાડનારો તો નીચે જમીન ઉપર ઊભો રહે છે, પણ બજાણિયાને ઉપર હવામાં કામગીરી કરવાની હોય છે. અબૂતાલિબ, હવે તમે જ કહો કે વધારે મુશ્કેલ કામ કોનું? તમે ને હું બજાણિયા જેવા છીએ. આ લોકો આપણને નટ ને બજાણિયા બનાવી દેવા માગે છે."



આનંદી અબૂતાલિબ ગમગીન બની ગયા, તેમની ઝુર્ના પણ ગમગીન બની ગઈ. તે કેટલીય વાર ચુપચાપ બેઠા રહ્યા અને પછી માથું ઊંચું કરીને બોલ્યા: "કવિતા લખવાનું કામ સહેલું નથી."

ઉન્નત શિખર જો નજરથી, કરીબ લાગે છે;
ઊભા તળેટી પર રહો (તો), નજદીક લાગે છે;
પથ્થરીલે સહ ડગલાં ભરો બરફના થર પરે;
ભલે ધપતા જાઓ આગળ, નહિ તોપણ અંત નજરે.

અમારું પણ કામ એમ જ, કઠિન નવ લાગે ભલે;
પણ કલાકોથી શબ્દ સાથે, ગડમથલ કરવી પડે;
છતાં કડીઓ કાવ્યની, એ બરાબર જામે નહિ;
પહાડ ચડવો ખૂબ સહેલો, કવિતા કરવા થકી.

**ગરુડ જેવું બનવાની મંછા રાખતા એક પંખીની વાત.** એક વાર ઘેટાંનું એક ટોળું પહાડ ઉપરથી નીચે ખીણમાં ઊતરી રહ્યું હતું ત્યારે એક ગરુડ આસમાનમાંથી વીજળીના ઝબકારાની જેમ ધસી આવ્યું અને એક બચ્ચાના બદનમાં નહોર ભરાવીને ઉપાડી ગયું. આ આખો બનાવ એક નાનકડા પંખીએ નજરોનજર જોયો અને નક્કી કર્યું કે હું પણ આમ જ કરું. વળી, નાનકડા બચ્ચા કરતાં મોટું ઘેટું જ ઉપાડી જાઉં તો મઝા આવી જાય. એમ વિચારીને પંખી આકાશમાં ખૂબ ઊંચે ઊડયું અને પછી પાંખો સંકેલીને પથરાની જેમ સીધું નીચે ધસી પડયું. પરિણામે તે ઘેટાના શિંગડામાં પરોવાઈ ગયું અને તેના રામ રમી ગયા.

મરેલા પંખીને હાથમાં લઈને ભરવાડ બોલ્યો: "એક માખીએ પણ એક વાર પથરો રોડવવાની કોશિશ કરેલી."

એવી રીતે, ગરુડ જેવું બનવાની મંછા રાખતા નાનકડા પંખીનો અંજામ માખી જોડે તેની સરખામણીમાં આવ્યો.

**વિષયો અંગે વધુ**. વિષય તો પ્યાર જેવો, પ્રતિજ્ઞા જેવો, વિનવણી જેવો, પ્રાર્થના જેવો હોય છે. પૂર્વના દેશોમાં કહેવાય છે તેમ પુનરાવર્તનથી પ્રાર્થનામાં કશી ખોટ નથી આવતી, એથી તો પ્રાર્થના વધારે પ્રબળ બને.

પણ આ વાત વિષયોને લાગુ ન થાય. એકના એક વિષયનું રટણ કરતા રહો તો એ નમાલો અને નકામો બની જાય. હીરો તો જેટલો મોટો એટલો વધારે મૂલ્યવાન ગણાય. હીરાની ભૂકીને કોઈ શું કરે?

એક વાર મેં રશિયન શિક્ષિકા વેરા વસીલ્યેવ્ના વિશે કાવ્ય લખેલું, અને મેં જોયું કે મારી પંક્તિઓ વાચકોને તેમ જ વિવેચકોને પણ ગમેલી. મને એટલી બધી ખુશી થઈ કે હું એ જ વિષયનું રટણ કરવા લાગ્યો.

પણ મારી પંક્તિઓ પીપની અંદર પાકીને તૈયાર થયેલા શરાબ જેવી નહોતી. એ તો વીછળીને ફરી ભરેલા પીપના શરાબ જેવી હતી.

સરસ તૈયાર શરાબના નામે આથો ન ચડેલા કાચા શરાબને વરી શકાય. મોસ્કોના અમારા દોસ્તોને દાઘેસ્તાની શરાબ પિવડાવતી વેળા અમે શું કરતા, તેની વાત તમને કરું.

હું ને મારા કોકેસિયન દોસ્તો વતનથી મોસ્કો પાછા ફરતી વેળા દરેક વખતે થોડોક શરાબ ભેગો લઈ આવતા. દોસ્તો ભેગા થતા, પીપડું ખોલવામાં આવતું, અને મહેફિલ શરૂ થઈ જતી. શરાબ તો પુરાણો અને બરાબર તૈયાર થયેલો ઉત્તમ કોટિનો જ હોય. દોસ્તો તેનાં બેહદ વખાણ કરે અને પછી બીજા દોસ્તોને ખબર પહોંચાડી દે. એ રીતે તેની ખ્યાતિ વધારે ને વધારે ફેલાતી જાય, પણ નાનકડા પીપડામાં શરાબ તો જેટલો સમાય એટલો જ હોય. પછી અમે ઉપાય ગોતી કાઢતા, હું ગુનાનો એકરાર કરી લઉં છું. અમે બજારમાંથી સાધારણ શરાબની બાટલીઓ ખરીદીને પીપડામાં ઠાલવી દેતા, અને



પછી તેને અમારાં ભંડકિયાંના અસલ ઘરગથ્થુ શરાબ તરીકે ચલાવી દેતા. દોસ્તોને કશો ફેર ન લાગતો, ફક્ત એકને ખબર પડી ગઈ. એ હતો ખરો શોખીન. જામ હોઠે લગાવતાં જ એણે મારી સામે જોઈને માથું ધુણાવ્યું. પણ બાકીના સૌને તો જેમ વધારે પીએ તેમ વધારે કેફ ચડતો જાય, અને વધારે કેફ ચડે એટલે વધારે વખાણ કરે.

હું જે કાવ્યો લખવા લાગેલો તે પણ એવાં જ હતાં. માત્ર કોઈ કોઈ વાચકો, ઊંડી સમજણ અને કડક વલણ ધરાવતા માણસો, માથું ધુણાવીને કહેતા:

"અરે, આ તો પેલા દાલાગોલોવના કિસ્સા જેવી જ વાત છે, કહેવાય છે ને કે દાલાગોલોવ પણ પહોંચી ગયેલો." અથવા તેઓ આમ પણ કહેતા:

"એક આઉલમાં એક બેવકૂફ ઘણો થઈ પડે."

ત્યારે જ મને સમજાયું કે ઉસ્તાદ કારીગરે પોતાની લાકડીઓની બાબતમાં કરેલું એમ જ હું પણ કરી રહ્યો છું.

આખી વાત હું તમને માંડીને કરું.

હું નાનો હતો ત્યારે એબુત આઉલનો મશ્કરો કુરબાનઅલી ટપાલિયો કામસર નીકળે તો બે ઘડી ધુમાડા કાઢવા ને ગપ્પાં મારવા બાપુ પાસે અચૂક આવતો. મને ખબર નથી કે તેણે બાપુને જ કેમ પસંદ કરેલા. વાતચીત ફક્ત શાદી વિશે થતી, સામાન્ય અર્થમાં શાદી નહિ પણ તેની પોતાની શાદીઓ વિશે. કેટલાક આદમીઓ અઠવાડિયામાં શાદી કરીને મહિના પછી છૂટાછેડા કરતા હોય છે. કુરબાનઅલીનું પણ એવું જ હતું.

તેણે છેલ્લી બૈરીને તાજી જ તલાક આપી હોય અને કોઈ જુવાન વિધવાની તલાશમાં હોય. તેણે મનગમતી બાઈ શોધી પણ કાઢી હોય કેમ કે તે દર વખતે બાઈના રૂપ, જુવાની અને મળતાવડા સ્વભાવની વાતો કરતો.

અચાનક જુવાન વિધવાની વાતો સાવ બંધ થઈ ગઈ. કુરબાનઅલી હજી આવતો ખરો પણ વાતચીત સામૂહિક ખેતરના મામલા વિશે, હવામાન વિશે, અથવા આગામી શાદી સિવાય બીજી કોઈ પણ બાબત વિશે થતી.

"તને ગમતી ઓરત જોડે શાદી કરી લીધી ને?" બાપુએ પૂછ્યું.

"ના, ભાઈ હમઝાત, મારો તો ઈરાદો હતો પણ બાઈ તૈયાર ન થઈ. હવે મારે જુવાન વિધવા ગોતવા આખા દાઘેસ્તાનમાં રખડવું પડશે."

પછી કેટલાય વખત સુધી તે દેખાયો જ નહિ. મને લાગે છે કે સારી ઓરતની તલાશમા બધાં આઉલોમાં ફરતો રહ્યો હશે. ટપાલ વહેંચવા તેનો દીકરો નીકળતો. કમનસીબ મુરતિયો આખરે એક દિવસ અમારા સાકલ્યામાં દાખલ થયો કે તરત જ અમે અધીરાઈથી સવાલ કર્યો.

"શી ખબર છે? બધું બરાબર પાર ઊતર્યું ને?"

"વચમાં દાલાગોલોવે ટાંટિયા ન ભેરવ્યા હોત તો પાર ઊતરી જાત."

"કેમ, શું થયું?"

"સાવ સાદી વાત. હું જ્યાં જ્યાં શાદીની વાત લઈને જાઉં ત્યાં મને ખબર પડે કે મોડું થયું. મારી પહેલાં દાલાગોલોવ પહોંચી જ ગયો હોય."

દાર્બિશ દાલાગોલોવ નામીચો અવાર ઈશ્કી હતો. ૧૯૩૮માં તેણે અઢારમી વાર શાદી કરેલી.

ટપાલિયા કુરબાનઅલીએ દાઘેસ્તાની કહેવત ચાલુ કરી કે "દાલાગોલોવ મારાથી વહેલો પહોંચી ગયેલો."

તમને બીજી વાત એક બેવકૂફની કહું. સૌ જાણે છે કે દરેક



આઉલનો આગવો બેવકૂફ હોય, પણ ફક્ત એક જ. એ જ બરાબર ગણાય કેમ કે વધારે પડતા બેવકૂફો હોય તો સારું નહિ, અને એકેય બેવકૂફ ન હોય તો આઉલમાં કશીક ખોટ વરતાય. તમામ બેવકૂફોને આપસમાં ઓળખાણ હોય છે અને તેઓ એકબીજાને ઘેર જતા આવતા હોય છે. આ રિવાજ મુજબ, ગોર્તાકોલી આઉલનો બેવકૂફ એક વાર ખુંઝાહના બેવકૂફને ઘેર પહોંચ્યો.

"સલામ આલેકુમ, બેવકૂફ!"

"આલેકુમ સલામ, બેવકૂફ!"

બધું બરાબર દોસ્તોની જેમ ચાલ્યું. બેઉ જણ સગડી પાસે આરામથી બેસતા અને ખાણાંપીણાંની મોજ માણતા.

ત્રીજે દિવસે ગોર્તાકોલીના બેવકૂફે ઘેર પાછા ફરવાનું નક્કી કર્યું. રિવાજ મુજબ મહેમાનને ભેટો આપવામાં આવી, અને મેજબાન પૂરું માન જાળવીને તેને વળાવવા ગયો. ગામની શેરીને નાકે પહોંચીને બેઉ બેવકૂફોએ એકબીજાની રજા લીધી.

મહેમાનદારીના સઘળા નિયમોનું બરાબર પાલન કરવામાં આવ્યું. મહેમાન આઉલની બહાર પગ મૂકે એટલે તે મહેમાન મટી જાય અને તેનો માનમરતબો જાળવવાની ફરજ ખતમ થઈ જાય. મહેમાનદારીના નિયમો પછી લાગુ ન થાય.

બરાબર એ ઘડીએ ખુંઝાહના બેવકૂફે દોડીને ગોર્તાકોલીના બેવકૂફને અચાનક એક તમાચો ચોડી દીધો.

"કાં, માર્યું કેમ?"

"મારે ત્યાં ફરી વાર કદી આવતો નહિ! તને ખબર નથી કે એક આઉલમાં એક બેવકૂફ પૂરતો હોય?"

હું ઘણી વાર વાતનો વિચાર કરું છું, અને મને લાગે છે કે એક આઉલમાં એક જ શાણો માણસ પણ પૂરતો થાય.

**મારી નોટબુકમાંથી:** એક વાર કોઈ દોલતમંદ ખાને ગરીબ આદમીને સવાલ પૂછ્યો:

"બતકનો કયો ભાગ સૌથી વધારે લહેજતદાર હોય? ખરો જવાબ આપીશ તો ઇનામ મળશે."

"પાછલો ભાગ," ગરીબ આદમીએ મુદ્દલ અચકાયા વગર જવાબ દીધો. બતક પકાવવામાં આવ્યું. ખાને તેનો પાછલો ભાગ ચાખી જોયો તો લહેજતદાર લાગ્યો. પછી તેણે એક બીજા ગરીબ આદમીને સવાલ પૂછ્યો: "ભેંશનો કયો ભાગ સૌથી લહેજતદાર હોય?"

બીજા આદમીને ઇનામની તાલાવેલી હતી એટલે તેણે પણ પહેલા આદમી જેવો જ જવાબ આપ્યો: "પાછલો ભાગ."

ખાને વાનગી ચાખી જોઈ અને આદમીને કોરડા ફટકારવાની સજા કરી.

અફસોસની વાત છે કે નિરનિરાળા પ્રસંગોએ એકનું એક રટણ જરાય સંકોચ વગર કરતા રહેતા લેખકોને કોરડા નથી ફટકારવામાં આવતા.

**અને હવે ઊનસુકુલ કારીગરીની લાકડી ઉપર અંકિત શબ્દોની વાત.** મોસ્કોવાસી લેખક વ્લાદ્લેન બાખનોવને પગની ખોડને કારણે લાકડી લઈને ચાલવું પડે છે. એક વાર રજા ગાળવા વતન જતી વેળા મેં તેને પ્રખ્યાત ઊનસુકુલ કારીગરીની સરસ લાકડી લઈ આવવાનું વચન આપ્યું. ઘેર પહોંચીને તરત જ મેં મારા ઓળખીતા એક ઊનસુકુલ કારીગરને કાગળ લખ્યો અને મને એક લાકડી બનાવી આપવા જણાવ્યું. કોતરકામનો કારીગર અનુભવી આદમી અને બાપુનો દોસ્ત પણ હતો, એટલે મને ખાતરી હતી કે લાકડી ખૂબ સરસ બનશે. પણ લાકડી ઉપર કેવા શબ્દો કોતરાવવા તેનો ખ્યાલ મને હજી નહોતો આવતો.



એટલામાં, સાહિત્યિક બાબતો વિશે એક લાંબો લેખ કેંદ્રીય અખબારમાં છપાયો. તેનું મથાળું હતું 'ટીકાને બદલે દંડૂકો'.

મને થયું કે "વાહ, મોસ્કોના દોસ્તને ભેટ આપવાની લાકડી પર આ શબ્દો કોતરાવું."

પખવાડિયામાં લાકડી તૈયાર થઈ ગઈ, ઊનસુકુલની કારીગરીના અત્યંત સુંદર નમૂના જેવી. તેની ઉપર આ શબ્દો કોતરેલા હતા— "વ્લાદ્લેન બાખનોવને, ટીકાને બદલે દંડૂકો, રસૂલ હમઝાતોવ."

અમારી ઊનસુકુલ કારીગરીની લાકડીઓ માખાચકલા, કિસ્લોવોદ્સ્ક, અને પ્યાતિગોર્સ્કની ભેટસોગાદની દુકાનોમાં તેમ જ પહાડી ગામોનાં બજારોમાં વેચાય છે.

કેટલાક મહિના પછી આ બધે ઠેકાણે વેચાણ માટે આવેલી ઊનસુકુલ લાકડીઓની ઉપર આવા શબ્દો કોતરેલા હતા — "વ્લાદ્લેન બાખનોવને, ટીકાને બદલે દંડૂકો, રસૂલ હમઝાતોવ."

આ શબ્દો કોતરેલી લાકડીઓ ખરીદનારા સહેલાણીઓને અચરજ થયું હશે. પણ મને બીજા કોઈ પણ માણસ કરતાં વધારે અચરજ થયું.

તપાસ કરતાં ખબર પડી કે મને લાકડી બનાવી આપનારા જઈફ કારીગરને રશિયન ભાષાનો એક શબ્દ પણ નહોતો આવડતો. તેણે તો કાગળ ઉપર લખેલા શબ્દોની આબેહૂબ નકલ જ ફક્ત કોતરી કાઢેલી. તેણે ધારી લીધું કે શબ્દો એક કવિએ લખી મોકલ્યા છે એટલે તેમાં ચોક્કસ કંઈક શાણપણ સમાયેલું હશે. તો પછી એ શબ્દોની શોભા બીજી લાકડીઓમાં પણ કેમ ન ઉતારવી?

કવિઓ તરફ ભોળી નિષ્ઠા ધરાવવા બદલ તેને કસૂરવાર ન ગણાવી શકાય. તેણે તો એ નિષ્ઠામાં સૌજન્ય અને નિખાલસતા બન્ને દાખવ્યાં હતાં. આપણે અનુભવી લેખકો પણ ક્યારેક એ માણસ જેવા નથી હોતા?

**વિષયો અંગે મારા આખરી શબ્દો.** એક વિષય છે જે પ્રાર્થનાની

જેમ પુનરાવર્તનથી વધારે ને વધારે મૂલ્યવાન અને ઉદાત્ત બનતો જાય છે. એ વિષય અને એ પ્રાર્થના છે મારી માતૃભૂમિ.

અમારા પહાડી રિવાજો મુજબ, બાળકને તોફાનની સજા કરતી વેળા ચહેરા સિવાય શરીરના બીજા કોઈ પણ ભાગ ઉપર મારી શકાય. માનવમુખ પરમપાવન ગણાય છે, સઘળા પહાડી લોકો આ નિયમનું પાલન કરે છે.

દાઘેસ્તાન મારો ચહેરો છે, તેને કોઈ હાથ ન લગાડી શકે.

અમારા પહાડી લોકો ઝઘડા કરતી વેળા ખૂબ ધીરજ રાખતા હોય છે. તેઓ એકબીજાને આકરાં વેણ સંભળાવે, દરેક માણસ સામાવાળાનાં એવાં વેણ સાંભળી લે અને પછી પોતાનાં આકરાં વેણ છોડે. પણ કોઈની જીભેથી અકસ્માત કે લાપરવાઈમાં મા કે બહેનની ઈજ્જતને કલંક લગાડતા શબ્દો નીકળી પડે તો એવા માણસનું આવી જ બને. તરત જ કટારીઓ મ્યાનમાંથી બહાર ઝબૂકી ઊઠે.

દાઘેસ્તાન, તું મારી મા છે. મારી સાથે ઝઘડા કરનારા માણસો આ વાત યાદ રાખે. મને સંભળાવવામાં આવતાં તમામ આકરાં વેણ હું સાંખી લઈશ, પણ મારા દાઘેસ્તાનને બટ્ટો લગાડતા શબ્દો હું કોઈને નહિ બોલવા દઉં.

દાઘેસ્તાન, તું મારો પ્રેમ અને પ્રતિજ્ઞા છે, મારી વિનવણી અને પ્રાર્થના છે. માત્ર તું જ મારાં તમામ પુસ્તકોનો અને મારા સમગ્ર જીવનનો વિષય છે.

મને ક્યારેક માત્ર તારા વીતેલા દિવસો વિશે બોલવાનું કહેવામાં આવે છે—આપણા પુરાણા રીતરિવાજો, આપણી દંતકથાઓ અને ગીતો, આપણી શાદીઓ અને સમશેરો, ટેકીલા મુરીદો અને વફાદાર લલનાઓ, ખાનદાની અને હિંમત, જુવાનોનું લોહી અને માતાઓનાં આંસુ વિશે બોલવાનું કહેવામાં આવે છે.



મને ક્યારેક માત્ર તારા વર્તમાન દિવસોની જ વાત કરવાનું કહેવામાં આવે છે—આપણાં સરકારી અને સહકારી ખેતરો, ટુકડીઓના આગેવાનો, આપણાં પુસ્તકાલયો અને નાટ્યગૃહો, અને આપણી મહેનતની સિદ્ધિઓની વાત કરવાનું કહેવામાં આવે છે.

હું મારી વાણીને એક અથવા બીજી મર્યાદામાં બાંધી ન શકું, આપણા વીતેલા દિવસો અથવા આપણા વર્તમાન જીવન પૂરતી જ સીમિત ન રાખી શકું. મારી નજરમાં દાઘેસ્તાન એક જ છે, તે હજારો વરસોથી જીવંત છે. તેનો ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય મારી નજરમાં એકરસ થઈ ગયેલાં છે, તેમને અલગ અલગ ગાળાઓમાં વિભાજિત કરવાનું મારે માટે શક્ય નથી.

બીજાં રાજ્યો અને ભૂમિઓના ઈતિહાસ લાંબા વખત પહેલાં લખાઈ ચૂક્યા છે—કેવળ લોહી વડે જ નહિ પરંતુ રોશનાઈ વડે કાગળ ઉપર પણ, કેવળ સિપાહીઓ અને લશ્કરી આગેવાનો મારફત જ નહિ પરંતુ લેખકો અને ઈતિહાસકારોની કલમ વડે પણ. દાઘેસ્તાનનો ઈતિહાસ સમશેરો વડે અંકિત થયેલો છે. છેક વીસમી સદીમાં જ દાઘેસ્તાનને કલમ પણ હાંસલ થઈ છે.

દાઘેસ્તાન, હું તારી પ્રાચીન લડાઈઓની કેડીએ કેડીએ ભમ્યો છું, અને તારા સપૂતોનાં અસ્થિઓની વાવણીવાળાં અનેક રણમેદાનોમાં જઈ આવ્યો છું. ઘઉં અથવા મકાઈની વાવણીવાળાં આપણાં સામૂહિક ખેતરો આથી માઠું ન લગાડે. હું આજના દાઘેસ્તાનની વાત કાવ્યમાં ઉતારું છું ત્યારે ભૂતકાળ મારી તરફ નારાજી નથી બતાવતો.

હું વિદેશી વિસ્તારોમાંથી ઘેર પાછો ફરું ત્યારે પહાડી લોકો ભેગા થઈને મને પૂછવા લાગે છે કે મેં શું શું જોયું. તેઓ મારી ફરતે કૂંડાળામાં બેસીને મારી વાતો સાંભળે છે. હું વધારેમાં વધારે ત્રણ કલાક બોલી શકું છું, અને તે દરમિયાન તેમને ફ્રાંસ કે ભારત

અથવા જાપાન કે તુર્કીના મારા અનુભવો સંભળાવું છું. ત્રણ કલાક પછી વાત ખબર પણ ન પડે એવી રીતે દાઘેસ્તાન તરફ વળી જાય છે, અને મારા દોસ્તો જાણે પહેલી જ વાર તલ્લીન થઈને મારી વાતો સાંભળે છે, જોકે તેઓ સૌ મળીને જ દાઘેસ્તાન બની રહેતા હોય છે.

મહમૂદ મહાન શાયર હતો, તેનો એક જ વિષય હતો— મરિયમ પ્રત્યે તેનો પ્યાર. તેના એક દિલોજાન દોસ્તને ત્યાં દીકરો આવ્યો. દોસ્તે તેને દીકરા સારુ એક હાલરડું લખી આપવા કહ્યું. મહમૂદે પૂરી કોશિશ કરી, પણ બધી મહેનત એળે ગઈ. તેનું ગીત સાંભળીને બાળક નીંદરમાં પડવાને બદલે ચીસો પાડતું રડતું રહ્યું. એક બીજા દોસ્તની પત્નીનું અવસાન થતાં તેણે મહમૂદને એક મરસિયો લખી આપવાની વિનંતિ કરી. મહમૂદે પૂરી કોશિશ કરી, પણ બધી મહેનત એળે ગઈ. તેણે લખેલો મરસિયો સાંભળીને કોઈની આંખમાથી એકેય આંસુ ન ટપક્યું. એથી ઊલટું, કેટલાકના તો હોઠ મરકી ગયા.

પરંતુ મરિયમ પ્રત્યે તેના કમનસીબ પ્યારનાં ગીતો સાંભળીને આજે પણ લોકોની આંખોમાં આંસુ છલકાઈ આવે છે.

મહમૂદનો મુખ્ય વિષય હતો મરિયમ. મારો મુખ્ય વિષય છે દાઘેસ્તાન. મારો પ્યાર ભલે મહાન અથવા સાધારણ હોય, મારું તથ્ય ભલે નજીવું અથવા ગહન હોય, મારી લાગણીઓ ભલે પુરાતન અથવા આજની હોય, મારી કલમ તારે વિશે લખે છે, મારા દાઘેસ્તાન. હું કાગળ ઉપર કલમ માંડું છું ત્યારે હાથમાં પકડેલી કલમ અનાયાસે કંપવા લાગે છે.

**બાપુ કહેતા:** તરબૂચનો વાડો રસ્તાની નજીક હોય તો રાહદારીઓ કાચાં તરબૂચ તોડી લે.

**કહેવાય છે** કે ઊંચકી ન શકાય એવા પથ્થરને હાથ ન લગાડવો.



પાણીમાં તરવા પડો ત્યારે એટલે દૂર કદી ન નીકળી જવું કે પાછા કિનારે ન પહોંચી શકાય.

**કહેવાય છે** કે ઝરણામાં પાણી ઘૂંટી સમાણું જ હોય ત્યારે પાયચા ગોઠણથીયે ઉપર સુધી ન વાળી દેવા.



## માધ્યમ

બેવકૂફ આદમી ધાંટો પાડીને પાણી બતાવે,
શાણ માણાસનું ઓજસ જુગતા કથનમાં દેખાય.

વસંતના વાયરા વાય ત્યારે ગીત રેલાવવું,
શિયાળાની ટાઢમાં વાર્તા માંડવી.

મારી સામે પર્વત છે, મારે તેને ઓળંગવાનો છે. મારો સરસ ઘોડો મને કોઈ પણ ઘાટ પાર કરાવી દે એવો છે. એ પર્વત મારો વિષય છે, મારી વાણી મારો અશ્વ છે. ઊંચા પર્વતની પેલી પાર મને લઈ જાય એવો માર્ગ મારે પસંદ કરવાનો છે.

મારા તમામ પૂર્વજો સીધો માર્ગ પસંદ કરતા. એવો માર્ગ કદાચ મોતના મોંમાં ધકેલી દે, અને વધારે જોખમીયે હોય છે, પણ તે મુકામે ઘણો વહેલો પહોંચાડી દે છે.

અથવા, મારી સામે કિલ્લો છે, મારે તેને કબજે કરી લેવાનો છે. મારી પાસે સરસ હથિયાર છે જે મને લડાઈમાં હારવા નહિ દે. એ કિલ્લો મારો વિષય છે, મારી વાણી મારું હથિયાર છે. પણ અભેદ્ય



કિલ્લો સર કરવાનો વધારે સહેલો ઉપાય મારે ખોળી જ કાઢવો રહ્યો. અચાનક હલ્લો કરું કે ઘેરો ઘાલવાની ધીમી રીત પસંદ કરું?

ખેતરમાં બાજરી વાવી હોય, અને નજીકમાં પહાડી ઝરણું વહેતું હોય. પણ પાણીને ખેતરમાં કેવી રીતે પહોંચાડવું?

ચૂલામાં બળતણ ભરેલું છે, અને ઉપર તપેલું માંડેલું છે. વળી રાંધવાની થોડીક ચીજો પણ મારી પાસે છે. પરંતુ મારે જમણ માટે કઈ વાનગી રાંધવી?

સંપાદકે પત્રમાં મને ગમે તે માધ્યમ પસંદ કરવાની છૂટ આપેલી — ટૂંકી કે લાંબી નવલિકા, કાવ્ય, અથવા લેખ. પસંદગીનું ક્ષેત્ર જેટલું બહોળું હોય એટલા પ્રમાણમાં પસંદગી વધારે મુશ્કેલ બની જાય.

**મારી નોટબુકમાંથી:** સાહિત્ય મહાવિદ્યાલયમાં પરિસ્થિતિ આવી હતી: અભ્યાસના પ્રથમ વર્ષમાં વીશ કવિઓ, ચાર ગદ્ય-લેખકો, અને એક નાટકકાર, બીજા વર્ષમાં પંદર કવિઓ, આઠ ગદ્ય-લેખકો, એક નાટકકાર, અને એક વિવેચક, ત્રીજા વર્ષમાં આઠ કવિઓ, દસ ગદ્ય-લેખકો, એક નાટકકાર અને છ વિવેચકો. પાંચમા વર્ષના અંતમાં એક કવિ, એક ગદ્ય-લેખક, અને એક નાટકકાર હતા, બાકીના બધા વિવેચકો હતા.

બેશક, આમાં અતિશયોક્તિ તો છે જ, પણ સાચી વાત છે કે ઘણા કવિતાથી શરૂઆત કરીને ગદ્યલેખનમાં પહોંચી જાય છે, ત્યાર બાદ નાટકો લખે છે, અને છેવટે લેખો લખવા લાગે છે... અને હવે તો ફિલ્મની પટકથાના લેખક બની જવાનું પ્રચલિત છે.

કેટલાક રાજાઓ અને સુલતાનો પોતાની રાણીઓ અને બેગમોને બચ્ચાં ન થાય ત્યારે અળગી કરી દેતા. કેટલીય વાર એમ કર્યા પછી તેમને ખબર પડતી કે એમાં વાંક રાણીઓ કે બેગમોનો નહોતો.

ખેડૂત આખી જિંદગી એક જ બૈરી જોડે ગાળે અને તેમને ડઝન જેટલાં બચ્ચાં હોય!

હું તો કહું છું કે શરાબ જરૂર પીઓ પણ રોટીને તુચ્છકારો નહિ. ગીતો જરૂર ગાઓ પરંતુ વાર્તાઓ પણ સાંભળો. કાવ્યો જરૂર લખો પણ સાદી કહાણીને દેશવટો ન આપો.

**ગદ્ય.** હું સાવ નાનો હતો ત્યારે પારણામાં પડયો રહેતો અને મા હાલરડું ગાતી. તેને એક જ હાલરડું આવડતું હતું. બાપુ જાણીતા કવિ હતા પણ પોતાના પુત્રો માટે ગીતો કદી ન લખાતા. અમને ભાતભાતની વાતો કહેવાનું તેમને વધારે ગમતું. તેમાં કેટલાક સાચા કિસ્સા હોય અને કેટલીક બોધવાર્તાઓ હોય. એ બધું ગદ્યમાં જ હોય. પોતાનાં કાવ્યોની વાત કરવાનું તેમને પસંદ નહોતું. મને લાગે છે કે બાપુ કવિતાલેખનને નમાલી બાબત ગણતા. તેમનાં ગંભીર કામ એટલે ખેતર ખેડવું, ખળું તૈયાર કરવું, ગાય અને ઘોડાની દેખરેખ રાખવી, છાપરા ઉપરથી હિમના ઢગલા સાફ કરવા, અને આગળ જતાં ઉંમર થઈ ત્યારે ગામ અને જિલ્લાનાયે મામલાઓમાં તેમની અવસ્થાએ બને એટલો ભાગ લેવો.

બાપુ કાવ્ય લખી નાખે ત્યાર પછી તેના પ્રકાશનની બાબત ઉપર ઝાઝું ધ્યાન ન આપતા. કાવ્ય કેંદ્રીય અખબારમાં પ્રકાશિત થાય કે પછી ગામના બાળવીરોના ભીંતપત્રમાં રજૂ થાય, એ તેમની નજરમાં એકસરખું જ હતું. મારા મનમાં એવી છાપ પડેલી કે કાવ્ય ભીંતપત્રમાં રજૂ થાય ત્યારે તેમને વધારે ખુશી થતી.

આનાસિલ મહોમેતે પોતાના પુત્ર, અને પ્યારના મશહૂર ગાયક, મહમૂદને કહેલા શબ્દો બાપુ ઘણી વાર યાદ કરતા. ફક્કડ બેટાની જેમ ફિક્કો ને ગમગીન, અને પ્યાર તથા પ્યારનાં ગીતોને લીધે સુકાઈ ગયેલો, મહમૂદ ઘેર પાછો ફર્યો અને તેણે ખાવાનું માગ્યું ત્યારે બાપે શાંત ભાવે કહ્યું:



"કાવ્યો ખા અને તેની ઉપર પ્યાર પી લે. તારે ખાતર ખેતર ખેડી ખેડીને હું તો હવે થાકી ગયો છું."

ખરી વાત કે પંખીને ગીતોની જરૂર ચોક્કસ હોય જ છે, પરંતુ તેનું મુખ્ય કામ માળો બાંધવાનું અને નાનકડાં બચ્ચાં સારુ ખોરાક ગોતી લાવવાનું હોય છે.

બાપુની નજરમાં પોતાનાં કાવ્યો બરાબર પંખીઓનાં ગીતો જેવાં હતાં—સુંદર, મજાનાં, પણ આવશ્યક નહિ. એ તો સવારે ઊઠીને અને રાતે સૂવા જતી વેળા આપણે એકબીજાને દુવાસલામ કરીએ એવાં હતાં, પર્વના પ્રસંગે મુબારકબાદના સંદેશા જેવાં અથવા શોકના પ્રસંગે દિલસોજીના સંદેશા જેવાં હતાં.

માનવામાં આવે છે કે કવિઓ તો પોતપોતાની રીતે બીજી દુનિયાના જીવો હોય છે. બાપુ તો સાધારણ પહાડવાસી જેવો સ્વભાવ અને આચારવિચાર ધરાવતા હતા. ગાઢ મિત્રો જોડે બેસીને નિરાંતે વાતચીત કરવાનું તેમને સૌથી વધારે ગમતું. દરેક જણ પોતાની ખબરો અને કિસ્સા સંભળાવે, બીજાની વાતમાં કોઈ દખલ ન દે. અને એ બધું ગદ્યમાં જ ચાલતું.

બાપુએ પોતાનાં પ્રથમ કાવ્યો મશહૂર મહમૂદને બતાવ્યાં ત્યારે કવિને ખૂબ નવાઈ લાગી અને તેણે કહ્યું કે આ તો મને સમજાતાં જ નથી. ટૂંકમાં, તેને સમજાયું જ નહિ કે ગાયો, ટ્રૅક્ટરો, અને કૂતરા, અથવા ખુંઝાહ ગામની કેડી વિશે કાવ્યો કોઈ કેવી રીતે લખી શકે.

"તો શાને વિશે લખું?" બાપુએ વિનયથી પૂછ્યું.

"પ્યાર, ફક્ત પ્યાર. પ્યારનો મહેલ ખડો કરો!"

બાપુએ પ્યારનો મહેલ ન બાંધ્યો. અને એવો મહેલ બાંધવાની જરા સરખીયે ફિકર પણ તેમણે કદી ન બતાવી. તેમની ફિકર, તેમનો મહેલ, તેમનાં કાવ્યોના વિષયો, એ બધું તેમના ઘર, કુટુંબ, અને બાળકોમાં, તેમના ગામ, ઘોડા, અને દેશમાં, શાંતિ અને

ધરતીમાં, આસમાન અને વરસાદમાં, સૂરજ અને ઘાસમાં સમાયેલું હતું.

ખરી વાત, એક વાર તેમણે પ્યાર વિશે, પોતાની માશૂક વિશે, કાવ્ય જરૂર લખેલું. એ કાવ્ય તેમણે અરબી ભાષામાં લખેલું, જેથી કોઈ વાંચી ન શકે. એ કાવ્ય તો માત્ર તેમની માશૂક અને તેમને પોતાને માટે જ હતું.

શાણપણની અને સ્વાભાવિક વેગે વહેતી કહાણી બાપુને ખરેખર ખૂબ ગમતી. પથરાતી સંધ્યાના સમયે ઝાંખા અજવાળામાં તે મને ગોઠણ પર બેસાડતા, ઘેટાની હૂંફાળી અને ખુશબોદાર ખાલ મારી કાયા ફરતી વીંટાળતા, અને મને એક પછી એક કહાણી સંભળાવતા. તેમાં અજાણ્યા તથા દૂરના દેશોમાં ગયેલા માણસોની તેમ જ વતનમાં જ જિંદગી ગુજારતા માણસોની વાતો આવતી. બાપુ નદીઓ અને માર્ગોની, ફૂલો કેવી રીતે ખીલે છે તેની, મધમાખીઓ ફૂલો પર જઈને કેમ બેસે છે તેની, સૂરજ કેવી રીતે ઊગે છે ને આથમે છે તેની વાતો કહેતા.

તેમને ખબર હતી કે અનાજના કણસલામાં કેટલા દાણા હોય છે, અને રળિયામણું મેઘધનુષ ક્યાંથી આવે છે.

એક ગામથી બીજે ગામ જતો કોઈ મુસાફર દૂરથી નજરે પડે તો બાપુ કહી શકતા કે મુસાફર કોણ છે, શા કારણે સફરે નીકળ્યો છે, અને રાતે કોને ત્યાં ઉતારો કરશે.

અરે, બાપુએ આ બધી વાતો ફક્ત મને જ કેમ કરી? કાગળ ઉપર શા માટે ન ઉતારી લીધી? આ બધું તેમનું ગદ્ય હતું, કવિ હમઝાત ત્સાદાસાનું ગદ્ય હતું.

કલ્પના અને હકીકત તેમની નજરમાં એકસમાન હતાં—તે ખ્યાલને કિસ્સો ગણતા અને કિસ્સાને ખ્યાલ. કાવ્યો? કાવ્યોને તે મમતીલા દિલ જોડે સરખાવતા.



આ બધી વાતો બાપુઓ લખી લીધી હોત તો સારું હતું, કેમ કે હું મોટો થયો ત્યારે મારા મમતીલા દિલે આખર પોતાનું ધાર્યું કર્યું. કોઈ પંખી આસમાનમાં ઊંચે ઊડી જાય ત્યારે હું વિચારતો નહિ કે તે ક્યાં અને શા કાજે જાય છે. મને તો કેવળ તેને પાંખ ઝાલીને પકડી લેવાની તાલાવેલી થતી. હું નાનો હતો ત્યારે બાપુ ગમે એટલી કોશિશ કરે તોપણ તેમની બધી કહાણીઓ કરતાં માનું એકમાત્ર હાલરડું મને વધારે ગમતું.

મારું બાળપણ ગીતમાં વીત્યું, મારી જુવાનીમાં ગીતો મારાં સંગાથી રહ્યાં, હું ગીતોના સંગાથમાં જ પુખ્ત ઉંમરના જગતમાં દાખલ થયો, ગીતના સંગમાં જ મારા કેશ ધવલ થઈ ગયા છે.

હવે મને ખબર છે કે હું ગમે ત્યાં ભમ્યો હોઉં અને મેં ગમે એવાં ગીત ગાયાં હોય, પરંતુ ઊડતા ગરુડને ઊતરીને બેસવા માટે ખડક હંમેશાં કાયમ રહ્યો છે, પંખીઓને માળા બાંધવા માટે ઝાડ હંમેશાં કાયમ રહ્યું છે, બારણું ખખડાવવા માટે ઘર હંમેશાં કાયમ રહ્યું છે, ગદ્યલેખન હંમેશાં કવિની કલમની વાટ જોતું રહ્યું છે.

એટલે હું મારી વાટ જોતા ખડક પર ઊતર્યો છું, અને હું બારણું ખખડાવી રહ્યો છું જેથી તે ઊઘડે અને મને ઘરની અંદર દાખલ થવા દે. મને સમજાઈ ગયું છે કે જગતમાં મેં જે કંઈ નીરખ્યું છે તે બધું, મેં જે કંઈ ચિંતન કર્યું છે અને જે કંઈ લાગણીઓ અનુભવી છે તે બધું, હું કવિતામાં વ્યક્ત કરી શકું એમ નથી.

મને સમજાય છે કે ગદ્ય કંઈ ઊભા ઊભા ગાઈ શકાય એવું ગીત નથી. તેને માટે ટેબલ પાસે બેસીને કામે વળગી જવું પડે. વહેલા ઊઠવા માટે ઘડિયાળની ઘંટડીને ચાવી દઈને તૈયાર રાખવી પડે, અને રાતે નીંદરનું ઘેન રોકવા થોડીક કડક ચા બનાવવી પડે.

પાયો બરાબર નાખવામાં આવ્યો હોય અને પાલખ બરાબર બાંધવામાં આવી હોય તો મકાનનું ચણતર વેગથી ચાલે. મને ખબર

નથી કે પરિણામ શું આવશે — નવલિકા, લઘુનવલ, વાર્તા, ટુચકો, અતીતની કહાણી, કે પછી માત્ર કોઈ લેખ.

કોઈ સંપાદકો અને વિવેચકો કહેશે કે મારું લેખન નથી નવલકથા, નથી વાર્તા, કે નથી કહાણી, હકીકતમાં કોઈ ન કહી શકે કે આ છે શું. બીજા સંપાદકો અને વિવેચકો તેને યાદીનો પહેલો, બીજો, કે ત્રીજો પ્રકાર ગણાવશે અથવા કોઈ અન્ય પ્રકાર કહેશે.

હું મુદ્દલ વિરોધ નહિ કરું. મારી કલમના સર્જનને તમે ગમે તે નામ આપી શકો છો. હું કંઈ પુસ્તકોમાં અંકિત નિયમો મુજબ નથી લખતો, હું તો મારા હૈયાના આદેશ મુજબ લખું છું. હૈયાને કોઈ નિયમો નથી હોતા, અથવા એમ કહીએ કે તેને પોતાના આગવા નિયમો હોય છે જે સૌને લાગુ નથી થતા.

હું સ્વગત સવાલ કરું છું: એક જ તપેલામાં માંસ, ચોખા, ફળ અને મરી, બધું ભેગું ચૂલે ચડાવી દઉં અને સાથે સાથે મીઠું ને મધ પણ તેમાં ઉમેરી દઉં તો વાનગીનો સ્વાદ ક્યાંક બરબાદ તો નહિ થઈ જાય ને? પરંતુ એમ પણ બને કે એથી કોઈ અનોખી લહેજતદાર વાનગી તૈયાર થઈ જાય. મારી ભેગા જમવા બેસનારા ભલે આ બાબતનો ફેંસલો કરીને જણાવે.

મારી કહાણી, મારાં ચિંતનો, મારી વાર્તા! મને યાદ છે કે નાનપણમાં ક્યારેક શિયાળાની રાતે હું બિછાનામાં પડયો પડયો અધીરાઈથી વાટ જોતો રહેતો કે ભાઈઓ અથવા બાપુ ઘેર પાછા ક્યારે આવે, અને મને કોઈ રીતે નીંદર ન આવતી. હું બારણાનો ખખડાટ ને કરકરાટ સાંભળતો રહેતો, અને મને મિનિટો કલાકો જેવડી લાગતી.

એવી રાતે દાદા મારી પાસે આવીને બેસતા અને મને હળવે અવાજે કોઈ વાર્તા, ગીત, અથવા શાણપભર્યો કે રમૂજી કોઈ ટુચકો સંભળાવતા. ક્યારેક હું હસતો અને ક્યારેક મને બીક લાગતી.



મને મિનિટો અને કલાકોનું મુદ્દલ ભાન જ ન રહેતું, કેવળ દાદાનો અવાજ અને મારી કલ્પનાએ ઘડી કાઢેલાં ચિત્રો જ બાકી રહેતાં. ભાઈઓ અથવા બાપુ આવીને અવાજમાં ખલેલ પાડતા, તેમના આવવાથી મજેદાર કહાણી વહેલી ખતમ થઈ જતી, અને મને તેનો અફસોસ થતો.

પછી હું મોટો થઈને દુનિયામાં ભમવા લાગ્યો ત્યારે, અગાઉ બાપુ અને ભાઈઓ કરતા તેમ, ઉતાવળો ઘેર જવા નીકળતો. ઘર જેમ જેમ નજીક આવતું જાય તેમ તેમ મારું દિલ વધારે જોરથી ધડકવા લાગતું, અને હું ગણવા લાગતો કે હજી કેટલી ખીણો પાર કરવાની છે. એવું પણ બનતું કે કોઈ હમસફરી એકાદ વ્યક્તિગત અનુભવનું મજેદાર બયાન અથવા દંતકથા અથવા વાર્તા શરૂ કરી દે, અને તેને સાંભળવામાં હું એટલો બધો મશગૂલ થઈ જાઉં કે બીજું બધું ભુલાઈ જાય. પછી અમારી મંજિલ આવી જાય અને મને જરાક અફસોસ થાય કે વાર્તા પૂરી સાંભળતાં પહેલાં જ સફર ખતમ થઈ ગઈ.

ઘેર બાપુ પૂછે:

"ઘાટ પાર કરવામાં કંઈ પરેશાની તો નહોતી થઈ ને? ખીણમાં કેવી હાલત હતી? હિમ હતું?"

પણ મને પહાડ, ખીણ કે હિમ, કશું યાદ ન આવે. મને તો કેવળ હમસફરીનું બયાન જ યાદ હોય. તેની કહાણીઓએ મારી નજરમાં ખડકાળ પહાડોને સપાટ ભૂમિમાં અને ઠંડા હિમને હૂંફાળા રૂમાં પલટાવી નાખ્યાં હોય.

મારી કહાણીઓ અને મારાં ચિંતનો! સ્વજનોની વાટ જોવામાં જાગતા પડયા રહેતા કોઈ ઈન્સાનની લાંબી શિયાળુ રાતો તમે ટૂંકી કરશો? અથવા વાટ જોતા હૂંફાળા ઘર તરફ ઉતાવળે જતા કોઈ ઈન્સાનની લાંબી સફર તમે ટૂંકી કરશો?

જેવી રીતે સૂપને સુગંધી મસાલાઓ વડે લહેજતદાર બનાવવામાં આવે છે એવી જ રીતે મારી નીરસ વાર્તાઓને હું ક્યાંક ક્યાંક એકબે કહેવતો કે ટુચકાઓના શણગાર સજાવીશ.

તાઈલૂખ ગામની તરુણીઓ હોઠના ખૂણા નજીક ગાલ ઉપર બન્ને તરફ નાનકડાં સુંદર રૂપબિંદુ લગાવે છે. એથી તેમના ચહેરા જેવા ખીલી ઊઠે છે એવી જ રીતે આ કહેવતો અને ટુચકા મારા ગદ્યને શોભીતું બનાવે.

લીસી દીવાલમાં જડેલા ઓપદાર પથ્થરોની જેમ મારાં ચિંતનો અને મારી નોટબુકનાં પૃષ્ઠોને હું મારી કહાણીઓના માળખામાં ગોઠવું છું. દરેકે દરેક પથ્થર દીવાલમાં સરખી રીતે જડાઈ નથી જતો. ભક્તિનો મનોભાવ વીતી ગયા પછી પણ પ્રાર્થના ચાલુ રહે ત્યારે ભાવિકોને ઘણું કરીને જેવી લાગણી થતી હશે એવી જ લાગણી મેં ક્યારેક કેટલાય પથ્થરો જડી લીધા પછી મારું બયાન આગળ ચલાવતાં અનુભવી છે. સરખી રીતે ન જડાયા હોય એવા પથ્થરો મેં હઠાવી દીધા છે.

અને એમ હું ઊર્મિલ કવિતાને સ્થાને પ્રશાંત બયાનને, ગદ્યને, અપનાવું છું. થોડા વખત માટે ગીતને અળગું કરવાનો નિર્ધાર મેં તો કરી લીધો છે, પણ ગીત મારાથી અળગું થવા તૈયાર નથી. હું નીંદરમાં પડું છું ત્યારે તે બિલાડીના કુમળા બચ્ચાની જેમ આવીને મારી સોડમાં લપાઈ જાય છે. હું સવારે બારી ઉઘાડું કે તરત જ તે પર્વતના શિખર ઉપર ઝળકતા પ્રથમ સૂર્યકિરણની જેમ મારું અભિવાદન કરે છે. મદિરાના જામને તળિયે આખરી મધુરાં બિંદુઓના સંગાથમાં તે મારી વાટ જુએ છે. તે એવી તરછોડાયેલી ઓરતની જેમ કદમે કદમે મારો પીછો કરે છે કે જે પોતાના માશૂક આશકને રસ્તામાં પકડી પાડીને પૂછતી હોય:

"શું, તેં સાચેસાચ મને પડતી મૂકી દીધી છે? તને લાગે છે કે મારા વગર તું ખરેખર ચલાવી લેશે? તું તો શીતળ વનમાં મોજથી ચરતા રાની આખલા જેવો છે, અથવા બરફ જેવા ટાઢા ઝરણાથી ટેવાયેલા માછલા જેવો છે. તું માને છે કે બંધિયાર અને હૂંફાળા સરોવરમાં તને ફાવશે? એમ! તો ભલે, તેં મને તજી દેવાનો નિર્ધાર ખરેખર કરી જ લીધો હોય તો મારી પાસે બેસીને વિદાયની છેલ્લી વાત કરી લે."

**કવિતા**, તને સમજાતું નથી કે હું તને કદી તજી ન શકું? મારી હયાતીની તમામ ખુશીઓથી, મારા દિલમાં છલકાતાં આંસુથી, હું કદી અળગો થઈ શકું ખરો?

તું તો અપેક્ષિત પુત્રને બદલે જન્મેલી બાળકી જેવી છે, જે પોતાના જન્મની હકીકત મારફત જ કહેતી હોય કે "તમને મારી અપેક્ષા નહોતી અને તમારામાંથી કોઈને મારા પ્રત્યે હજુ પ્યાર નથી એ હું જાણું છું. પણ મને મોટી થવા દો અને ખીલવા દો, મને મારો કેશકલાપ ખોલવા દો અને ગીત ગાવા દો. પછી મને પ્યાર કર્યા વગર રહી શકે એવો કોઈ ઇન્સાન જગતમાં હોય તો જોઈ લઈશું."

### કવિતા

ખુબ છે કામ, ને પછી આરામ છે;
કૂચ ને દસ ઘડીનો વિસામો,
કામ વિરામ તનતોડ મહેનત તુંહિ,
તુંહિ છો કૂચ ન્યામત મુકામો.

હાલરડું હિંડોળે તું જ મારું હતું,
જુવાની વસંતના સ્વપ્ન લાવ્યું,
પ્રેમની પળોમાં પ્રગટતું કવન એ,
પ્રેમ પ્રગટ્યો જીવન સાથ મારે.

શિશુ જ્યારે હતો, માત સમ કવન તું,
હવે માશૂક સમ ભાસતું કવન તું,
જઈફ જ્યારે બની જઈશ, એ કવન, હું,
મીઠડી નમ્ર દુહિતા સમું તું.

સજીવન ચિત્ર મુજ મોતની બાદમાં,
લોક ચરણે ધરે તું જ મુજ યાદમાં.

કદી તું લાગતું ગિરિશૃંખલા સમું,
કદી પાળેલ પક્ષી રૂપાળું.
ગગનમાં વિચરતાં પાંખ મારી તુંહિ,
તુંહિ હથિયાર જેથી લડું હું.
બેકાબૂ, બેચેન, ને અદમ્ય, કવન તું,
ખરી ખિદમત કરું, મુજ સર્વસ્વ તું.

કામનો અંત ક્યાં? શરૂ આરામ ક્યાં?
કૂચ ક્યાં? ને ઘડી દસનો વિસામો,
કામ વિરામ તનતોડ મહેનત તુંહિ,
તુંહિ છો કૂચ ન્યામત મુકામો.

**બાપુ કહેતા:**- કંટાળો ચડાવતા વાતોડિયાનું મોં બંધ કરવાનો સરસ ઉપાય કોઈ આદરણીય વૃદ્ધ માણસને અથવા મહેમાનને બોલતા કરવાનો છે. વાતોડિયાની વાતો એથી બંધ ન થાય તો ગીત શરૂ કરવું. ગીત પણ વાતોડિયાને કાબૂમાં ન લાવી શકે તો તેને ગરદન પકડીને બહાર કાઢી મૂકવો. જે કોઈ માણસનો લવારો ગીતમાં દખલ કરે તેને મેથીપાક ચખાડવો જોઈએ.

**કવિતા,** તું બીજા કોઈ કરતાં બહેતર જાણે છે કે તારે વિશે વાતો કરવાથી તું વધારે સારી કે અધિક ઉદાત્ત નહિ બની જાય. વાતો કરવાથી ગીત બહેતર બને ખરું? એક કીટલી પાણી પહાડી ઝરણાના



જળમાં કશો વધારો કરે ખરું? મોં વડે ફૂંક મારવાથી પવન વધારે જોરથી ફૂંકાવા લાગે ખરો? એક મુઠ્ઠી હિમ ગગનચુંબી શિખરની ભવ્યતામાં કશો વધારો કરે ખરું? પુત્રના પોશાકની ફૅશન અથવા મૂછ રાખવાની રીતથી તેના પ્રત્યે માના પ્યારમાં કશો ઉમેરો થાય ખરો?

**કવિતા,** તારા વગર તો હું અનાથ બની જાઉં.

**કવિતા**

ગુફાનો અંધકાર જીવન, તુજ વિના આ જગ મહીં,
કફનના ઈંતઝારમાં કો' લાશ રઝળે છે અહીં,
ગગન તારલિયા વિહોણું શુષ્ક કેવું લાગતું,
(એ) લાડ આલિંગન વગરના પ્રેમ જેવું ભાસતું.

રંગ નીલા વગરના સાગર સમું જગ થઈ જશે,
સનાતન એ ઝગારા ને અનંત આથમતું જશે,
એ બાગ જેમાં ફૂલ નહિ, ઝાકળ નહિ, લીલેપ નહિ,
બુલબુલ વગરની જેમ સંધ્યા વસંતની લાગે અહી:

વૃક્ષો કાળાં ઉઘાડાં, નિર્જીવ અને નહિ પાન ત્યાં;
નવેમ્બર કાયમ, નહિ હેમંત શરદ વસંત જ્યાં,
ઉદાસી કંગાલિયત ને જંગલી જનતા હશે,
ને ગીત ગાયા વગરનાં, ફનકાર વિણનાં, રહી જશે.

**અવાર લોકોમાં કહેવાય છે:** "જગતના સર્જન પહેલાં એકસો વરસે કવિ પેદા થયેલો." આમાં સાફ આશય એવો છે કે જગતના સર્જનમાં કવિએ ભાગ ન લીધો હોત તો તે આટલું રળિયામણું કદી ન જ બન્યું હોત. અમે ચાર ભાઈઓ અને એક બહેન હતાં. તેમાં બહેન સૌથી મોટી હતી. અમારા વિસ્તારની તમામ સ્રીઓની જેમ તેની જિંદગી પણ ખૂબ મહેનત, ગમગીની, અને આંસુથી ભરેલી હતી. બાપુ ઘણી વાર કહેતા:

"તમે ચાર ભાઈઓ છો, પણ તમારે એક જ બહેન છે. એની સંભાળ રાખો. બહેન કરતાં વધારે નિકટનું સ્વજન તમારે બીજું કોઈ નથી."

સાવ ખરી વાત — મારું સૌથી નિકટનું સ્વજન મારી બહેન છે. પરંતુ મારે એક બીજી બહેન પણ છે, અને હું કહી શકું એમ નથી કે કઈ બહેન મને વધારે વહાલી છે. એ બીજી બહેન એટલે કવિતા. તેના વગર મારું જીવન શૂન્ય છે.

ઘણી વાર મને વિચાર આવે છે કે તેનું સ્થાન શું લઈ શકે. બેશક, મારા જીવનમાં હજુ પર્વતો, હિમ અને ઝરણાં, વર્ષા અને તારલિયા, સૂરજ અને અનાજનાં ખેતરો કાયમ છે... પરંતુ કવિતા વગર પર્વતો અને વર્ષા, ફૂલો અને સૂરજમાં શું છે? અને એ સૌ વગર કવિતામાં શું છે? કવિતા વગર તો પર્વતો ખાલી પથ્થર અને માટીનો ગંજ બની જાય, વરસાદ કેવળ અણગમતાં ખાબોચિયાં અને ભીનાશ બની જાય, અને સૂરજ ખાલી તાપ વેરતી આસમાની વસ્તુ બની જાય.

હું ફરી ફરીને મારાં મનને પૂછું છું: કવિતાનું સ્થાન શું લઈ શકે? બેશક, દુનિયામાં સુદૂર ભૂમિઓ છે, પંખીઓનાં ગાન છે, ધબકતાં હૈયાં છે. પરંતુ કવિતા વગર કોઈ પણ ચીજ જેવી છે એવી ન રહે. જગતમાં દૂર સુદૂર આવેલા મનોહર દેશો ખાલી ભૌગોલિક ખ્યાલો બની જાય, મહાસાગર પાણીનો નિરર્થક જથ્થો બની જાય, પંખીઓનાં ગાન માદાને નરના દૈહિક સાદ જ બની જાય, નીલું આસમાન કેટલાય વાયુઓનું સંયોજન બની જાય, અને હૈયાના ધબકારા કેવળ નસોમાં રુધિરનું વહન બની જાય.

બેશક, મૃદુતા, ભલાઈ, કરુણા, પ્રેમ, સૌંદર્ય, હિંમત, ધિક્કાર, અને અભિમાન પણ હોય છે. પરંતુ તેઓ જેવી રીતે કવિતાના જનક છે એવી જ રીતે એ સર્વ પણ કવિતામાંથી ઉદય પામેલા ખ્યાલો છે.



કવિતા વગર તેઓ નિષ્પ્રાણ હોય છે અને તેમના વગર કવિતા નિષ્પ્રાણ હોય છે.

મારી કવિતા મારું સર્જન કરે છે અને હું મારી કવિતાનું સર્જન કરું છું. એકબીજા વગર અમે સાવ નિર્જીવ છીએ, અમારું અસ્તિત્વ જ નથી. મારી કાયામાં સ્નાયુ અને હાડકાં છે. અજાણ્યો માણસ એક નજર નાખીને કહી ન શકે કે મારાં કયાં હાડકાં સાબૂત અને મજબૂત છે, અને કયાં હાડકાં એક વાર ભાંગીને પાછાં જોડાઈ ગયેલાં છે. પરંતુ એક્સ રે મારી કાયાની આરપાર જોઈ શકે અને છૂપું ને ગુપ્ત બધું અજાણ્યા માણસની નજર સામે જાહેર કરી શકે.

મારું મન તો તેની નજરથી મારી પાંસળીઓ કે ફેફસાં કે કરોડ કરતાં પણ વધારે ગોપિત છે. પરંતુ મારી કવિતાનાં કિરણો મારી આરપાર જઈ શકે અને મારા પ્રત્યેક મનોભાવને બીજા લોકોની સમક્ષ જાહેર કરી શકે. મારું મન કવિતાનાં જાદુઈ કિરણો વડે ઝળહળિત થાય ત્યારે અનાવૃત અને પારદર્શક બની જાય છે, નજર સામે ખુલ્લું થઈ જાય છે. ત્યારે લોકો મારી આરપાર જોઈ શકે છે.

આધુનિક પૃથક્કરણ યંત્રોની રચનામાં હજારો તાર અને સરકીટો હોય છે. અંતહીન સંખ્યાઓના અત્યંત જટિલ કાર્યક્રમો એવાં યંત્રોમાં દાખલ કરવામાં આવે છે. અગણિત તાર અને સરકીટોમાંથી વીજળીનો પ્રવાહ પસાર થાય છે. એવા જટિલ યંત્રની સઘળી પ્રક્રિયાઓને આંખ અને મગજ જોઈ કે સમજી ન શકે. પછી યંત્ર એક સંખ્યા આપે. એ જ તેનો આખરી જવાબ, આખરી પરિણામ, હોય છે.

કોઈ કદી ન કળી શકે કે મારી કાયાનાં અસંખ્ય સરકીટોમાંથી કેવા અનુભવો, પ્યાર અને નફરતના કેવા પ્રવાહો, પસાર થાય છે. પરંતુ તેના પરિપાક રૂપે એક કાવ્યનો ઉદય થાય છે, મારી હસ્તીમાંથી પસાર થતા જીવનના અનુભવોનું મારું મન તારવી શકે એવું અંતિમ અને ચરમ તારણ એ કાવ્ય હોય છે.

મેં દુનિયામાં ખૂબ સફરો ખેડી છે. પગપાળા અને ઘોડેસવાર થઈને, વિમાનની સીટમાં આરામથી બેસીને આભાસી નીંદરઘેનમાં, રેલગાડીના ડબ્બામાં ઉપલા પાટિયા પર બિછાનામાં લંબાવીને, અથવા રાજમાર્ગો પર વેગથી દોડતી મોટરમાં.

મને પગ ઘસતો અથવા ઘોડેસવાર થઈને જતો જોઈને લોકોને કદાચ થયું હશે: "અરે, આ તો રસૂલ હમઝાતોવ એકલા જાય છે. એકલા એમને સફર નીરસ લાગતી હશે!" પણ મને કદી એકલવાયું નથી લાગ્યું. મારી બહેન કવિતા સદા મારી જોડે રહી છે. અમે ક્યારેય એક પળ પણ અળગાં નથી પડયાં. ક્યારેક તો નીંદરમાં પણ હું કવિતા રચું છું, અથવા મેં લખેલાં કાવ્યો યાદ કરું છું, અથવા અન્ય કવિઓનાં કાવ્યોનો પાઠ કરું છું.

હું માનતો કે દુનિયામાં બહુ થોડા કવિઓ હશે, અને બીજા લોકો જોડે જિંદગી ગુજારવામાં કવિઓને કંટાળો આવતો હશે. દરેક ઈન્સાનને જીવનમાં કોઈ ખાસ રસ હોય છે, જેને વિશે તે મિત્રો અને પાડોશીઓ જોડે વાતચીત કરી શકે—પોતાનું કામ, પત્ની, પગાર, રજાનો દિવસ, ઘર, માછલાં પકડવાનો શોખ, સિનેમા, અથવા બીમારીઓ... હું માનતો કે કવિ પણ બીજા લોકો જોડે આવી બાબતોની ચર્ચા જરૂર કરી શકે, પરંતુ જગતના તેના કાવ્યાત્મક કલ્પનમાં, તેની કવિતામાં, તેનો સહભાગી કોણ થઈ શકે?

પછી મને સમજાયું કે બિનકવિઓ ક્યાંય હોતા જ નથી. દરેક ઈન્સાન પોતાના દિલના ઊંડાણમાં અમુક અંશે કવિ હોય જ છે. ગમે તેમ પણ, દોસ્તને મળવા તેના સાકલ્યામાં આવતા દોસ્તની જેમ, આપણામાંના દરેકની પાસે કવિતા આવે છે જરૂર.

આપણા લોકોનો ગીત પ્રત્યેનો ભાવ બાળકો પ્રત્યેના પ્યાર જેવો સ્વાભાવિક અને સ્વયંસ્ફુરિત હોય છે. ખરેખર, આપણે સૌ કવિઓ છીએ. ફેર માત્ર એટલો જ હોય છે કે અમુક લોકોને કાવ્ય લખતાં



આવડતું હોય છે એટલે તેઓ લખતા હોય છે, અમુક લોકો માનતા હોય છે કે પોતાને કાવ્ય લખતાં આવડે છે એટલે લખતા હોય છે, અને અમુક લોકો કોશિશ પણ નથી કરતા. કોશિશ ન કરનારા લોકો જ કદાચ ખરા કવિઓ હોય. કોણ કહી શકે?

એક જમાનામાં હું કવિતા નહોતો લખતો. એ વખતે હું શું ઓછો કવિ હતો? મારા દિલના ધબકારા શું મંદ હતા, અથવા મારા લોહીમાં ઉષ્મા શું ઓછી હતી? ગમ અથવા ખુશી અનુભવવાની મારી શક્તિ કે નવું જાણવાની મારી ઉત્કંઠા શું ઓછી હતી? એ વખતે મને ધરતી શું આજના કરતાં ઓછી રળિયામણી લાગતી હતી? કાળાં વાદળો વચ્ચે ખુલ્લા આસમાનની સાંકડી પટ્ટીમાં મોટો નીલો તારલિયો જોઈને હું એ વખતે પણ આજના જેટલો જ રોમાંચ શું નહોતો અનુભવતો? ઝરણાના કલકલ ધ્વનિમાં મને સંગીતના સૂર શું નહોતા સંભળાતા? પંખીઓના ટહુકાર અને ઘોડાની હણહણાટી સાંભળીને મારા હૈયામાં ભાવોના ઉછાળા શું નહોતા આવતા? પુરાણા જમાનાનું કોઈ ગીત અથવા પૂર્વજોની ગૌરવગાથાઓ સાંભળીને મારી આંખોમાં શું આંસુ નહોતાં છલકાતાં?

**મને યાદ છે** કે હું છોકરો હતો ત્યારે મેં એક પાડોશીને ત્યાં તેનો ઘોડો ચારવાનું કામ કેવી રીતે કરેલું. ત્રણ દિવસની મહેનતના બદલામાં એ પાડોશી મને ફક્ત એક વાર્તા કહી સંભળાવતો.

**મને યાદ છે** કે એ વખતે ભરવાડો પાસે જવા માટે હું કેવી રીતે પહાડ ઉપર ચડતો. ઉપર પહોંચવામાં અરધો દિવસ લાગતો, અને પાછા નીચે ઊતરવામાં પણ અરધો દિવસ લાગતો. હું ત્યાં ફક્ત એક કાવ્ય સાંભળવા માટે જતો.

ઊનતસુકુલની નાસપાતી, ગિમરાની અંગૂર, બુત્સ્રાનું મધ, અને અવાર ગીતો!

**મને યાદ છે** કે હું નિશાળમાં બીજા ધોરણમાં હતો ત્યારે મારા

વતનના ગામ ત્સાદાથી પગ ઘસતો બુત્સ્રા ગામે ગયેલો. ફાસલો વીસ કિલોમીટરનો હતો અને રસ્તો સીધા પહાડી ચઢાણનો હતો. કારણ ફક્ત એટલું જ કે ત્યાં બાપુના એક જઈફ દોસ્ત રહેતા હતા અને તે ઘણાં પુરાણાં ગીતો, કાવ્યો અને વાર્તાઓ જાણતા હતા. જઈફ આદમીએ પૂરા ચાર દિવસ સવારથી સાંજ સુધી મને કાવ્યો અને ગીતો સંભળાવ્યાં. મેં ગીતો લખી લેવાની પૂરી કોશિશ પણ કરી. દફતરમાં કાવ્યો અને ગીતો ભરીને હું પાછો ઘેર જવા નીકળ્યો ત્યારે મારા મનમાં બેહદ ખુશી હતી.

રસ્તામાં બુત્સ્રા ગામ નજીક આવેલો પહાડ ઓળંગવો પડે છે. હું ટોચ પર પહોંચ્યો ત્યારે અચાનક કેટલાય મોટા વિકરાળ કૂતરા મારી તરફ ધસી આવ્યા. મને તો ખબરેય ન પડી કે એ બધા ક્યાંથી નીકળી આવ્યા હશે. ઓછામાં ઓછા એક ડઝન જેટલા હશે. વહાણ તરફ ધસતી ટોર્પીડોની જેમ કૂતરા હરિયાળું મેદાન ધસમસાટ પાર કરી રહ્યા હતા. ઉઘાડાં જડબાં અને ચળકતા પીળા દાંત મને દેખાવા લાગ્યાં. કૂતરાઓએ એક મિનિટમાં મને પીંખી નાખ્યો હોત. અચાનક ભરવાડનો સાદ સંભળાયો:

"જમીન પર લાંબો થઈ જા! પછી જરાય હલતો નહિ!"

એકદમ જમીન પર લંબાવીને હું મડદાની જેમ સ્થિર પડયો રહ્યો. મારામાં જરાય હલવાની હિંમત નહોતી, અને મને લાગે છે કે મારો શ્વાસ પણ અટકી ગયેલો. ફક્ત મારું હૈયું જમીનમાં ખૂબ જોરથી ધબકારા બોલાવતું હતું. મને થયું કે ધબકારાનો અવાજ કદાચ સંભળાતો હશે. કૂતરા જાણે આભા બની ગયા, અને મને તેમ જ કાવ્યોથી ભરેલા મારા દફતરને સૂંઘવા લાગ્યા. જાણે ભૂલ થઈ હોય એમ એકબીજાને ઠપકાની નજરે જોતા સૌ કૂતરા કલ્પિત શિકારનો પીછો કરવા ધસમસાટ બીજી તરફ ધસી ગયા. થોડી વારમાં એ બધા પહાડી પગદંડીના વળાંકમાં અદૃશ્ય થઈ ગયા.



ભરવાડ ઘેટાંનું ટોળું લઈને મારી પાસે પહોંચ્યો ત્યાં સુધી હું ભોંય પર નિશ્ચલ પડયો રહ્યો.

"કોનો દીકરો?" તેણે પૂછ્યું.

"હમઝાતનો, ત્સાદાના રહેવાસી. મારું નામ રસૂલ." મેં જાણી જોઈને બાપુનું નામ લીધું. મને હતું કે એથી ભરવાડ મારી તરફ ખાસ કાળજી બતાવશે અને મને ઈજાથી બચાવશે.

"અહીંયાં પહાડ ઉપર શું કરવા આવ્યો છે?"

"બુત્સ્રા ગયેલો... કાવ્યો લાવવા... દફતરમાં છે."

ભરવાડે કાવ્યો કાઢીને જોયાં.

"તો તારે પણ કવિ બનવું છે, એમ ને? અને કૂતરાથી ડરી ગયો? તેં પસંદ કરેલા માર્ગમાં આથી બદતર કૂતરા તારી ઉપર હુમલા કરવાના. એ કંઈ તારાં કાવ્યો સૂંઘીને ચાલ્યા નહિ જાય. કદી ડરવું નહિ, કદી નહિ. તને ખબર છે કે આ કયો પહાડ છે? હાજી મુરાત આ પહાડ ઉપરથી છલંગ મારીને છટકી ગયેલા, અને હથિયારબંધ સિપાહીઓ હાથ ઘસતા રહી ગયેલા. સિપાહીઓ ખાલી હાથે પાછા ગયા અને હાજી મુરાતની જિંદગી બચી ગઈ. ઈન્સાનનું વતન પહાડોમાં હોય તો પહાડો પણ તેની જિંદગી બચાવી શકે."

હું માનતો કે મને જકડી રાખતી કાવ્યાત્મક ઉત્તેજના, મારા મનમાં નિરંતર કાયમ રહેતી બેચેની, મારા દિલમાં વસી ગયેલો પ્યાર, અને મારા લોહીનો તરવરાટ—આ બધું ક્ષણિક છે અને થોડા વખતમાં વીતી જશે. પણ મારા વાળ સફેદ થઈ ગયા છે, મારાં બાળકો મોટાં થઈ રહ્યાં છે, મારાં પુસ્તકો પુરાણાં થઈ ગયાં છે, તોયે તેમાંથી એક પણ લાગણી મને તજી નથી ગઈ. મારી કવિતા નિરંતર મારા સંગાથમાં રહી છે.

હવે હું તેને સંબોધું છું:

કવિતા, દુનિયામાં મારી લાંબી સફરો દરમિયાન અને આખી જિંદગી દરમિયાન તેં મને ક્યારેય તજી નથી દીધો. હવે મેં ગદ્યસાગરના અફાટ વિસ્તારોની સફર શરૂ કરી છે ત્યારે પણ તું મને તજી નહિ દે. હું જાણું છું કે કહાણીને પ્રાસમાં બાંધવાની કોશિશનો કશો અર્થ નથી. એથી તો સરસ કહાણી પણ નબળી કવિતામાં પલટાઈ જાય. પરંતુ મીઠું જેમ ખોરાકનો સ્વાદ બહેતર બનાવે છે એવી જ રીતે કવિતા કહાણીને બહેતર બનાવી શકે. તેના વગર મારી જિંદગી ફિક્કી અને બેસ્વાદ બની ગઈ હોત. પહાડી વિસ્તારોમાં અમે મહેમાનોને જમણ પીરસીએ ત્યારે બાજુમાં મીઠું મૂકવાનું કદી ભૂલતા નથી.

ગદ્યનું ઉડાન લાંબાં અંતરોને આવરી લે છે, પરંતુ કવિતા વધારે ઊંચે ઊડે છે. ગદ્ય મોટા વિમાન જેવું હોય છે, જે આખી પૃથ્વી ફરતું સહેલાઈથી ઊડી શકે છે, પરંતુ કવિતા તો લડાયક અથવા પીછો કરતા વિમાન જેવી હોય છે. તે નીલા આસમાનમાં ધસી જાય છે, અને મોટું વિમાન ભલે ગમે એટલે ઊંચે ઊડતું હોય તો પણ તેને ઝબકારામાં આંબી જાય છે.

મારી મંછા મારા પુસ્તકમાં વિવિધ માધ્યમોનો સુમેળ સાધવાની અને તેને અવારિસ્તાનની સરહદોની પાર મોકલવાની છે. શા માટે નહિ? અમારી કવિતા દાઘેસ્તાનની સરહદોથી ખૂબ દૂર વસતા ઈન્સાનોનાં દિલોમાં પહોંચી ગઈ છે. અમારી કેટલીક કહાણીઓને પણ સરહદ પાર કરવાની પરવાનગી હાંસલ થઈ છે. એ સાચું કે અમારી નાટ્યકૃતિ હજૂ અમારા વિસ્તારોમાં જ ગોંધાયેલી પડી છે. કદાચ તેના ઓળખપત્રોની ચકાસણી થઈ રહી હશે, અથવા તેને સદાચરણ અને રીતભાત શીખવવામાં આવી રહ્યાં હશે.

હું નાટક લખવાનું નક્કી કરું તો તેની ઘટનાઓ આખા દાઘેસ્તાનમાં, તેનાં ગામો અને શહેરોમાં, તેમ જ દુનિયાના તમામ



દેશોમાં અને આખા જગતમાં બનતી હોય. રંગભૂમિનાં દૃશ્યોમાં પર્વતો, આસમાન, વેગીલી નદીઓ, સાગર અને ધરતી સામેલ હોય. ઘટનાઓનો સમય સદીઓને આવરી લે, વર્તમાન અને સમગ્ર ભવિષ્યને આવરી લે. હું હજારો વરસોના ગાળા અને ઝબૂકતી પળોને એકબીજામાં ભેળવી દઉં. તેનાં પાત્રોમાં હું, બાપુ, મારાં બાળકો, મારા દોસ્તો, લાંબા વખત પહેલાં મરી ગયેલા માણસો, અને હજુ પેદા થનારા ઈન્સાનો હોય.

એ નાટક મારી જિંદગીનું મહાન સાહિત્યિક સર્જન બને, મારી 'યુદ્ધ અને શાંતિ', 'ડોન કિહોટે', 'અલૌકિક વિનોદિકા' કૃતિ બને. પરંતુ એ નાટક લખવાની હિંમત મારામાં નથી. હકીકતમાં, ભાવિ પુસ્તકની દીવાલમાં એક પણ "નાટ્યાત્મક" ઈંટ ગોઠવવાનું જોખમ હું નહિ ખેડું. હું નાટ્યલેખનને કોઈ બીજા સમય માટે મુલતવી રાખી દઈશ, અથવા બહેતર છે કે તેને બીજા લેખકો માટે રહેવા દઉં. હું તો વારાફરતી કાવ્યો અને ગદ્ય લખતો રહીશ. કવિતા વેગીલી ઘોડેસવારી જેવી હોય છે, અને ગદ્ય પગપાળા ચાલવા જેવું હોય છે. હું ક્યારેક નીચે ઊતરીને પગપાળો ચાલીશ, અને ક્યારેક ઠેકડો મારીને ઘોડા પર સવાર થઈ જઈશ. બનશે ત્યારે હું બયાન કરીશ, અને બયાન નહિ કરી શકું ત્યારે મારી વાત હું ગાઈને કરીશ. હું અવસ્થાનું શાણપણ ધરાવું છું, અને તારુણ્યનો તરવરાટ પણ ધરાવું છું. મારું તારુણ્ય ગીત ગાશે અને મારું શાણપણ ગદ્યમાં વાત કરશે.

મારી હસ્તીમાં વિવિધ પ્રકારના લોકો જિંદગી જીવે છે. ક્યારેક હું જમતી વેળા શિષ્ટાચારનું પાલન કરીને સાફ નેપકિનનો ઉપયોગ કરું છું અને કાંટો ડાબા હાથમાં પકડી રાખું છું, અને ક્યારેક હું પાડોશીઓ ભેગો ભોંય પર બેસી જાઉં છું, બેઉ હાથમાં બોટી લઈને લહેરથી ખાઉં છું, અને ભેગા બુઝાના ઘૂંટડા ભરું છું.

હું શહેરમાંથી પહાડી વિસ્તારમાં જવા નીકળું છું ત્યારે શહેરના લોકોની રીતભાત મુજબ ભેટ આપવા સરસ શરાબ અને ફળો લઈ જાઉં છું. ભરવાડોની હેતાળ અને સાદી મહેમાનદારી માણીને હું શહેરમાં પાછો ફરું છું ત્યારે કતલ કરેલું આખું ઘેટું ઘોડા પર લાદીને ભેગું લઈ આવું છું.

સાગર તો ક્યારેક શાંત, ક્યારેક ખુશમિજાજ, ક્યારેક ખીજે ભરાયેલો, અને ક્યારેક પ્રકોપથી ઉછાળા મારતો હોય. એવી જ રીતે, વિવિધ પાત્રો મારી હસ્તીમાં જિંદગી જીવે છે.

એક વાર ભેખડની કિનારીએ બેઠેલાં એક તરુણ અને તરુણીને મેં આલિંગન કરતાં જોયેલાં. બેઉ એવા ગાઢ આલિંગનમાં હતાં, એવાં એકરૂપ થઈ ગયેલાં, કે તેમનું એક જ છાયા જેવું દૃશ્ય તો નજરે પડતું હતું, પણ તેઓ અલગ અલગ દેખાતાં નહોતાં.

બરાબર એવી જ રીતે, મારી હસ્તીની અંદર ખુશી ને ગમ, આંસુ ને ઉલ્લાસ, તાકાત ને કમજોરી અવિભાજ્ય રૂપે વસેલાં છે.

અશ્વ ઊભો નવ થયો, પાછલા પગ ઉપરે;
ન ઉશ્કેરાયો ન અધીરો, એ ચોકું ચડવા પરે;
દાંત ધોળા ચમકતા જેમ અશ્વે મોં ઉઘાડિયું,
જેમ માનવ નમાવે છે, તેમ માથું નમાવિયું.

કેશવાળી દીર્ઘ સાથે, જઈ જમીં પર તે અડ્યું,
લાલરંગે ચમકતું અગ્નિશિખાશું લાગતું.
અને મેં જોયું બરાબર, મને પણ મનમાં થયું,
કે અશ્વ હાસ્ય રેલાવતો, પણ ફરી મેં વિચારિયું.

કોણ ના મૂંઝાઈ જાએ, ચિત્ર આવું જોઈને?
વધારે સમીપ જઈ અને જોયું ફરીને,



અશ્વ નહિ હસતો હતો, પણ ખરેખર રોતો હતો,
માનવીની જેમ માથું, જમીન પર ઝુકાવતો.

ગમગીન, મોટી બદામો જેવાં જ એ નયનો હતાં;
આંસુએ ઘેરાયેલાં મને સ્પષ્ટ દેખાતાં હતાં.
અરે મિત્રો, સમીપ આવી, હું હસું ત્યારે તમે,
સમીપ આવી ફરીથી, બરાબર જોજો મને.

**મારી નોટબુકમાંથી:** પહાડી વિસ્તારમાં સિયુખ ગામના એક રહેવાસીએ કરાડ ઉપરથી નીચે નજર નાખી. તળેટીમાં સફેદ વાદળું જોઈને તેને થયું કે મુલાયમ સફેદ ઊનનો ઢગલો પડ્યો છે.

એટલે તેણે ઉપરથી ઠેકડો માર્યો.

પોચા વાદળ અને ઊન કે રૂના ઢગલા વચ્ચે ભલે ગમે એટલું સામ્ય હોય, પરંતુ એ બન્ને એકસરખાં તો નથી જ, અને કદી બનશે પણ નહિ.

કેવળ રૂપનો ખ્યાલ રાખીને લખવામાં આવેલું પુસ્તક રૂપની દૃષ્ટિએ ભલે ગમે એટલું સુંદર હોય, પરંતુ માનવીના હૈયાને તે કદી ન જ સ્પર્શી શકે.

મહત્ત્વની બાબત ફક્ત રૂપની જ નથી. આખી જિંદગી દરિયાકિનારે ગાળનારો એક માછીમાર એક વાર જંગલમાં જઈ ચડ્યો. ત્યાં તેણે કીડીનો રાફડો જોયો. તેને થયું કે આ તો કૅવિયારનો* ગંજ છે. જેણે દરિયો કદી જોયો જ નહોતો એવા એક પહાડવાસી આદમીને કૅવિયારનો ગંજ બતાવવામાં આવ્યો ત્યારે તેણે તેને કીડીનો રાફડો સમજી લીધો.

* કૅવિયાર — એક ખાસ પ્રકારની માછલીનાં ખૂબ સ્વાદિષ્ટ ગણાતાં ઈંડાં.

**ફરી મારી નોટબુકમાંથી :**

એક જ છાતી ઝીલે ગોળી, ચંદ્રકને લટકાવે;
એક જ માશૂક રીસાએ ને મમતાથી મલકાએ,
જોડી અધરની એક, તે કપટ મધુરતા છલકાવે;
ગગન એકનું એક, બાજ ને હોલું વિચરાવે.
એક જ વાદળ નાનું, આભે કરા વીજળી વરસાવે;
એક જ ખીંટી એકી સાથે, કુમુઝ કટારને ઝુલાવે.

**વળી મારી નોટબુકમાંથી :** પહેલી વાર પ્રેમમાં પડેલી એક પહાડી તરુણી પ્રભાતે બારીમાંથી બહાર નજર નાખતાં જ બોલી ઊઠી:

"કેવાં સુંદર વૃક્ષો, મોરથી લચી પડે છે!"

"તને ઝાડવાં ઉપર મોર વળી ક્યાંથી દેખાણો?" માએ કહ્યું. "એ તો હિમ છે. શરદ પૂરી થવા આવી છે, બલકે શિયાળો બેસી ગયો છે."

પ્રભાત તો એનું એ જ હતું, પરંતુ એક સ્રીને તેમાં વસંતનું રૂપ નીતરતું દેખાયું, જ્યારે બીજીને શિયાળો નજરે પડયો. મારી હસ્તી એક જ છે પરંતુ તેની અંદર એકબીજાથી નિરાળા બે ઇન્સાનો જિંદગી જીવે છે—એક તરુણ અને એક વૃદ્ધ, ફૂલમંજરી અને હિમ, વસંત અને શિયાળો. એટલે મારા પુસ્તકમાં કાવ્યો અને ગદ્ય બન્ને જોઈને અચરજ ન પામશો.

કદાચ પૂછવામાં આવે કે "તમે એક હાથમાં બે તરબૂચ પકડવાની કોશિશ તો નથી કરી રહ્યા ને?"

મારો જવાબ છે: "ના, એમ નથી."

કારણ કે એકીસાથે જુદાં જુદાં માધ્યમોનો મારો ઉપયોગ ભાતભાતનાં શાકભાજી કાપીને બનાવવામાં આવતી કચુંબર જેવો નથી. હું તો વિવિધ માધ્યમોનો સુમેળ સાધવા માગું છું,



ઉસ્તાદ માળી કોઈ નવું સરસ ફૂલ ખીલવવા માટે એક છોડમાં વિવિધ કલમો રોપે એવી રીતે તેમનો સમન્વય સાધવા માગું છું.

હું નથી જાણતો કે પરિણામ કેવું આવશે. પરંતુ કોઈ પણ નવું કાર્ય હાથમાં લેતી વેળા હાલત શું એવી જ નથી હોતી? આગ પેટાવતી વેળા તેનાં શક્ય પરિણામોની આગાહી ન થઈ શકે. એ કારણે, દરેક વેળા આગ પેટાવીએ ત્યારે ગભરાઈ તો ન જ જવાય. હું દીવાસળી સળગાવું છું અને આડો હાથ રાખીને તેની ઉપર સૂકી ડાળખી ધરું છું. ડાળખી સળગી ઊઠે છે. મને બીક નથી લાગતી કે આ કમજોર અને ધીમી જ્યોતિ વીફરેલા પશુમાં પલટાઈ જશે અને તેને કોઈ કાબૂમાં નહિ આણી શકે. મને એવો ખ્યાલ જ નથી આવતો. હું તો ફક્ત આગ પેટાવું છું.

શામીલે પોતાની તલવાર ઉપર આવા શબ્દો કોતરાવ્યા હતા: "ઘોડેસવાર થઈને રણમેદાનમાં જતો ઇન્સાન પરિણામોના વિચારોમાં ડૂબી જાય તો તે બહાદુર ન હોય."

**એક બીજી વાત :** સાપનું ઝેર પણ કાબેલ માણસના હાથમાં હોય તો ફાયદો કરે, બેવકૂફના હાથમાં મધ પણ નુકસાન કરે.

**વળી એક વાત :** કહાણી કહી ન શકો તો ગાઈને સંભળાવો, ગાઈ ન શકો તો કહીને સંભળાવો.



## શૈલી

અવાજથી ગાયક પરખાઈ જાય,
અને ભાતોની પસંદગીથી સોની.
(કુબાચી કારીગરીના એક નમૂના પર અંકિત શબ્દો)

"ઘાંટા કેમ પાડે છે?"
"ઘાંટા નથી, બોલવાની મારી રીત જ એવી છે."
(પતિ અને પત્ની વચ્ચે સંવાદ)

"તમારાં કાવ્યો કવિતા જેવાં નથી."
"લખવાની મારી રીત જ એવી છે."
(વાચક અને કવિ વચ્ચે સંવાદ)

ગામના મોટેરાઓ મસલત કરવા ભેગા મળે, તેને અમારે ત્યાં ગોદેકાન કહેવામાં આવે છે. ગોદેકાનમાં હાજર રહેવાની અમને છોકરાઓને છૂટ નહોતી.

એક વાર આન્દી ગામનો એક માણસ આવ્યો અને આખો એક કલાક ગોદેકાનમાં બોલતો રહ્યો. સૌ તલ્લીન થઈને સાંભળતા રહ્યા. કોઈએ જરા સરખીયે ખલેલ ન પાડી. અમને થયું કે આન્દીનો માણસ જરૂર કોઈ અગત્યની ખબર લાવ્યો હશે, એટલે જ સૌએ તલ્લીન થઈને આટલી બધી વાર એની વાત સાંભળી હશે.

હું પાછો ઘેર પહોંચ્યો ત્યારે મેં બાપુને પૂછ્યું:

"આન્દીનો માણસ શી ખબર લાવેલો?"

"અરે, અમે ત્સાદાના રહેવાસીઓએ એની એ જ વાત



ઓછામાં ઓછી વીસ વાર સાંભળી હશે. પણ આ માણસ એવું સરસ બોલે છે કે મન હોય કે ન હોય તોપણ સાંભળ્યા વગર રહેવાય જ નહિ. તકરીરનો ખરો ઉસ્તાદ છે, અલ્લા એને લાંબી જિંદગી બક્ષે!"

**વ્યક્તિગત શૈલી વિશે થોડુંક.** દરેક જનાવર શિકારીને થાપ આપવાની પોતાની આગવી તરકીબ કે રીત જાણતું હોય છે. દરેક શિકારી શિકારને આંબી જઈને પકડી લેવાની પોતાની આગવી રીત ધરાવતો હોય છે. એવી જ રીતે, દરેક લેખક પોતાની આગવી રીત, કામની પદ્ધતિ, લાક્ષણિકતા, વ્યક્તિગત શૈલી ધરાવતો હોય છે.

યુવાન કવિ તરીકે સાહિત્ય મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવા હું પહેલી વાર મોસ્કો પહોંચ્યો ત્યારે જાણે અચાનક જ કોઈ તદ્દન નવા અને અપરિચિત વાતાવરણમાં જઈ ચડયો. દરેક બાબતમાં મારે માટે બોધપાઠ હતો... ખુદ મોસ્કો શહેર, ચર્ચાપરિષદો, તેમાં વિખ્યાત કવિઓ અને પ્રોફેસરો, સહપાઠીઓ, અને હોસ્ટેલમાં મારી ભેગા રહેતા સાથીઓ. ચારેબાજુથી પડતા સલાહસૂચનોના ધોધમાં હું થોડો વખત મારી સમતુલા ખોઈ બેઠો અને નવી રીતે લખવા લાગ્યો. અવાર સાહિત્યમાં અગાઉ કદી જોવામાં ન આવેલી વિચિત્ર શૈલી મેં અપનાવી.

હું કબૂલ કરી લઉં કે મારાં કાવ્યોના રશિયન અનુવાદ જોવા એ વખતે હું ખૂબ ઉત્સુક હતો. મારે રશિયન વાચકો પાસે પહોંચી જવું હતું, અને મને લાગ્યું કે મારી નવી શૈલી મને એમની સમીપ લઈ જશે. મારા વતનની અવાર ભાષાના સંગીતને, તેની કવિતાની મધુરપને, હું અવગણવા લાગ્યો. હું માનતો કે સૌથી વધારે મહત્ત્વ તો રચનાનું છે, કેવળ ખ્યાલનું છે. મને લાગતું કે હું આવશ્યક વ્યક્તિગત શૈલી સાધી રહ્યો છું, પણ હવે મને સમજાય છે કે હું તો કેવળ હોશિયારી મારી રહ્યો હતો.



સારા નસીબે મને વખતસર સમજાઈ ગયું કે કવિતા લખવી અને હોશિયારી મારવી એ પરસ્પર અસંગત બાબતો છે. પણ મારા શાણા બાપુ તો એ પહેલાં જ મને સમજી ગયેલા. મારાં નવાં કાવ્યો વાંચ્યાં કે તરત જ એમને સમજાઈ ગયું કે ચરબીદાર દુમ ખાતર હું આખું ઘેટું કુરબાન કરી દેવાની તૈયારી કરી રહ્યો છું, ગમે એટલું પાણી સિંચવા છતાં કશું કદી ન જ ઊગે એવા વેરાન અને પથરાળ ખેતરમાં વાવણી અને ખેડની કોશિશ કરી રહ્યો છું, મને આસમાન વગર વરસાદ જોઈએ છે.

બાપુ આ બધું એકદમ સમજી ગયા, પરંતુ એ સ્વભાવે જ માયાળુ અને સાવચેત હતા. એક દિવસ વાતચીત દરમિયાન એમણે કહ્યું :

"રસૂલ, મને અફસોસ થાય છે કે તારી લખવાની રીત બદલાઈ રહી છે."

"બાપુ, હું હવે મોટો થઈ ગયો છું, અને લખવાની રીતનું ધ્યાન તો નિશાળમાં રાખવામાં આવે. માણસ મોટો થઈ જાય ત્યારે લોકો માત્ર એની લખવાની રીત જ નહિ પરંતુ એ શું લખે છે તે પણ જાણવા ઉત્સુક હોય."



"ખાલી પ્રમાણપત્રો ભરનારા મિલિશિયા કે ગ્રામ્સોવિયેતના મંત્રીની બાબતમાં તારી વાત ખરી ગણાય. પરંતુ કવિને માટે તો એની લખવાની રીત, એની શૈલી, અરધી કામગીરી જેવી હોય છે. કાવ્યમાં વ્યક્ત થતો ખ્યાલ ભલે ગમે એટલો મૌલિક હોય તોપણ કાવ્ય સુંદર સર્જન હોવું જોઈએ — કેવળ સુંદર નહિ પણ પોતાની આગવી રીતે સુંદર. કવિને માટે પોતાની આગવી શૈલી સિદ્ધ કરવી, પોતાની હસ્તીને જાણી લેવી, એટલે હકીકતમાં કવિ બની જવું.

"તને બેહદ ઉતાવળ છે. વેગીલું અને રમતિયાળ તોફાની ઝરણું કદી સાગર સુધી ન પહોંચે, શાંત અને ધીરગંભીર સરિતા એને પોતાની અંદર સમાવી લે.

"વારંવાર માળો બદલતા અને કોઈ એક માળો કદી પસંદ ન કરી શકતા પંખીને અંતમાં એકેય માળો ન રહે. એથી તો પોતાનો માળો બાંધી લેવો શું બહેતર ન ગણાય? તો પછી, પસંદગીની વાત જ ન રહે."

હવે મને ચાળીસ વરસ પૂરાં થઈ ગયાં છે ત્યારે હું મારા ચાળીસ પુસ્તકો લઈને બેસું છું. પાનાં ઊથલાવતાં મને જોવા મળે છે કે મેં વાવેલા ઘઉંના ખેતરમાં બીજાં ખેતરોના છોડવા છે. મેં કદી ન વાવેલા છોડવા છે. એ કદાચ નકામા ઊગી નીકળેલા છોડવા ન હોય — કદાચ જવ, બાજરી કે જુવારના છોડવા હોય. પરંતુ મારા ઘઉંના ખેતરમાં એ બધા વિચિત્ર લાગે છે.

મારાં ઘેટાંના ટોળામાં મને બહારનાં ઘેટાં ભળી ગયેલાં નજરે પડે છે. તેઓ પહાડોની ઊંચાઈ અને હવાથી કદી ટેવાઈ નહિ શકે.

મારી હસ્તીમાં હું ક્યારેક અજાણ્યા ઇન્સાનો પારખી કાઢું છું.



પરંતુ આ પુસ્તકમાં હું જેવો છું એવો જ રહેવા માગું છું. બદતર કે બહેતર, હું જેવો છું એવો જ મને સ્વીકારી લો.

પહાડી વિસ્તારોમાં શાદીની મહેફિલમાં સામેલ થવા આવતો પહાડી માણસ એની પહેલાં પહોંચી ગયેલા માણસોને પૂછે છે:

"સૌ પૂરતા ભેગા થઈ ગયા છો? કે હુંયે આવું અંદર?"

મહેમાનો એને આવો જવાબ આપે છે:

"તમે ખરેખર તમે જ હો તો જરૂર અંદર આવો."

આ મારું પુસ્તક છે, અને તેના વડે મારે સાબિત કરવું છે કે હું હું જ છું. મારે લેખક બનવું છે, લેખકની ભૂમિકા ભજવતો ઇન્સાન નહિ. રંગમંચ પર અદાકાર બ્રાન્ડી કેવી રીતે પીતો હોય છે, તેનો ખ્યાલ કરો. એ ઘેનમાં મસ્ત દેખાય છે, એનો અવાજ ઘોઘરો અને એની વાત ગણગણાટ જેવી લાગે છે, એનું માથું છાતી પર નમી પડે છે. પરંતુ રંગમંચ પર એણે બોટલમાંથી બ્રાન્ડી નહિ પણ ચા પીધી હોય છે, અને ચાથી કોઈને ઘેન ચડે નહિ. મને ખાતરી છે કે બ્રાન્ડી કદી ચાખીયે ન હોય એવા માણસો પણ આ બાબતમાં મારી જોડે સહમત થશે.

લાગે છે કે નાટકમાં કવિનું પાત્ર હોય ત્યારે એ કવિની પંક્તિઓ લખવામાં લેખકને સૌથી વધારે મુશ્કેલી પડે. એટલે જ, નાટકના કથાનકમાં કવિનું પાત્ર હોય તો એ પોતાની કવિતા નથી બોલતું. પરંતુ પોતાનાં કાવ્યો વગરનો એ કવિ કેવો? દુકાનમાં સજાવીને ગોઠવેલા પૂતળા કરતાં એ કઈ રીતે જુદો ગણાય?

મારામાં બીજા કોઈનું સામ્ય ન જ હોવું જોઈએ — ઉમર, પૂશ્કિન, કે બાયરનનું પણ નહિ.

કેટલાક ચોર ભેંસની ચોરી કરીને એનાં શિંગડાં કે પૂંછડી કાપી નાખે છે. વળી બીજા ચોર મોટર ચોરીને એનો રંગ બદલાવી નાખે છે.

પરંતુ ચોરીને ગમે એટલી સિફતથી છુપાવવામાં આવે તોપણ ચોરી એટલે ચોરી જ.

મને સૌથી વધારે ખુશી તો મારા વાચકોના એવા શબ્દો સાંભળીને થાય કે રસૂલે રસૂલની રીતે પુસ્તક લખ્યું છે.

મને ખાલી ચીં ચીં કરતાં પંખીઓ કરતાં ગીત ગાનારાં પંખીઓ વધારે ગમે છે, ઉકરડાના ઢગલામાં ચાંચ મારતાં રહેતાં પંખીઓ કરતાં ગગનમાં ઊડતાં પંખીઓ વધારે ગમે છે, અને ભરચક બારામાં લંગર નાખીને પડેલા જહાજ કરતાં સમુદ્રમાં સફર ખેડતું જહાજ વધારે ગમે છે.

દરેક મોજા ઉપર ઊછળતું નાનકડું હોડકું જુઓ. અને વિશાળ જહાજને જુઓ — તોફાનમાં પણ કેવું અડગ છે!

શરાબનું એક ટીપુંયે પીધા વગર મૂરખાઓ દારૂડિયાની જેમ બરાડા પાડે અને ઝઘડા કરે. પરંતુ શાણા માણસો શરાબનો મોટો પ્યાલો પીધા પછી પણ ધીમે અવાજે, સ્વસ્થ ચિત્તે, અને સમજદારીથી વાતચીત કરે.

રસૂલના પુસ્તક, રસૂલના પુસ્તકને છાજે એવો મોભો ઈન્સાનોમાં જાળવજે.

સાક્લ્યામાં દાખલ થતા અજાણ્યા મહેમાનને એનું નામ અને ઠેકાણું ત્રણ દિવસ સુધી ન પુછાય.

એવી જ રીતે, શું, ક્યાંથી, અને કોનું જેવા સવાલો પૂછ્યા વગર જ મારું પુસ્તક સ્વીકારી લો. એની વાત ખુદ એને જ કહેવા દો.

હું જેવો છું એથી બહેતર કે બદતર બનવા નથી માગતો. વીસ વરસની ઉંમરે તાકાત ન હોય તો પછી ક્યારેય તાકાત આવવાની અપેક્ષા ન રાખવી, કેમ કે એ કદી નહિ આવે. ત્રીસ વરસની ઉંમરે ચતુરાઈ ન હોય તો પછી એની અપેક્ષા ન રાખવી, કેમ કે એ કદી



નહિ આવે. ચાળીસ વરસની ઉંમરે પૈસા ન હોય તો પછી એની અપેક્ષા ન રાખવી, કેમ કે એ કદી નહિ આવે. રશિયન કહેવત એવી છે. પહાડી વિસ્તારોના લોકોમાં કહેવાય છે કે "ઈન્સાન ચાળીસ વરસની ઉંમર સુધીમાંયે ગરુડ ન બની શક્યો હોય તો એ કદી ઊડે નહિ." મારું ગાડું ભલે મારા પોતાના માર્ગે ગબડતું રહે.

વરસાદ પડે ત્યારે બાજુના પહાડ પરથી અગણિત નાનકડી ઝરણીઓ અમારા ગામમાં વહેવા લાગે છે. એ બધી નીચે તળેટીમાં ભેગી થઈને થોડા વખત માટે વરસાદના પાણીનું એક સરોવર રચે છે. પરંતુ એ સરોવરમાંથી તો માત્ર એક જ મોટું ઝરણું વહેતું હોય છે.

ચોમેર ખડા પહાડોમાંથી ઘણી નાનકડી કેડીઓ અમારા ગામે પહોંચે છે. નાનકડાં ઝરણાંની જેમ એ બધી કેડીઓ અમારા ગામમાં ભેગી થાય છે. પરંતુ ગામ છોડીને જિલ્લાકેંદ્રમાં, શહેરમાં, કે એથીયે આગળની દુનિયામાં જવું હોય તો એક જ પહોળી સડક છે.

હું નથી જાણતો કે મારી સરખામણી મારે શાની જોડે કરવી — સડકની જોડે કે ઝરણાની જોડે. હું તો ફક્ત એટલું જ જાણું છું કે મારા અનેક હમવતનીઓના વિચારો, મારા અનેક હમવતનીઓની વાણી, અને મારા અનેક હમવતનીઓની લાગણીઓ, અમારા ગામમાં ભેગી થતી પહાડી ઝરણીઓ અને વાંકીચૂકી પહાડી કેડીઓની જેમ, મારી હસ્તીમાં એકરૂપ થઈ ગયાં છે. મારો પોતાનો પંથ, મારો પોતાનો માર્ગ, મને મારા ગામમાંથી કવિતાની દુનિયામાં લઈ ગયો છે.

હું જગતના ઘણા ભાગોમાં, વિવિધ ભૂમિઓમાં, જઈ આવ્યો છું, મેં ઘણા દેશો અને ભાતભાતના લોકો જોયા છે. ક્યારેક રાષ્ટ્રપતિઓ અને રાજાઓ, ક્યારેક વડા પ્રધાનો, અને ક્યારેક માત્ર પ્રધાનો અને રાજદૂતોના ભવ્ય સમારંભોમાં ભાગ લેવાના પ્રસંગો મને

સાંપડયા છે. એવા સમારંભોમાં બૂટની અણિઓ અને ટાલિયાં માથાં કેવાં ચળકતાં હોય છે, નેકટાઈઓ કેવી ભભકદાર હોય છે, શર્ટના કફ કેવા દૂધ જેવા સફેદ હોય છે, અભિવાદન અને સ્મિત કેટલાં વિનમ્ર હોય છે, પ્રત્યેક શબ્દ અને હાવભાવમાં કેટલી સાવચેતી હોય છે! એવા સમારંભોમાં અદાકારો વડા પ્રધાનો જેવા અને વડા પ્રધાનો અદાકારો જેવા લાગે છે.

એવા સમારંભોમાં મને હંમેશાં અકળામણ થાય છે. મારી જરાય ઈચ્છા ન હોય એવા હાવભાવ હું કરું છું અને એવા શબ્દો હું બોલી નાખું છું. એવા સમારંભોના ચળકાટમાં મને એકાએક મારા વતન ત્સાદાનું મારું ઘર અને તેમાં બેઠેલાં મારાં સ્વજનો દેખાવા લાગે છે, અથવા ક્યાંક કોઈ હૉટલના કમરામાં ભેગા થયેલા આનંદી દોસ્તોની મંડળી દેખાય છે, પરદેશી વાનગીઓને બદલે મને લસણ નાખેલી ખિનકાલ ખાવાનું મન થાય છે. વતનના ઘરમાં દોસ્તો ભેગા ખમીસની બાંયો ચડાવીને ચરબી ટપકતી આંગળીઓ વડે લસણદાર ખિનકાલ પેટમાં પધરાવવામાં કેવી મઝા પડે!

અમુક પુસ્તકો વાંચતી વેળા મને લાગે છે કે લેખક મુત્સદ્દીઓના સમારંભમાં પેશ થઈ રહ્યો છે. તેના વર્તન, રીતભાત, કે વાણીમાં સ્વસ્થતા નથી હોતી.

મારા પુસ્તક, તું મુત્સદ્દીઓના સમારંભમાં મહેમાન બનતું નહિ. તારી અસલી તાસીરને માફક હોય એવા શબ્દો જ તું બોલજે. કેવળ વિનયને ખાતર કશું ન કહેજે.

ઘેર પોતાના પરિવારો, પત્ની અને બાળકો, અથવા મિત્રો જોડે સાવ સ્વાભાવિક આચરણ કરતા માણસો મેં જોયા છે. પણ તેમને ઑફિસની ખુરશીઓમાં જુઓ ત્યારે તેઓ કેવા શુષ્ક, તોછડા, અને કમીના પણ બની શકે છે! તેઓ જાણે એકના એક માણસો લાગતા



જ નથી. હોદ્દાની પ્રત્યેક નવી ઉન્નતિ, પ્રત્યેક નવો અને વધારે ઊંચો હોદ્દો, તેમના સ્વભાવ, આચરણ, અને ચહેરામાં પરિવર્તન આણે છે.

મારા પુસ્તક, તું એકધારું રહેજે, મારી જેમ જ તારી તાસીરમાં ફેર પડવા દઈશ નહિ. ભવ્ય સમારંભોનો મોહ ન રાખવો પણ દોસ્તો અને ઘરના સાદા રસોડાના ધુમાડાને પ્યારા ગણવા, સંગીતભવનોનો મોહ ન રાખવો પણ ખેતરોને પ્યારભરી નજરે નીરખવાં, સભાઓની ધમાલ ન સાંભળવી પણ ધરતીનો અવાજ કાને ધરવો. શું એવું નથી બનતું કે લોકો સંમેલનોમાં એક વાત કરે અને ત્યાર પછી સાવ જુદી જ વાત કરે?

**મારી નોટબુકમાંથી:** દાઘેસ્તાનના કયા વતનીને સુલેમાન સ્તાલ્સ્કીની ફરની મોટી ટોપી, એનો ખુશબોદાર ખાલનો કોટ, અને મુલાયમ ચામડાના એના હલકા બૂટની જાણ નથી? મને ખાતરી છે કે દાઘેસ્તાનનો વતની ન હોય એવો માણસ પણ સુલેમાનના બૂટ અને ફરની મોટી ટોપી વગર એની કલ્પના જ ન કરી શકે.

સુલેમાન સ્તાલ્સ્કીને સરકારે ઇલકાબ એનાયત કર્યો અને મક્સીમ ગોર્કીએ એને વીસમી સદીનો હોમર ગણાવ્યો. સુલેમાનને મોસ્કો જવાનું આમંત્રણ મળ્યું. ત્યાં દાઘેસ્તાન સરકારના એક સભ્ય જોડે એની મુલાકાત થઈ.

"અરે સુલેમાનભાઈ," પ્રધાને કવિને કહ્યું, "આવો લેબાસ પહેરીને મોસ્કોમાં ન ફરાય. તમારે પોશાક બદલી નાખવો પડશે."

દાઘેસ્તાન સરકારે ખાસ વરદી આપીને સુલેમાન સારુ નવો ગરમ સૂટ સિવડાવ્યો, અને નવા બૂટ, કાન ઢંકાય એવી ગરમ ટોપી, તથા આસ્ત્રાખાન કૉલરવાળો ઓવરકોટ ખરીદીને એને આપ્યાં. સુલેમાને દરેક વસ્તુ બારીક નજરે તપાસી જોઈ, ઓવરકોટ કાંડા ઉપર મૂક્યો, બૂટનાં તળિયાં સામસામાં ઠપઠપાવી જોયાં—અને પછી

બધી નવી ચીજોને કઢંગી રીતે લપેટીને બેગમાં મૂકી દીધી.

"આભાર," એણે કહ્યું. "ચીજો બહુ સરસ છે. મારા દીકરા મુસાયિબને બરાબર માફક આવશે. હું તો સુલેમાન જ રહેવા માગું છું. નવો સૂટ અને બૂટની જોડી ખાતર મારું નામ બદલવાનું મને જરાય મન નથી. એમ કરું તો મારા જૂના બૂટ મને કદી માફી ન આપે."

પોતાના વ્યક્તિત્વની બાહ્ય અભિવ્યક્તિ પ્રત્યે પણ આવી લાગણીના સુલેમાનના ગુણનું મારા બાપુ ખૂબ ઊંચું મૂલ્ય આંકતા.

**મારી નોટબુકમાંથી:** સુલેમાનના પુત્રો પિતાને લખતાં શીખવવાની ફરી ફરીને કોશિશ કરતા. દરેક વખતે સુલેમાન પૂરી ગંભીરતાથી શરૂ કરે, પણ થોડા વખતમાં જ કાગળ પેનસિલ બાજુ પર મૂકી દઈને કહે:

"ના, બેટા, હું પેનસિલ હાથમાં લઉં કે તરત જ મારાં કાવ્યો મને છોડીને જતાં રહે છે કારણ કે મારું ધ્યાન કાવ્યો પર નહિ પણ કાળમુખી પેનસિલને પકડવામાં જ વળગેલું રહે છે."

**મારી નોટબુકમાંથી:** એફેન્દી કાપિયેવ સુલેમાન સ્તાલ્સ્કીનો દોસ્ત અને એના કાવ્યોનો રશિયન ભાષામાં અનુવાદક પણ હતો. એમની દોસ્તી જોઈને અમુક હલકટ પામર માણસોને અદેખાઈ આવતી. એવા માણસો સુખ્યાત કવિની નજરમાં કાપિયેવને ઉતારી પાડવાની કોશિશ કરતા અને એની વગોવણી પણ કરતા. તેઓ કહેતા:

"અફસોસની વાત છે કે તમને રશિયન ભાષા નથી આવડતી, સુલેમાન. પણ અમને ખબર છે કે એફેન્દી કાપિયેવ અનુવાદમાં તમારાં કાવ્યોનો દાટ વાળી નાખે છે. ક્યાંક કશુંક ઉમેરી દે છે, ક્યાંક કશુંક કાઢી નાખે છે, અને તમારી પંક્તિઓનો અર્થ મરજી પડે એમ પલટાવી નાખે છે."



એક વાર નિરાંતની વાતચીત દરમિયાન સુલેમાને સવાલ છેડયો.

"દોસ્ત, મેં સાંભળ્યું છે કે તમે મારાં બાળકોને મારો છો."

એફેન્દી ઈશારો પામી ગયો.

"સુલેમાન, તમારાં કાવ્યો તમારાં બાળકો નથી, એ તો તમે છો, તમે પોતે, સુલેમાન સ્તાલ્સ્કી."

"એમ હોય તો ગલઢેરા તરીકે હું મારાં બાળકો કરતાં વધારે આદરને લાયક ગણાઉં."

"સુલેમાન, વધારે મહત્ત્વનું શું ગણાય — કાવ્યની પંક્તિઓની સંખ્યા કે એની શૈલી અને ભાવના? તમારી સામે મદિરા પડી છે. એને ફિક્કી પડી જવા દેશો તો એ ઓછી નહિ થઈ જાય, પણ એમાં આપણને આટલી ગમતી લહેજત નહિ રહે. મદિરાનું માપ નહિ પણ એની ખુશબો, લહેજત, અને કેફ મહત્ત્વનાં છે."

"તમારી વાત ખરી છે, એ જ વધારે મહત્ત્વનું છે."

અને ખરેખર, રશિયન વાચકને સુલેમાન સ્તાલ્સ્કીનાં સર્જનોની ભેટ એફેન્દી કાપિયેવે જ આપી છે.

**મારી નોબુકમાંથી:** એક વાર એફેન્દીએ મને ફરિયાદ કરી કે "તમારા બાપુનાં કાવ્યોની ચાવી કોઈ રીતે પકડમાં આવતી નથી." હમઝાત ત્સાદાસાનાં કાવ્યો પણ એ રશિયન ભાષામાં ઉતારી રહ્યો હતો. "તમારા બાપુનું આગવું તાળું છે. ક્યારેક લાગે કે એ હસી રહ્યા છે, પણ હકીકતમાં ગમગીન હોય. ક્યારેક લાગે કે ગુણગાન ગાઈ રહ્યા છે, પણ હકીકતમાં વ્યંગ કરતા હોય અને હાંસી પણ ઉડાડતા હોય. ક્યારેક લાગે કે ધધડાવી રહ્યા છે, પણ હકીકતમાં વખાણ કરતા હોય. આ બધું હું મનમાં અનુભવું છું, પણ રશિયન ભાષામાં વ્યક્ત કરી શકતો નથી. હું એમના કાવ્યસર્જનની રીતો અને એમની પંક્તિઓના અર્થ રશિયન ભાષામાં ઉતારી શકું છું, પરંતુ વાસ્તવિક જીવનમાં આપણા પરિચિત હમઝાત મને થાપ

આપીને છટકી જાય છે. એમના રશિયન વાચકો સમક્ષ હું એમને એવી રીતે પેશ કરવા માગું છું—આપણ સૌ જોડે સામ્ય ધરાવતા, પણ તે છતાં સૌથી સાવ નિરાળા."

કવિની કવિતા પણ એવી જ હોવી જોઈએ.

**મારી યાદમાંથી:** હવે મારા વતનના ગામમાં મને સૌ કવિ રસૂલ હમઝાતોવ તરીકે ઓળખે છે. પણ એક જમાનામાં મને અક્કલનો ખાં અને બેદરકાર ગણવામાં આવતો. હું કામ એક કરતો હોઉં, પણ બધો વખત મારું મન બીજી કશી બાબતના વિચારોમાં ડૂબેલું હોય. પરિણામે એવું બનતું કે હું શર્ટ ઊંધું પહેરી લઉં, કોટનાં બટન ઉપરનીચે ભીડી દઉં, અને એવી હાલતમાં બહાર નીકળી પડું. હું બૂટની વાધરી બાંધતો જ નહિ, અથવા બાંધી લઉં તો એ તરત જ ખૂલી જતી. લોકો મારી બાબતમાં કહેતા:

"આટલા સુઘડ, વ્યવસ્થિત, અને સુજન આદમીને આવો ગાફેલ અને ઢંગધડા વગરનો દીકરો કેમ થયો હશે? બેમાંથી ઘરડું કોણ અને જુવાન કોણ? વાધરી બાંધવાનું ભૂલી જનારો કે કદી કશું ન ભૂલનારો?"

એવી નકામી વાતોના જવાબમાં હું કહેતો કે "હા, બાપુની ઉંમર મેં લઈ લીધી છે, અને મારી જુવાની એમને આપી છે."

ખરેખર, બાપુ અંતકાળ સુધી જુવાન જેવા જ સુઘડ અને ચપળ રહેલા. બાહ્ય અને આંતરિક બન્ને દૃષ્ટિએ એ હંમેશાં પદ્ધતિસર, શિસ્તબદ્ધ, અને ચોકસાઈભર્યા રહેતા. કોટ પહેરીને ઘરની અગાસીમાં જવાનો બાપુનો ચોક્કસ વખત ગામમાં સૌ કોઈ જાણતું. એ વખતે લોકો પોતાની ઘડિયાળો મેળવી શકતા. લશ્કરમાં ગયેલા એક જુવાન ગામવાસીએ માબાપને કાગળમાં લખેલું કે "સવારે ઊઠવાનો સમય વહેલો છે. જે ઘડીએ હમઝાત એમની



અગાસીમાં નજરે પડે છે, બરાબર એ જ વખતે અમને જગાડવામાં આવે છે."

સવારમાં હમઝાતને મળવા માગતા માણસને ખબર હોય જ કે બરાબર કયે વખતે ખુંઝાહના માર્ગે પહોંચી જવું. હમઝાત દરરોજ કામે જવા ચોક્કસ નિયત સમયે જ નીકળતા.

લોકો એમને વિશે ઘણી વાતો જાણતા—લગામ ઝાલીને ઘોડાને કેટલે સુધી દોરી જશે, કઈ જગ્યાએ ઘોડા ઉપર સવાર થશે, વગેરે. સૌ એમનો પોશાક બરાબર જાણતા—સાદું કાળું શર્ટ, ઘોડેસવારીનું ચુસ્ત પેન્ટ, અને એમણે હાથે બનાવેલા બૂટ. બાપુ રોજ સવારે બૂટને જાતે જ પાલીસ કરી લેતા. એમનો પટ્ટો અને સરસ કાતરેલી દાઢી લોકો ઓળખી લેતા. બાપુ કદી દાઢી ન કરતા પણ એને કાતરીને શોભીતી બનાવતા. એમને કરડો દેખાવ આપતી ફરની ટોપી લોકોને જાણીતી હતી. ટોપીનું આસ્ત્રાખાન ફર બહુ ગૂંછળિયાળું પણ નહોતું અને બહુ રૂંવાદાર પણ નહોતું.

બાપુ વિશે એક ચોક્કસ ખ્યાલ લોકોમાં બંધાઈ ગયો હતો, અને એ જે કંઈ પહેરે અથવા જે કંઈ કરે તે બધું એ ખ્યાલમાં બંધબેસી જતું. હમઝાતના પોશાક અથવા વર્તનમાં કશા ફેરફારની કલ્પના મુશ્કેલ હતી.

એમને ફેરફાર જરાય પસંદ નહોતા. એમનાં કપડાં જરી જાય અને નવાં લેવાં પડે ત્યારે એ બરાબર જૂનાં જેવાં જ કપડાંની તલાશ કરતા. નવાં કપડાં પુરાણી જ સાઈઝ અને ઢબનાં હોવા છતાં એમને કેટલાય દિવસો સુધી એ કપડાંમાં બેચેની અને અસુખની લાગણી થતી.

એક વાર એમનો પટ્ટો ઘસાઈને તૂટી ગયો. નવો પટ્ટો સાવ સસ્તામાં મળી શક્યો હોત, પણ માફક આવી ગયેલા પટ્ટાની હમઝાતે ચીવટથી મરામત કરીને એને થોડોક વધારે વખત વાપર્યો.

એ કંજૂસ નહોતા, અને એમને પૈસાની તંગી પણ નહોતી. પણ માફક આવી ગયેલી ચીજો તજી દેવાનું એમને જરાય ન ગમતું. પછી આખરે પટ્ટો ફરી વાર તૂટી ગયો અને એમને નવો પટ્ટો ખરીદવો જ પડયો. પણ એમણે જૂના પટ્ટાનું બકલ નવા પટ્ટા ઉપર જડીને મન મનાવ્યું.

એમની ફરની ટોપીની બાબતમાં તો ટોપીને ઘેટાના જીવતા બચ્ચાની જેમ પંપાળવાની એમને ટેવ હતી. એમને જૂનો પટ્ટો આટલો વહાલો હતો એથી કલ્પના થઈ શકશે કે ટોપી કેટલી પ્યારી હશે!

૧૯૪૧ના ઉનાળામાં જંગ ફાટી નીકળ્યો ત્યારે દાઘેસ્તાન સરકારે આગ્રહ રાખ્યો કે બાપુ પહાડો તજીને માખાચકલામાં રહેવા જાય. પહાડોની શીતળ હવાથી ટેવાયેલા બાપુને શહેરમાં ગૂંગળામણ થતી. પહાડોની ટાઢનાં કપડાં શહેરની ગરમીમાં વધારે પડતાં ભારે લાગતાં. એમની આસ્ત્રાખાન ટોપી તો કોઈ રીતે ચાલે એમ નહોતી. હમઝાતે જુદી જુદી કેટલીય ટોપીઓ અને હૅટ પહેરી જોઈ, પણ એથી એમનો રોજિંદો દેખાવ એટલો બદલાઈ જતો કે એમને સમજાવવાની અમારી બાળકોની પૂરી કોશિશ છતાં, એમણે નવી ટોપી પહેરવાનો સાફ ઈનકાર કરી દીધો.

પરિણામે હમઝાત એમની ફરની ટોપી હાથમાં લઈને માખાચકલાના માર્ગો પર ફરતા. થોડીક વાર પહેરે, વળી કાઢી નાખે, પરંતુ રેઢી એક મિનિટ પણ ન મૂકે.

જંગ જેવી આફતથી પણ લોકો ટેવાઈ જતા હોય છે, જંગના જમાનાની ભલે નવી પણ નિયમિત દિનચર્યા જિંદગી અપનાવી લે છે. બાપુએ થોડા થોડા વખતના અંતરે પહાડોની સફર કરવાનું શરૂ કરી દીધું. ત્યાં શ્વાસ લેવાનું કેટલું સહેલું હતું, અને પોતાની ફરની ટોપી પહેરવામાં એમને કેટલી ખુશી થતી! પહાડોની એ



સફરો દરમિયાન બાપુ એવા લાગતા કે જાણે લાંબા વખત સુધી તમાકુ વગર ચલાવી લેવાની વ્યથા ભોગવતા અથવા તમાકુની સખત બંધીનો ભોગ બનેલા કોઈ માણસના હાથમાં થોડીક ઘરની કડક અને ખુશબોદાર તમાકુ આવી ગઈ હોય, પછી એ માણસ તમાકુને ધીરે ધીરે અને ભાવથી ચોળીને બીડી વાળે, ધીરે ધીરે અને ભાવથી બીડી સળગાવે, ધીરે ધીરે અને ભાવથી લાંબો દમ ખેંચે.

હમઝાત કદી બીડી કે સિગારેટ ન પીતા. પરંતુ જિંદગીની બીજી નાની નાની બાબતોમાંથી એ વધારે મોજ હાંસલ કરી લેતા. સર્જનની ખુશી અથવા ઘર અને દેશ પ્રત્યે પ્યારની ખુશી જેવી મોટી બાબતોનો ઉલ્લેખ તો બેશક રહેવા જ દઈએ.

**બાપુની નોટબુકમાંથી:** બાપુની નોટબુકમાં એક જગ્યાએ આવી યાદી નોંધેલી છે: "રજબ મારો દોસ્ત છે, પણ એણે મારી જોડે દુશ્મન કરતાંયે બદતર વર્તન કર્યું છે. એનું હથિયાર હતું અસ્ત્રો."

વાત આમ બનેલી: બાપુ ૧૯૩૪માં પ્રથમ લેખક સંમેલનમાં ભાગ લેવા મોસ્કો ગયેલા. અવાર લેખક રજબ દિનમાગોમાયેવ એ વખતે હજુ જીવિત હતા. એમણે બાપુને સમજાવીને વાળંદની દુકાનમાં વાળ અને દાઢી કતરાવવા તૈયાર કરી દીધા. કહેવું મુશ્કેલ છે કે રજબે ખરેખર પહેલેથી જ ઈરાદો કરી રાખ્યો હશે અથવા વાળંદને ગેરસમજણ થઈ હશે, પણ બન્યું એવું કે બાપુને કંઈ ખ્યાલ આવે તે પહેલાં જ એમની અગાઉ કદી ન મૂંડાયેલી સફેદ દાઢી તદ્દન સફાચટ થઈ ગઈ. એમને પોતાની દશાનું ભાન થયું ત્યારે તો બધું પતી ગયું હતું. આયનામાંથી તદ્દન વિચિત્ર અને અજાણ્યા ચહેરાને પોતાની સામે ઘૂરકતો જોઈને એમના હોઠેથી ચિત્કાર સરી પડયો. હાથ વડે ચહેરો ઢાંકી દઈને એ વાળંદની દુકાનમાંથી બહાર નીકળી ગયા. પછી એમણે સંમેલનનાં અધિવેશનોમાં ભાગ ન લીધો, અને દોસ્તોને મળવાનું બંધ કરી દીધું.

આગળ જતાં એમણે કહેલું: "હું જિંદગીમાં મારા ચહેરાનો દ્રોહ ન કરી શક્યો, તો પછી મારાં કાવ્યોમાં મારા સ્વરૂપનો દ્રોહ કેવી રીતે કરી શકું?"

બાપુને જિંદગીમાં કે કવિતામાં ડોળ મુદ્દલ ન ગમતો. ફક્ત એક જ વાર એમણે પોતાને તદ્દન અણછાજતો ડોળ કરેલો — પણ સાવ ટૂંકા ગાળા દરમિયાન.

**એક યાદ:** એક વાર કેટલાક ગામવાસીઓ હમઝાત ત્સદાસાને મળવા માખાચકલા આવેલા. તેમણે જોયું કે હમઝાતે વાત કરતાં કરતાં અસ્વાભાવિક અને અજાણી મુદ્રા ધારણ કરીને બરાબર ત્રણ આંગળીઓ પર ગાલ ટેકવ્યો.

"ત્રણ આંગળીઓ પર ગાલ ટેકવવાની તમારી ટેવ અમારા ધ્યાનમાં અગાઉ કદી નથી આવી," એક પહાડવાસી બોલ્યો. "ક્યારથી આમ કરો છો? અને શા માટે? આ ટેવ તમને જરાય માફક નથી આવતી. આવી ટેવ તમને ન શોભે, હમઝાત."

"ખરી વાત છે, મૂકી દેવી પડશે," હમઝાતે કહ્યું. "અસલમાં વાંક કલાકાર મુએતદીન જેમાલનો છે. એને મારું ચિત્ર બનાવવું હતું, એટલે મારે પૂરા ત્રણ મહિના એની સામે બેસી રહેવું પડતું હતું. ત્રણ આંગળીઓ પર ગાલ ટેકવીને જરાય હલચલ કર્યા વગર પૂરા ત્રણ મહિના હું એની સામે બેસતો. કલાકારે એવું ફરમાન કર્યું, અને મારે એનું પાલન કરવું જ પડ્યું."

"મુશ્કેલી ન લાગી?"

"બેસવાનું તો નહિ, પણ એવી મુદ્રા જાળવી રાખવાનું જરૂર મુશ્કેલ બની ગયેલું. ક્યારેક મને લાગતું કે ગાલ ટેકવતી ત્રણ આંગળીઓ મારી નથી. વળી ક્યારેક મને થતું કે મારી ત્રણ આંગળીઓ પર બીજા કોઈનો ગાલ ટેકવેલો છે. હું ત્રણ મહિના સુધી દરરોજ એવી રીતે બેસતો, અને ધીરે ધીરે ટેવાઈ ગયો.



ચિત્ર પૂરું થઈ ગયું અને દીવાલે ટાંગી દેવામાં આવ્યું, પણ તમે જુઓ છો કે હું તો હજીયે ત્રણ આંગળીઓ પર ગાલ ટેકવું છું. તમને તો ખબર છે કે દિલની બીમારી ભોગવતો માણસ તકલીફ ન હોય ત્યારે પણ પોતાનો હાથ કેવી રીતે છાતીના ડાબા ભાગ પર મૂકતો હોય છે. ફિકર કરશો નહિ, આ ટેવ હું જરૂર મૂકી દઈશ."

**બાપુની નોટબુકમાં** એમના નવા દાંત વિશેની એક યાદી પણ નોંધેલી છે.

દાંત ગોઠવવાનો વખત આવ્યો ત્યારે ડેન્ટિસ્ટે હમઝાતને પસંદગી પૂછી — સોનાના, ચાંદીના, કે પોલાદના દાંત? હમઝાતને કંઈ સૂઝ્યું નહિ એટલે એમણે મોજૂદ દોસ્તોની મદદ અને સલાહ માગી.

"સોનાના દાંત બનાવડાવો," એકે કહ્યું, "સોનું એટલે ઉમદા ધાતુ."

"પોલાદના બનાવડાવો ને," બીજાએ કહ્યું, "મજબૂત બનશે અને કદી ઘસાઈ નહિ જાય."

"સોનાના કે પોલાદના દાંત ગોઠવીને પાછો ગામમાં જઈશ ત્યારે કેવો લાગીશ?" બાપુએ વાંધો ઉઠાવ્યો. "લોકો તાકી તાકીને મારી સામે જોવાના, જાણે કેમ મારા મોંમાં દાંતને બદલે બત્તીઓ ગોઠવેલી હોય! મારા ચહેરા કરતાં દાંત વધારે ચળકારા મારશે. હાડકાના દાંત ન બની શકે? કોઈને ખબર જ ન પડે કે મારા દાંત નવા છે. મને તો એવા દાંત ગમે."

ડેન્ટિસ્ટે હમઝાતની ઇચ્છા મુજબ જૂના જેવા જ નવા દાંત બનાવી આપ્યા.

ત્યાર બાદ કોઈ કવિની કૃતિમાં વિચિત્ર અથવા તફડાવેલી લાગતી પંક્તિઓ નજરે પડે ત્યારે બાપુ કહેતા:

"આનાં કાવ્યોમાં મને ખોટા દાંત દેખાય છે."

સોનાના દાંત વડે પણ સફરજનનું બટકું ભરી શકાય, પણ

મને લાગે છે કે પોતાના અસલી દાંત વડે સફરજનનું બટકું ભરવા જેવો રસ અને લહેજત એમાં ન જ મળે.

**એક યાદ:** ૧૯૪૭માં કવિ હમઝાત ત્સાદાસાની સિત્તેરમી વરસગાંઠનો ભવ્ય ઉત્સવ માખાચકલા થિયેટરમાં ઊજવવામાં આવ્યો હતો. એ પ્રસંગે ઘણાં પ્રવચનો થયેલાં, ઘણા અભિનંદન સંદેશા આવેલા, ઘણાં કાવ્યોનો પાઠ કરવામાં આવેલો, અને ઘણી ભેટો આપવામાં આવેલી. આખરે માનવંતા મહેમાનને બોલવાનો વારો આવ્યો. બાપુ ઊભા થયા. એમણે એ પ્રસંગ નિમિત્તે લખેલાં કાવ્યોનો કાગળ શાંત ભાવે ખીસામાંથી બહાર કાઢયો. પછી એમણે ચશ્માં કાઢવા માટે શાંત ભાવે બીજા ખીસામાં હાથ નાખ્યો — પણ એ ઘડીએ એમની નિત્યની સ્વસ્થતાએ એમને છેહ દીધો. એમણે એક પછી એક બધાં ખીસાં ફંફોળી નાખ્યાં, પણ વ્યર્થ. વાત સાફ હતી કે બાપુ ચશ્માં ઘેર જ ભૂલી ગયેલા.

તરત જ ચશ્માં લઈ આવવા માણસ મોકલવામાં આવ્યો. દરમિયાનમાં હમઝાત છાનામાના મંચ પર ઊભા રહ્યા. એ વખતે એમના દોસ્ત અબૂતાલિબે પોતાનાં ચશ્માં એમને આપ્યાં. અબૂતાલિબને એમ હતું કે એ ચશ્માં બાપુને માફક આવી જશે. હમઝાતે ચશ્માં પહેરીને ખરેખર વાંચવાનું શરૂ કરી દીધું. કવિતા તો એમની જ હતી. પણ એમના અવાજ અને આખી હાલતમાં કશીક અકળામણ અને ખચકાટ આવી ગયાં. એમ લાગતું હતું કે એમણે અગાઉ કદી ન જોયેલાં કાવ્યો એ વાંચી રહ્યા છે.

એક કાવ્ય પૂરું કરીને એ બીજું શરૂ કરી રહ્યા હતા એટલામાં ચશ્માં લઈ આવવા ગયેલો માણસ ભવનમાં આવી પહોંચ્યો. હમઝાતે બીજાનાં ચશ્માં ઉતારીને પોતાનાં પહેરી લીધાં. એક પળમાં એમનો આખો દેખાવ બદલાઈ ગયો, અને એમના અવાજમાં નવો આત્મવિશ્વાસ આવી ગયો. શ્રોતાઓ જોરથી તાળીઓ પાડી ઊઠયા,



જાણે કેમ ખરા હમઝાત ત્સાદાસા તો હવે જ મંચ પર આવ્યા હોય, અને અત્યાર સુધી એમનું સ્થાન એમના જેવા દેખાતા કોઈ બીજા માણસે સંભાળ્યું હોય.

"આ ચશ્માંએ તો મારી જયંતી લગભગ બગાડી નાખી," હમઝાતે કટાણું સ્મિત કરતાં કહ્યું.

"કેમ, મારાં ચશ્માં માફક ન આવ્યાં?" અબૂતાલિબે સવાલ કર્યો.

"તમારાં ચશ્માં તો મજાનાં છે, પણ એ તમારાં છે. દરેક માણસને પોતાની આંખો હોય છે અને એને પોતાનાં જ ચશ્માંની જરૂર પડે છે."

આંખને આંજી દેતા અજવાળામાં કે કાજળઘેરા અંધારામાં કોઈ ચીજ જોવાનું બાપુને ન ગમતું. બહુ જાડી કે બહુ પાતળી, બહુ ટાઢી કે બહુ ગરમ, બહુ મોંઘી કે બહુ સસ્તી, અને સાવ પુરાણી ઢબની કે બહુ ફૅશનેબલ ચીજો પણ બાપુને ન ગમતી.

વરુનું ઘાતકીપણું અને સસલાનું બીકણપણું, આપખુદ શાસન અને ગુલામ જેવી તાબેદારી, બાપુને પસંદ નહોતાં. એ કહેતા:

"કડકડ કરતાં ભાંગી જવાય એટલા સૂકા ન બનવું, અને ચીંથરાની જેમ નીચોવી શકાય એટલા ભીના પણ ન બનવું."

બાપુ વરસાદના એક ટીપાથી તરબોળ થઈ જાય કે હળવા સમીરમાં કરમાઈ જાય એવા નહોતા. એ તો સાદી રીતે કામ કરનારા ઈન્સાન હતા, અને લોકોની ટેવો તથા ગુણોને એમની હસ્તીમાં ગૌરવમય સ્થાન સાંપડયું હતું.

**એક યાદ:** એક દિવસ મારે ને બાપુએ કોઈ માંદા સંબંધીને જોવા માખાચકલાથી અમારે ગામ જવાનું થયું. દાઘેસ્તાન સરકારના વડા અબ્દુર્રહમાન દાનિયાલોવને ખબર પડી કે અમે પહાડી વિસ્તારમાં જવાના છીએ. એણે અમને એની મોટી કાળી સરકારી મોટર મોકલી.

ગાડી શહેરની સડકો પર દોડતી રહી ત્યાં સુધી બાપુ મોજમાં રહ્યા. પરંતુ ગામઠી રસ્તો આવ્યો અને ઘોડા, ખચ્ચર, અથવા ગધેડા ઉપર સવારી કરીને કે પછી પગપાળા જતા મુસાફરો એક પછી એક પાછળ રહી જવા લાગ્યા ત્યારે બાપુને મોટરની આરામદાયક ગાદી તરફ અણગમો પેદા થયો. પણ હું તો જુવાનીની બેદર્દીની દશામાં હતો એટલે બારીમાંથી ડોકું બહાર કાઢીને જોઈ રહ્યો હતો કે ગાડી કેવી છે. બાપુ કોઈની નજરે ન પડે એવી રીતે સંકોડાઈને છેક ખૂણામાં ખસી ગયા.

એટલામાં વરસાદ શરૂ થઈ ગયો. અમે હોતસાતલ નદીએ પહોંચ્યા. ત્યાં એક ઘરડા આદમીનું ગાડું નદીમાં અધવચ્ચે અટકી ગયું હતું. બાપુએ તરત જ ડ્રાઈવરને કહીને ગાડી થોભાવી, અને નીચે ઊતરીને ઘરડા માણસને મદદ કરવા ગયા. બન્ને જણાએ બળદને ડચકાર્યા અને પૈડે ખંધોલા લગાવીને ગાડું ફરી ચાલતું કરી દીધું. અમારી ગાડીની સફર પાછી ચાલુ થઈ ગઈ, પણ થોડાક જ કિલોમીટરના અંતરે વળી એક નદી આવી. બાપુએ પાછી ગાડી થોભાવી, અને અમે ઘરડા આદમીના ગાડાની વાટ જોવા લાગ્યા.

"આમાં પણ ગાડું ચોક્કસ અટકી જ જવાનું. મને ખબર છે કે બળદને આ નદી કેવી રીતે પાર કરાવાય. હું વાટ જોઈને એને બિચારાને મદદ કરીશ."

અમે વાટ જોતા ઊભા રહ્યા. ગાડું ગબડતું ગબડતું બીજી નદીએ પહોંચ્યું એટલે બાપુએ બળદને વહેણ પાર કરવામાં મદદ કરી.

પછી મોટરમાં બેસતાં અને કોટના કૉલર પર હાથ લૂછતાં હમઝાત બોલ્યા:

"હું બૂઈનાક્સ્કથી ગાડામાં ભાતભાતનો માલ લાદીને પહાડી વિસ્તારમાં પહોંચાડતો ત્યારે ઘણી વાર મારી પણ આવી જ હાલત



થતી." એમણે ગમગીન મલકાટ કરીને ગાડા તરફ નજર નાખી, જાણે કેમ એમનો ભૂતકાળ અને એમની આખી જિંદગી એ ગાડામાં સવાર થઈને એમનાથી દૂર ચાલ્યાં જતાં હોય.

ખુંઝાહના ચઢાણ દરમિયાન એક ટ્રક અમારી ગાડી જોડે અથડાઈ પડી અને ગાડીના એક પૈડાને નુકસાન થયું. બાપુ તો આ અકસ્માતથી ખુશ થઈ ગયા હોય એમ લાગ્યું. એમને ગામ સુધી પગપાળા જવાનું બહાનું મળી ગયું. પૈડું બદલાય ત્યાં સુધી વાટ જોવા અમે એમને ખૂબ સમજાવ્યા, પણ એમણે જરાય દાદ ન આપી.

"આવી મોટરમાં બેસીને તો શાદીની મહેફિલમાં જવામાંયે મને શરમ આવે. તો પછી માંદા દોસ્તને જોવા જવામાં આવો દમામ અજુગતો જ ગણાય. સાચું પૂછો તો ગાડીને નુકસાન થયું એથી મને ખુશી જ થઈ છે, હવે હું પગપાળો જઈ શકીશ."

બાપુ નાનપણમાં જે કેડીએ થઈને ગામમાં જતા એ જ કેડી પર એમણે ચાલવા માંડયું. પહાડવાસીઓની અગણિત પેઢીઓ સદા એ જ કેડીએ થઈને અમારા ગામમાં જતી રહી છે. અમે પૈડું બદલાવીને અને મોટી સડકને માર્ગે ગામમાં પહોંચ્યા ત્યારે બાપુ હજી હમણાં જ ત્યાં પહોંચ્યા હતા.

અમે માખાચકલા પાછા ફર્યા ત્યારે અબ્દુર્રહમાન દાનિયાલોવે અકસ્માત વિશે ચિંતાતુર ભાવે પૂછ્યું.

બાપુએ ટોળ કરતાં કહ્યું: "મોટર બહુ સરસ હતી. લગરીક જ ખરાબ હોત ને, તો તો બધું સુખરૂપ પાર પડયું હોત."

**એક યાદ**: જિંદગીના અંતિમ સમયે બાપુ સખત માંદગીનો ભોગ બની ગયેલા. સોવિયેત સંઘની સર્વોચ્ચ સોવિયેતની ચૂંટણીઓ નજીક આવી રહી હતી. એમને ઉમેદવાર તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા. ચૂંટણીની પ્રવૃત્તિ અંગે એ પહાડી વિસ્તારમાં ગયેલા અને ત્યાં અચાનક માંદા પડી ગયા.

જિલ્લાકેંદ્ર સુધી તો એ મોટરમાં ગયા, પણ પહાડી વિસ્તારની બાકીની સફર એમને ઘોડેસવાર થઈને પૂરી કરવી પડી. બાપુને શાંત અને તાબેદાર ઘોડા પસંદ આવતા. સામાન્ય રીતે એ ધીરા વેગે ઘોડો ચલાવતા, અને વચમાં ઘણી વાર નીચે ઊતરીને લગામ વડે ઘોડાને દોરતા પગપાળા ચાલતા. હમઝાતને ચાલવું ખૂબ જ ગમતું.

સ્થાનિક અધિકારીઓએ મદદગાર બનવાની ખાસ કોશિશ કરેલી. તેમણે પોતાના ભાવિ સંસદસભ્ય માટે એક થનગનતો જુવાન ઘોડો પેશ કર્યો. એમાં એમનો વાંક નહોતો, એમનો ઈરાદો નેક હતો. બાપુ જેવા આદરણીય મહેમાનને જિલ્લાનો ઉત્તમ ઘોડો આપવાનું એમણે આવશ્યક ગણેલું.

પરંતુ સિત્તેર વરસનો જઈફ આદમી પણ વિનયની બાબતમાં મેજબાનોથી જરાય ઓછો ઊતરે એવો નહોતો. એ તો જુવાનીને યાદ કરીને ઠેકડો મારતો ઘોડા પર સવાર થઈ ગયો. ચારેબાજુ જુવાન ઘોડેસવારોથી ઘેરાયેલા કવિનો દેખાવ નાઈબોથી ઘેરાયેલા ઈમામ જેવો લાગતો હતો.

જુવાન ઘોડેસવારો પોતપોતાના ઘોડાના પડખામાં ચાબુક ફટકારીને જુદે-જુદે રસ્તે રવાના થઈ ગયા. એ સૌ જુદા જુદા ગામોમાં જઈને ખબર આપવાના હતા કે હમઝાત થોડા વખતમાં આવી પહોંચશે. સામાન્ય રૂપે વ્યાપેલી ઉત્તેજના જોમપ્રેરક હતી, અને હમઝાતનો ઘોડો પણ ફાળ ભરતો દોડવા લાગ્યો. જઈફ આદમીથી ઘોડો કાબૂમાં ન રહ્યો, અને પરિણામે જાણે ઘોડદોડની નિરંકુશ શરત થઈ ગઈ. હમઝાત પલાણમાં હડબડી ગયા, અસ્વસ્થ થઈ ગયા, પછી એમની હાલત બદતર થઈ ગઈ, અને આખરે એ ઘોડા પરથી પડી ગયા. એ માંદગી લઈને માખાચકલા પાછા ફર્યા અને ફરી કદી સાજા ન થયા.



"કવિતાનું પણ એવું જ છે," એમણે ઉધરસ ખાતાં ખાતાં કહ્યું, "કવિએ પોતાના જ ઘોડાની, પોતે જેનાથી ટેવાયેલો હોય એ જ ઘોડાની, સવારી કરવી જોઈએ, કાબૂમાં ન રાખી શકાય એવા અજાણ્યા ઘોડા પર કદી સવાર ન થવું જોઈએ."

બાપુની વાત કરવાનું ચાલુ રાખું તો કદી છેડો ન આવે. અત્યારે તો હું તમને એમના દોસ્ત અબૂતાલિબ વિશે થોડુંક કહેવા માગું છું. ગઈકાલનો આખો દિવસ મેં અબૂતાલિની જોડે ગાળેલો.

**અબૂતાલિબ જોડે એક દિવસ.** એક યા બીજા કારણસર અધૂરા રાખેલા અને હવે ગમે તેમ કરીને પૂરા કરવાના કાવ્યનું કામ ફરી શરૂ કરવાનું મને સૌથી મુશ્કેલ લાગે છે. પહાડવાસીઓમાં કહેવાય છે કે દેડકાની પૂંછડી જોડવાનું કામ બીજા દિવસ પર મુલતવી રાખવામાં આવ્યું એટલે જ દેડકું પૂંછડી વગરનું રહી ગયું.

સવારે ઊઠીને મેં નક્કી કર્યું કે પખવાડિયા પહેલાં શરૂ કરેલું લાંબું કાવ્ય આજે પૂરું કરી નાખું. મારો ઈરાદો આખો દિવસ સખત મહેનત કરવાનો હતો એટલે મેં કામવાળી બાઈ ફ્રોસ્યાને કહ્યું:

"કોઈ આવે તો કહેજો કે હું બહાર ગયો છું અને રાતે જમીને પાછો આવીશ. જરૂરી કામ હોય તો એ વખતે આવે."

સૂચના આપીને હું ઉપર મારા ખંડમાં ચાલ્યો ગયો અને કામ કરવા બેસી ગયો. પણ બહારના અવાજ મને સંભળાતા હતા અને થોડી વારમાં મકાનનો મુખ્ય દરવાજો ખૂલવાનો ખખડાટ મારે કાને પડયો. પછી ઘંટડી રણકી ઊઠી. ફ્રોસ્યાએ શું કહ્યું એ તો મને ન સંભળાયું, પણ અબૂતાલિબનો અવાજ તો ઓળખાયા વગર ન જ રહે. અચાનક મને ખુરશી ગરમાગરમ કડાઈ જેવી કે પછી કાંટાળા થોર જેવી લાગી. અગાઉ હમઝાત ત્સાદાસાને અને પછી રસૂલ હમઝાતોવને બારણે અબૂતાલિબને કદી જાકારો નહોતો અપવામાં આવ્યો. અને અબૂતાલિબ અમારા ઘરને રસ્તેથી નીકળે ત્યારે કદી અંદર આવ્યા

વગર રહેતા નહિ. એવી તો કલ્પના પણ અશક્ય હતી. પણ હાલત કઢંગી હતી. હું અબૂતાલિબને જવા દઈ શકું નહિ, પણ એમને અંદર બોલાવું તો ફ્રોસ્યાને ગેરઈનસાફ થાય. એ તો બિચારી ફરજ બજાવી રહી હતી, વળી એણે અબૂતાલિબને જણાવી પણ દીધું હતું કે હું બહાર ગયો છું અને મોડે સુધી પાછો નહિ ફરું.

મેં મનના નહિ પણ દિલના ફરમાનનું પાલન કર્યું. બારીમાંથી ડોકું બહાર કાઢીને મેં બાપુના જૂના ગોઠયાને સાદ પાડયો:

"અંદર આવો, અબૂતાલિબ, હું ઘરમાં જ છું."

"અલ્લા રહેમ કરે! ત્સાદાના હમઝાતના દીકરાને લેણદારોથી સંતાઈ રહેવું પડે છે કે શું?"

અબૂતાલિબે માથેથી ફરની ટોપી ઝટ ઉતારીને હાથમાં લીધી, અને ફ્રોસ્યાની પાસેથી રુઆબભેર ચાલે ચાલતા તથા એની ઉપર કરડી નજર નાખતા એ મારી પાસે આવ્યા. "રસૂલ, આ બાઈને કહી દે કે અબૂતાલિબ આવે ત્યારે આ ઘરનાં બારણાં આપોઆપ ઊઘડી જાય છે અને તું હંમેશાં ઘેર જ હોય છે. એને કહી દે કે તું બહાર ગયો હોય તો પણ આ ઘરમાં અબૂતાલિબ માટે ખાવાપીવાનું કશુંક હંમેશાં હોય જ છે, અને એને જરૂર પડે તો રાત રહેવાની જગ્યા પણ હોય છે."

"આમાં ફ્રોસ્યાનો વાંક નથી. પાતિમાત સવારે કામ પર ગઈ ત્યારે ફ્રોસ્યાને કહેતી ગયેલી કે કોઈ આવે તો હું બહાર ગયો છું એમ કહી દેવું. મારી પત્ની મારી બરાબર કાળજી રાખે છે."

"વાંકનો ટોપલો ઢોળી દેવા માટે પત્ની હોય એ તો મોટી સગવડ! પાતિમાત ભૂલે જ નહિ કે આજે ગુરુવાર છે," રૂંવાદાર ભીની ટોપીમાંથી પાણી ખંખેરતાં અબૂતાલિબે કહ્યું.

"ગુરુવારમાં વળી ખાસ વાત શી છે?"

"અરે, આ તો મારો નાહવાનો દિવસ! તારા ધ્યાનમાં નથી



આવ્યું કે હું દર ગુરુવારે હમામમાં નાહવા જાઉં છું? અને હમામ અહીંથી નજીક છે એટલે ગુરુવારના દિવસે હું ગપ્પાં મારવા અને તમાકુના દમ મારવા આવું એવી ધારણા હંમેશાં રાખી જ શકાય."

"પણ તમારે હમામમાં શા માટે જવું પડે, અબૂતાલિબ? તમારા ફ્લેટમાં બાથરૂમ છે અને એમાં ગરમ પાણી આવે છે."

"બાથરૂમની અંદર ટબમાં બેસીને નાહવું એટલે જાણે જુવારનો રોટલો ખાવો. હમામમાં વરાળથી નાહવું અને માલિશ એટલે જાણે શાદીની મિજબાની. મારી એક ફળવાડી છે અને તેમાં એક ઝરણું વહે છે. હજારો વરસોથી એ ઝરણું પહાડો પરથી વહેતું રહ્યું છે. હું એ ઝરણામાંથી નીકો કાઢીને દરેક ઝાડને પાણી પાઉં છું. બાલટી અને લોટો લઈને બધાં ઝાડને હું પાણી પાઈ શકું ખરો? મારી નજરમાં હમામ એટલે વેગે વહેતું પહાડી ઝરણું, અને બાથરૂમ ને ટબ એટલે બાલટી ને લોટો. ના, રસૂલ, રમકડાં તો બાળકોના કવિ નુરાતદીન યુસુપોવ માટે જ રહેવા દે. સાંભળ્યું છે કે એ કઠપૂતળીના ખેલની કહાણી લખી રહ્યો છે. એનાં પૂતળાં ભલે બાથરૂમ ને ટબમાં નહાતાં."

અમે પરસાળમાં ચાલતા મારા ખંડ પાસે પહોંચ્યા ત્યારે મેં કહ્યું. "તમે હમામમાં નાહીને આવ્યા છો એટલે એક કપ ચા પીવામાં મઝા આવશે."

"વલ્લાહ, ચા તો ઠીક છે; બિલ્લાહ, સૂપ હોય તો બહેતર; તલ્લાહ, મદિરા એથીયે સારી. પણ નાહ્યા પછી સૌથી સરસ તો નિર્ભેળ વોદકા."

"થોડોક સૂપ પડયો છે, પણ કાલનો છે. આજે તો દિવસ હજી હમણાં જ ઊગ્યો છે, તાજો સૂપ હજી તૈયાર નથી થયો."

"આપણે કાલના સૂપથી શરૂ કરી દઈએ, અને હું પૂરું કરું તે પહેલાં આજનો તૈયાર થઈ જશે."

ફ્રોસ્યા ટેબલ ગોઠવવા લાગી અને હું બહુવિધ શરાબનો સંગ્રહ અભિમાનથી અબૂતાલિબને બતાવવા લાગ્યો. દેશવિદેશોથી હું શરાબની વિવિધરંગી બાટલીઓ લઈ આવેલો — રમ, બ્રાન્ડી, જિન, વીસ્કી, કાલ્વાડોસ, આબ્સીન્થ, વેરમુથ, સ્લીવોવિત્સા, અને હંગેરિયન ઉતિકુમ, વગેરે. બ્રાન્ડી તો ઘણી જાતની હતી — માર્તે, કામુ, પ્લીસ્કા.

"શું લેશો, અબૂતાલિબ?"

"આ બધો કચરો રહેવા દે, રસૂલ. તારે ખરેખર મારી મહેમાનગતિ કરવી હોય તો મને એક ગ્લાસ સાદો વોદકા આપ. વોદકા સારો કેમ કે આપણે એને જાણીએ છીએ અને એ પણ આપણને જાણે છે. તેં મને હમણાં બતાવ્યા એ બધા બહુ સરસ દારૂ હશે, પણ બધી બાટલીઓ દૂર દૂરથી આવેલી છે, અને મને ન સમજાય એવી ભાષાઓ બોલે છે. વળી મારી ભાષા પણ એ બાટલીઓને સમજાય એવી નથી. રિવાજો અને લક્ષણોમાં પણ ફેર છે. અરે, અમારે પરસ્પર જરાય ઓળખાણ જ નથી. તારી બાટલીઓ અજાણ્યા મહેમાનો જેવી છે. પહેલાં તો એકબીજાને સમજાય એવી ભાષા ગોતી કાઢવી પડે. પછી જરાક વિગતવાર ઓળખાણ કરવી પડે, પરસ્પર ખરેખર સરસ પરિચય સાધવો પડે. મને લાગે છે કે અમારો મેળ નહિ ખાય. આ બધી બાટલીઓ તારા મોસ્કોના લેખક મિત્રો માટે રહેવા દે. પોતાના જ ઘરમાં માએ રાંધેલા ખોરાકનો સ્વાદ સાવ ભૂલી ગયેલા માણસો માટે આ બધું રહેવા દે."

મારા આખા સંઘરામાં વોદકાની એકેય બાટલી નહોતી. જાણે એકદમ વોદકાની બાટલી ખરીદવા નીકળતો હોઉં એવો દેખાવ મેં કર્યો. મને થયું કે અબૂતાલિબ મને રોકવાની કોશિશ કરશે કેમ કે બહાર વરસાદ પડતો હતો અને ટાઢો પવન ફૂંકાતો હતો. વળી ઘરમાં પુષ્કળ પીણાં હતાં. સરસમાં સરસ ફ્રેંચ બ્રાન્ડીની બાટલીઓ ટેબલ પર વાટ જોતી પડી હોય ત્યારે વોદકાની માગણી કરવી એ શું તરંગીપણું ન કહેવાય?

અબૂતાલિબે મને રોકવાની કોશિશ કરી ખરી.

"રસૂલ, તારા વાળ ધોળા થઈ ગયા છે, પણ સૌને સમજાઈ જાય કે તું હજી જુવાન જ છો. તું પોતે જાય એ શું જરૂરી છે? કોઈ નાના માણસને વોદકા લઈ આવવા ન મોકલી શકાય? ફળિયામાં જઈને પાડોશીના છોકરાને કહે કે લઈ આવે. મને જરાય ઉતાવળ નથી. એ આવશે ત્યાં સુધી હું ખુશીથી વાટ જોઈશ."

મેં અબૂતાલિબની વાત માની લીધી, અને પાડોશીના છોકરાને પૈસા આપીને દુકાને રવાના કરી દીધો. દરમિયાનમાં અબૂતાલિબે ડોકું લંબાવીને આમતેમ નજર ફેરવી.

"ઘરમાં કોઈ પહાડી મહેમાન દેખાતા નથી. કોઈ નથી?"

"ના, આજે તો કોઈ નથી."

"મારો દોસ્ત ને તારો બાપ હમઝાત જીવતો હતો ત્યારે ઘરમાં હંમેશાં મહેમાનો હોય જ. મહેમાનો તો મજાના — હંમેશાં તમાકુ ભેગી રાખે જ."

"તમાકુના દમ ખેંચવા હોય તો મારી પાસે ઘણું છે," મેં કહ્યું અને ટેબલના ખાનામાંથી ભાતભાતની સિગારેટ ને ચિરૂટની ડબ્બીઓ કાઢી.

"આ કાળમુખી ધોળી નળીઓ મને ન ચાલે. મોસ્કોમાં લોકો પીતા હશે પણ હું ન પીઉં. મને તો ઘરની કડક તમાકુ જોઈએ. મારી જ કાઢવી પડશે."

અબૂતાલિબે અંદરના ખીસામાંથી તમાકુની મોટી થેલી ખેંચી કાઢી, અને એને ઉલટાવીને તળિયેથી તેમ જ સાંધણમાંથી એક સિગારેટ પૂરતી તમાકુ ભેગી કરી લીધી. એ ઉસ્તાદીની કામગીરી ઉપર

એમણે સિગારેટના કાગળને થૂંક વડે ચોંટાડીને મહોર મારી દીધી.

"આ સિગારેટની સામે તારી સાફસૂથરી નાનકડી ભોળી નળીઓની શી વિસાત? મારી સિગારેટોને આગવું ઓજસ હોય છે. દુનિયામાં બીજું કશું એના જેવું નથી હોતું. પણ તારી સિગારેટો તો બધી સાવ એકસરખી જ હોય. તું જ કહે—તૈયાર ડબ્બીમાંથી એક સિગારેટ લેવામાં વધારે મઝા પડે કે આવી રીતે હાથે બનાવેલી સિગારેટનો દમ ખેંચવામાં? હું તો સિગારેટ વાળતો હોઉં ત્યારથી જ એની મઝા માણવા લાગું છું. તમાકુની મઝાનો એ હિસ્સો હું શા માટે જતો કરું?"

મેં સ્વિટ્ઝર્લૅંડ અથવા કદાચ બેલ્જિયમનું લાઈટર સળગાવ્યું, પણ અબૂતાલિબે મારો હાથ હડસેલી દીધો. એમણે ખીસામાંથી લોઢું, ચકમક, અને રૂની નાનકડી વાટ કાઢી, અને વાટને ચકમકની ઉપર દબાવીને તેને લોઢા ઉપર ઘસ્યું. તણખો થયો અને વાટ સળગી. પછી એમણે વાટ હવામાં હલાવીને બરાબર સળગાવી અને સિગારેટને છેડે ચાંપી. ત્યાર બાદ સળગતી વાટ મારા નાક નીચે ધરીને એમણે કહ્યું:

"વાસ કેવી છે? મજાની, નહિ? ચોક્કસ મજાની છે. તારા લાઈટરમાં શાની વાસ આવે?"

પળભર અબૂતાલિબના ચહેરા પર ધુમાડાના ગોટા છવાઈ ગયા. પછી ધુમાડો સાફ થતાં એમણે પૂછ્યું:

"રસૂલ, તારા વાળ જિંદગીમાં આટલા જલદી ધોળા કેમ થઈ ગયા?"

"ખબર નથી."

"મને તો ખબર છે કે મારા વાળ ધોળા કેમ થઈ ગયા."

"કેમ?"

"મારા વાળ ધોળા થઈ ગયા કેમ કે નાનકડા નઠોર છોકરા દુકાનેથી વોદકા લઈને પાછા આવે એની મારે હંમેશાં બહુ વાટ જોવી પડે છે. હા, રસૂલ, છોકરાં જ્યાં સુધી મોટાં થઈને ખુદ માબાપ ન બને ત્યાં સુધી તેમને પોતાનાં માબાપની લાગણીઓ કદી નથી સમજાતી. વળી એવી અપેક્ષા પણ ન રાખી શકાય કે વોદકા ન પીનારા માણસો મારા જેવા આદમીની લાગણી સમજે. વોદકા લઈ આવવા માટે તો એની મઝા માણનારા માણસને જ મોકલવો જોઈએ, તો પછી જરાય વાર ન લાગે."

એટલી વારમાં ફ્રોસ્યાએ ટેબલ ગોઠવી લીધું હતું, અને થોડી વારમાં વોદકાની બાટલી પણ ટેબલ પર હાજર થઈ ગઈ.

"વાહ!" અબૂતાલિબ બોલી ઊઠ્યા. "જાણે કેમ સહકારી ખેડૂતોની મંડળીમાં સુર્ખ જિલ્લાના સદર અચાનક આવી ચડ્યા હોય!" વોદકાની બાટલી હાથમાં લઈને એ જાણે બાળકને પંપાળતા હોય એવી રીતે એને પંપાળવા લાગ્યા. "વાહ! કેવી મજાની વોદકાની બાટલી! મને ખાતરી છે કે આને લઈ આવનાર છોકરો મોટો થઈને સરસ આદમી બનશે."

પછી અબૂતાલિબનું ધ્યાન ટેબલ પર ગોઠવેલી શરાબની નાનકડી પ્યાલીઓ તરફ વળ્યું. જાણે કંઈક કડવું ખવાઈ ગયું હોય કે દાંત દુખતો હોય એવી રીતે એમણે મોઢું બગાડ્યું. એમણે પ્યાલીને આમથી તેમ ફેરવી અને એની અંદર નજર નાખી. મને લાગે છે કે એમનું મન પ્યાલીમાં સિગારેટ બુઝાવવા બેચેનીથી તલસી રહ્યું હતું. એમાં એમની મુરાદ, નફરત સિવાય બીજી કશી લાયકાત ન ધરાવતી વસ્તુ પ્રત્યે ઊંડી નફરત જાહેર કરવાની હશે.

મેં અબૂતાલિબને મદિરા પીવાનું મોટું શિંગડું આપ્યું. મને એ જ્યૉર્જિયામાં ભેટ મળેલું.

જઈફ કવિએ એને કેટલીય વાર સુધી ધારી ધારીને જોયા પછી આખરે ફેંસલો આપ્યો.

"શિંગડું સરસ છે, પણ ચાંદીની પટ્ટી ન જડી હોત તો વધારે રૂપાળું લાગત. શિંગડા ઉપર ચાંદીની કોતરણી વરરાજાના પટ્ટા જેવી લાગે છે. આ છે શાને માટે? ચાંદીની પટ્ટીથી વોદકા શું વધારે લહેજતદાર કે કડક બની જવાનો? ના, રસૂલ, મને તો સાદો સાધારણ ગ્લાસ આપ. મેં આખી જિંદગી સાદા ગ્લાસમાં જ વોદકા પીધો છે. મને ખબર છે કે એક ગ્લાસમાં કેટલા ઘૂંટડા વોદકા હોય. મને ખબર છે કે ક્યાં સુધી પીવાનું ચાલુ રખાય અને ક્યારે બંધ કરવું જોઈએ."

મેં અબૂતાલિબની એ વાત પણ માની લીધી. ગ્લાસમાં વોદકા ભરીને અને તેમાં રોટીનો નાનકડો કકડો નાખીને એ દાર્ઘિનિયન ભાષામાં બોલ્યા:

"દેર્ખાબ!" પછી એ વોદકા ગટગટાવી ગયા અને ઊંડો શ્વાસ લઈને એમણે ઉમેર્યું: "કેફી પીણું પીતાં પહેલાં હંમેશાં 'દેર્ખાબ' બોલવું જ જોઈએ. બેશક, એનો અર્થ સમજાવવો મુશ્કેલ છે, કદાચ એનો કશો અર્થ જ ન હોય. પણ 'દેર્ખાબ' બોલવાનો મતલબ દરેક માણસ જાણતો હોય છે."

ગ્લાસ ખાલી કરીને અબૂતાલિબે સૂપની પ્લેટ નજીક સરકાવી, એમાંથી માંસ કાઢીને જુદી પ્લેટમાં મૂક્યું મૂક્યું અને રોટીનો ચૂરો કરીને સૂપમાં ભભરાવ્યો. જમણની મોજ માણતા, ગરમાગરમ અને લહેજતદાર ખોરાકનો એક એક ચમચો લહેરથી પેટમાં પધરાવતા, એ ધીરે ધીરે જમવા લાગ્યા. થોડી થોડી વારે માંસનો નાનકડો ટુકડો એટલી જ નિરાંતથી કાપીને મોંમાં પધરાવી દેતા. મને લાગે છે કે એમણે માંસ બીજી કોઈ રીતે ખાધું હોત અથવા એના ટુકડા પોતાના ચપ્પુ સિવાય બીજી કોઈ છરી વડે કાપ્યા હોત તો એમાં એમને અરધી લહેજત પણ કદાચ ન આવી હોત.

માંસ અને સૂપ ખતમ કરીને અબૂતાલિબે ટેબલ પર વેરાયેલો



રોટીનો ભૂકો એકઠો કર્યો અને મોંમાં પધરાવી દીધો. પછી એ થોડોક વોદકા પીને મૂછ પર હાથ ફેરવવા લાગ્યા.

"હવે થોડી ચા પીશો?"

"અત્યારે મારે કંઈ પીવું હોય તો તમાકુ પીવી છે. રસૂલ, સિગારેટ અને બીજી ચીજોમાં ફેર શો?"

"ખબર નથી."

"બીજી કોઈ ચીજને ખેંચો એટલે લાંબી થાય, પણ સિગારેટનું એથી ઊલટું, એ તો ટૂંકી થઈ જાય." પોતે જ કરેલી ભોળપણભરી અને સાદી રમૂજથી ખુશ થઈને એ હસી પડ્યા.

"અબૂતાલિબ, તમે સિગારેટ બહુ પીઓ છો. એથી તંદુરસ્તી નથી બગડતી?"

"કહેવાય છે કે પેટ ભરીને જમ્યા પછી તો અલ્લા પણ તમાકુના દમ ખેંચે છે."

એમણે સિગારેટ પૂરી કરીને અચાનક પૂછ્યું:

"લેખક સંઘના બોર્ડની આગલી મિટિંગ ક્યારે થવાની છે?"

"કાલે."

"તને કંઈ ખ્યાલ છે કે એમાં ઝૈનુદ્દીનની લેખક સહાય ફંડની અરજી વિશે વિચારણા થશે કે નહિ?"

"ના, મને ખ્યાલ નથી. પણ કેમ પૂછવું પડ્યું?"

"તને એક ટુચકો સંભળાવું. હું છોકરો હતો ત્યારે વાછરડાં ચરાવતો. એમાં મને જરાય તકલીફ નહોતી પડતી. હું હરિયાળા ઘાસ ઉપર તડકામાં લંબાવતો, અને વાછરડાં નજીકમાં ચરતાં રહેતાં. સૌને સંતોષ હતો — મને, વાછરડાંને, અને વાછરડાંના માલિકને. પછી એક ખતરનાક વાત બની. એક ખેપાની વાછરડું જવના ખેતરના માર્ગે નીકળી ગયું. બીજાં વાછરડાં પણ એની પાછળ પાછળ ગયાં. એ ઘડીએ મારી સુખચેનની જિંદગી ખતમ થઈ ગઈ.

વાછરડાંને જવના ખેતરમાં જતાં રોકવાનું મારે માટે અશક્ય બની ગયું, અને હું વાછરડાંથી એક કદમ પણ આઘો નહોતો જઈ શકતો. લેખક સહાય ફંડ અને આપણા કવિઓની બાબતમાં પણ એમ જ બન્યું છે. મને ખબર નથી કે શરૂઆત કોણે કરેલી, પણ હવે સૌ લેખક સહાય ફંડને બટકાં ભરે છે, જવનો પાક ચરતાં મારાં વાછરડાંની જેમ જ. એ બધા પોતાનાં કાવ્યો કરતાં લેખક સહાય ફંડના વિચારો વધારે કરતા હોય છે. સવારે ઊઠીને તેઓ કાવ્યને બદલે લેખક સહાય ફંડને અરજી લખવા બેસી જાય છે. મારે પણ એક અરજી લખીને મોકલવી છે."

"શાની અરજી, અબૂતાલિબ? તમારે શાની જરૂર પડી છે?"

"તને તો ખબર છે કે મારા બદનની તબીબી તપાસ ક્યારેય નથી થઈ. હવે મારે સેનેટોરિયમમાં જવું છે."

"સમજી લો કે 'સેનેટોરિયમની પરવાનગી તમારા ખીસામાં આવી ગઈ છે. પણ એની અરજી લેખક સંઘને બદલે દાઘેસ્તાનની સર્વોચ્ચ સોવિયેતને મોકલો તો વધારે સારું નહિ? તમે તો સર્વોચ્ચ સોવિયેતના અધ્યક્ષમંડળના સભ્ય છો. લેખકોના સેનેટોરિયમ કરતાં સરકારી સેનેટોરિયમ બહેતર છે."

અબૂતાલિબે માથું ધુણાવીને જીભ વડે ડચકારો કર્યો. એમના એવા અવાજના કેટલાય અર્થ નીકળતા — ખુશી, નિરાશા, અચરજ, અથવા આ વખતની જેમ નકાર.

"ના, રસૂલ. પહેલી વાત તો એ કે સર્વોચ્ચ સોવિયેતમાં મારી ચૂંટણી માત્ર ચાર વરસ માટે જ થઈ છે, પણ મારી આખી જિંદગી લેખક તરીકે વીતી છે. બીજી વાત એ કે ખામીઓ તો બન્ને સેનેટોરિયમમાં હશે. તો પછી કોની ટીકા કરવાનું વધારે સુગમ પડે — તારી ને ખાપાલાયેવની કે સર્વોચ્ચ સોવિયેતની?"

"વારુ, તમારી અરજી લાવો. કાલે નક્કી કરી નાખીશું."



"અરજી મિર્ઝા લખી આપશે, મેં તો કદી અરજી લખી જ નથી. અને તું સેનેટોરિયમની પરવાનગી તૈયાર કરાવી રાખજે." વાત પૂરી કરીને અબૂતાલિબ ઊભા થયા, અને એમણે રજા લેવાનો ઈરાદો સૂચિત કર્યો.

"હવે કઈ તરફ જશો, અબૂતાલિબ?"

"થાય છે કે એક આંટો પ્રકાશકો પાસે જઈ આવું. એ લોકોએ કહેવડાવ્યું છે કે મારું પુસ્તક બહાર પડી ગયું છે. જઈને જોઈ આવું કે દીકરો છે કે દીકરી."

"સાંજે અધ્યાપન કોલેજમાં આવજો. ત્યાં વિદ્યાર્થિનીઓ અને લેખકોનો મેળાવડો થવાનો છે."

"સારું, આવીશ. મારી ઝુર્ના લેતો આવું?"

"અબૂતાલિબ, તમે કંઈ ઝુર્ના વાદક નથી, તમે તો કવિ છો. તમારાં ઉત્તમ કાવ્યો લેતા આવજો."

"સાંજે મળશું," કહેતા અબૂતાલિબ ચાલ્યા ગયા.

મહિલા અધ્યાપન કોલેજમાં સાહિત્ય સંમેલન સાંજે સાત વાગ્યે શરૂ થવાનું હતું. સમય થયો ત્યારે દાઘેસ્તાનની ઘણી પ્રજાઓનું પ્રતિનિધિત્વ કરતા કવિઓ મંચ પર પહોંચી ગયા હતા. મેં આસપાસ નજર ફેરવી જોઈ પણ અબૂતાલિબ ક્યાંય દેખાયા નહિ, એટલે અમે એમના વગર જ સંમેલન શરૂ કરી દીધું. એક પછી એક કવિએ આગળ આવીને પોતાની ભાષામાં કાવ્યો પેશ કર્યાં — લાક, કુમીક, લેઝઘીનિયન, અવાર, વગેરે. પછી એક યુવાન કવિનો કાવ્યપાઠ ચાલતો હતો એટલામાં અધવચ્ચે બેમોકે તાળીઓનો ગડગડાટ થયો. અબૂતાલિબ ગાફુરોવ પડદા પાછળથી મંચ પર આવ્યા. વિદ્યાર્થિનીઓએ એમને જોઈને તાળીઓ પાડેલી.

બીજા બે કવિઓએ કાવ્યો સંભળાવ્યાં ત્યાર પછી મેં ઈશારો કરીને અબૂતાલિબને તૈયાર રહેવા જણાવ્યું. એ જાણે કેમેરાની સામે

છબી પડાવવા તૈયાર થતા હોય એમ મોં પર ગંભીર ભાવ ધારણ કરીને ટટ્ટાર થઈ ગયા અને મૂછ ફરકાવવા લાગ્યા. એમનો દેખાવ જાણે કહેતો હતો કે "જો, હું તૈયાર થઈ રહ્યો છું."

અબૂતાલિબ વિદ્યાર્થિનીઓને સંબોધીને થોડું થોડું રશિયન, અવાર, અને લાક ભાષામાં બોલ્યા કેમ કે દાઘેસ્તાનમાં બોલાતી બધી ભાષાઓ એમને ઠીક ઠીક આવડતી હતી. એમણે લાક ભાષામાં બે કાવ્યો સંભળાવ્યાં.

પોતાના કાર્યક્રમનો સાહિત્યિક હિસ્સો એમણે ઝડપથી પૂરો કરી નાખ્યો, જાણે કેમ એ તો કેવળ આમુખ કે પ્રસ્તાવના હોય અને મુખ્ય ભાગ હજી બાકી હોય. એમણે હાથ હલાવીને તાળીઓ બંધ કરાવી અને શ્રોતાઓને સવાલ કર્યો:

"ઝુર્ના વગાડું તો ગમશે?"

"જરૂર વગાડો, જરૂર વગાડો!" વિદ્યાર્થિનીઓએ શોર મચાવી દીધો.

અબૂતાલિબ પડદા પાછળથી ઝુર્ના અને વાંસળી લઈ આવ્યા અને ઘડીક એક તો ઘડીક બીજું વાદ્ય શાંત ભાવે વગાડવા લાગ્યા. સૌને સમજાઈ ગયું કે એ સૂર મેળવી રહ્યા છે, જાણે પોતાનો કંઠ ચકાસી રહ્યા છે. વાદ્યોના સૂર બરાબર લાગ્યા એટલે અબૂતાલિબે અચાનક ટેબલ ઉપરથી પાણીનો ગ્લાસ લઈને પાણી ઝુર્નામાં રેડી દીધું.

"પહાડી લોકોમાં કહેવાય છે કે 'ખુદ પાણી પીતાં પહેલાં ઘોડાને પાણી પાઈ લેવું.' અને પહાડી વિસ્તારોના ઝુર્ના વાદકોમાં કહેવાય છે કે 'ખુદ પાણી પીતાં પહેલાં ઝુર્નામાં થોડુંક પાણી રેડી લેવું.'"

અબૂતાલિબે ઝુર્ના વગાડવાનું શરૂ કર્યું—ક્યારેક વાદ્યને એક તરફ ફેરવે અને ક્યારેક બીજી તરફ. ભવન તરુણીઓથી ખીચોખીચ ભરાયેલું જોઈને અબૂતાલિબ રંગમાં આવી ગયા હતા. એ સાંજે



અબૂતાલિબની ઝુર્નાના સૂર કદાચ આખા માખાચકલા શહેરમાં સંભળાયા હશે.

અધ્યક્ષમંડળમાં પોતાના સ્થાને પાછા બેસતાં એમણે મને નિર્દોષ ભાવે સવાલ કર્યો:

"કેમ, મેં ઠીક નહોતું વગાડયું?"

"સરસ."

"તો પછી તારી તાળીઓ મોળી કેમ છે? બરાબર તાળીઓ પાડ."

એ શબ્દો સાંભળીને આખા ભવનમાં હાસ્યના ફુવારા છૂટયા.

અબૂતાલિબ જેવા સરસ કવિ ઝુર્ના વાદક તરીકે મંચ ઉપર આવેલા એ મને, સંચાલક તરીકે, ખરેખર નહોતું ગમ્યું. મને એ વાત એવી લાગેલી કે જાણે રશિયન કવિ યેસેનિને મંચ પર આવીને કાવ્યો સંભળાવવાને બદલે નૃત્ય કરી બતાવ્યું હોય. મને જરાય શંકા નથી કે યેસેનિન સુંદર નૃત્ય કરી શકે, પણ દરેક બાબતને માટે ઉચિત પ્રસંગ હોય છે. મને લાગે છે કે અધ્યક્ષમંડળમાં બેઠાં બેઠાં મારાં ભવાં સંકોચાઈ ગયાં હશે અને મારી તાળીઓ મોળી પડી હશે. એથી જ મને ટોણો મારીને શ્રોતાઓને હસાવવાનો મોકો અબૂતાલિબને મળી ગયો હશે.

તરુણીઓના ઝુંડમાં ઘેરાયેલા અમે પહોળા દાદરા વાટે થઈને ઓવરકોટ રાખવાની જગ્યાએ પહોંચ્યા. મેં ઓવરકોટ પહેરીને આયનામાં જોયું. એ વખતે ઓવરકોટમાં ઊંચા, સીધા, અને રૂ ભરેલા ખભા રાખવાની ફેશન હતી. મારો ઓવરકોટ બરાબર ફેશનને અનુરૂપ હતો. અબૂતાલિબે મારી સામે જોઈને માથું ધુણાવ્યું.

"અમારા જમાનામાં અમે ઘેટાંની ચરબીદાર દુમનો પોષણકારી રસબસ ખોરાક ખાઈને અમારા ખભા માંસલ બનાવતા. પણ હવે આપણે કોટમાં રૂ ભરીને ખભા તંદુરસ્ત દેખાડીએ છીએ. અમે

કુમુઝના તાલે અમારાં ગીત ગાઈ સંભળાવતા, પણ હવે આપણે કાગળ પર લખી લીધેલાં ગીતો વાંચી સંભળાવીએ છીએ. દુનિયામાં ભારે પલટા આવી ગયા છે. અને મારાથી નહિ કહેવાય કે એ મને ગમે છે."

"અબૂતાલિબ, તમે આટલા મોડા કેમ આવ્યા?"

"હું કપડાં પહેરીને તૈયાર થઈ ગયો હતો અને ઘેરથી નીકળવાની તૈયારીમાં જ હતો. એટલામાં અવાર થિયેટરનો એક અદાકાર આવી પહોંચ્યો..."

"અવાર થિયેટરની જોડે તમારે શો સંબંધ?"

"વાત એમ હતી કે નાટકમાં શાદીનો એક પ્રસંગ હતો (આજકાલ નાટકમાં શાદી વગર ચાલતું જ નથી), અને ઝુર્ના વાદક માંદો પડી ગયેલો. ઝુર્નાના સૂર વગર શાદીનો રંગ ક્યાંથી જામે? એટલે એ લોકોએ મને ઝુર્ના વગાડવાની વિનંતિ કરી — ફક્ત દસ મિનિટ. પણ થિયેટરમાં પહોંચવામાં થોડોક વખત લાગ્યો, અને અમારે શાદીનો પ્રસંગ આવવાની વાટ જોવી પડી. મેં સૌને બે ગીતની એવી મોજ કરાવી કે પ્રેક્ષકો નાટકને જ ભૂલી ગયા. લોકો તો બસ મારું સંગીત જ સાંભળે! મેં ધાર્યું હોત તો આખી સાંજ ઝુર્ના વાદન કર્યું હોત અને સૌ બેઠાં બેઠાં સાંભળતાં રહ્યાં હોત."

"હું પ્રખ્યાત કવિ અને આપણા પ્રજાસત્તાકની સર્વોચ્ચ સોવિયેતના અધ્યક્ષમંડળનો સભ્ય અબૂતાલિબ ગાફુરોવ હોત તો કદી ઝુર્ના વાદક તરીકે પેશ ન થયો હોત."

"અબૂતાલિબને બહેતર ખબર છે કે પોતે શું કરવું ને શું ન કરવું."

"પ્રકાશન ગૃહમાં ગયેલા? પુસ્તક કેવું છપાયું છે?"

"અલ્લાની મહેરબાની કે પુસ્તક બહાર પડી ગયું છે. અલ્લાની



મહેરબાની કે મને થોડાક પૈસા પણ મળ્યા. અલ્લાની મહેરબાની કે મેં કરજ ચૂકવી દીધાં. અલ્લાની મહેરબાની કે મેં એક બતક ખરીદી લીધું છે."

"નાનકડી 'માગારિચ' — મહેફિલ — નો ખ્યાલ છે કે નહિ?"

"કોના માનમાં?"

"સંપાદક, કલાકાર, હિસાબનીશ. તમારા પુસ્તકના પ્રકાશન જોડે સંકળાયેલા સૌને મોજ કરાવવા."

"સંપાદકને મોજ કરાવવા!" મનમાં ચડેલી ખીજને કારણે અબૂતાલિબના પગ થંભી ગયા. "એ તો 'માગારિચ' નહિ પણ 'મોગોરોચ'ની મઝાને લાયક છે."

અવાર ભાષામાં 'મોગોરોચ' એટલે પાકો જોરદાર મેથીપાક. વિનોદી શ્લેષ કરીને અબૂતાલિબ મોકળે મને હસી પડયા અને પછી બોલ્યા:

"સાંભળ, રસૂલ, લોકોમાં વાતો થાય છે કે દીકરાને સુન્નત કરાવનારા કોઈ પણ દાઘેસ્તાનીને માથે નોકરી ગુમાવવાનું તેમ જ પાર્ટીમાંથી હકાલપટ્ટીનું જોખમ આવી પડે છે. તો પછી મારાં કાવ્યોને કાપીકૂપીને વિકૃત કરી નાખનારા સંપાદકોને પાણીચાં કેમ નથી આપવામાં આવતાં? કોઈ પણ પુસ્તકનું સંપાદન જોઈને હું કહી દઉં કે એ સંપાદક કયા ગામનો છે. અમારા લાક લોકોના દરેક ગામમાં આગવી બોલી બોલાય છે. અને દરેક સંપાદક પોતાના ગામની બોલીમાં મારાં કાવ્યોનું ભાષાંતર કરવાની કોશિશ કરે છે." અબૂતાલિબ એકાએક ચુપ થઈ ગયા, અને પછી હસીને બોલ્યા:

"સહી માટે કરાર તૈયાર કરનારી બાઈ સારી છે. કેવી સરસ બાઈ! મેં તો ફક્ત એને એકલીને જ આભારના શબ્દો કહ્યા."

"અને બીજું શું કહ્યું? તમારી આદરની લાગણીના પ્રતીક તરીકે એને કંઈ ભેટ આપી કે નહિ?"

"મેં એને કહ્યું કે એના ઘરમાં વાસણ ઘસાઈ ગયાં હોય અથવા વાસણોમાં કાણાં કે ઘોબા પડી ગયા હોય તો મારે ત્યાં લઈ આવે, હું મરામત કરી આપીશ, સાવ નવાં જેવાં બનાવી આપીશ."

અબૂતાલિબ અવાર થિયેટરમાં ઝુર્ના વાદક તરીકે રજૂ થયા એથી મને જેટલી નારાજી થયેલી તેના કરતાંયે વધારે નારાજી મને એમના આ ટીખળથી થઈ. એક વાડ નજીક પડેલો ત્રાંબાના ભંગારનો ઢગલો મારી નજરે પડયો. વૃદ્ધ આદમીની ઉપર મને ચડેલી ખીજ કાઢવા મેં એમને કહ્યું:

"પુરાણા જમાનામાં તમે ટિનગર હતા ત્યારે ભંગારનો આવો ઢગલો તમે પડયો રહેવા ન દીધો હોત, ખરું કે નહિ? તમે એને ઉપાડીને ઘેર લઈ ગયા હોત, નહિ કે?"

"મને મોકો જ ન મળ્યો હોત," એમણે સુજનતાથી જવાબ વાળ્યો. "હું પહોંચું તે પહલાં જ બીજું કોઈ ઉપાડી ગયું હોત."

અમને અમારા જેવો જ કોઈ બીજો મોડો રાહદારી સામો મળ્યો. અબૂતાલિબે એક પળ પણ અચકાયા વગર એને રોક્યો, એની પાસેથી થોડીક તમાકુ અને દીવાસળી માગી લીધી, અને દમ ખેંચવાનું શરૂ કરી દીધું.

સો વાતની એક વાત એ કે અબૂતાલિબનું વર્તન મને ગમ્યું નહિ. દાઘેસ્તાનના લોક-કવિનો ઇલકાબ ધરાવનાર, પોતાના વતનના આખા પ્રજાસત્તાકમાં મશહૂર, સરકારનો સભ્ય—એવો માણસ નાટકમાં ઝુર્ના વાદકની ભૂમિકા ભજવે, અમારા પ્રકાશન ગૃહમાં સેક્રેટરીનું કામ કરતી બાઈનાં વાસણોની મરામત કરવા તૈયાર થઈ જાય, અને માખાચકલામાં રાતને વખતે અજાણ્યા રાહદારી પાસેથી તમાકુ માગે, એ બધું મને ગમ્યું નહિ. પણ જઈફ આદમીને ઠપકાનાં વેણ કહેવાની બેઅદબી મેં ન કરી. તેને બદલે મેં કહ્યું:



"અબૂતાલિબ, હવે તમારી ઉંમર થઈ. તંદુરસ્તીને ખાતર તમાકુ પીવાનું મૂકી દો તો ઠીક નહિ?"

"જોયું ને, તેં ચાલુ કરી દીધું. આજે તમાકુ છોડી દો, કાલે વાસણોની મરામત કરવી મૂકી દો, પરમ દિવસે ઝુર્ના વગાડવાનું બંધ કરી દો. મને કમને મારે કવિતા લખવાનું પણ છોડી દેવું પડશે. કાવ્યો મને પડતો મૂકીને ચાલ્યાં જશે. તેઓ મને અબૂતાલિબ ટિનગર તરીકે, તમાકુના દમ ખેંચનાર તરીકે, અને ઝુર્ના વગાડનાર તરીકે ઓળખે છે. બીજા કોઈ અબૂતાલિબને તેઓ શું કરે? હું અબૂતાલિબ ગાફુરોવ છું, રસૂલ હમઝાતોવ નહિ—જેને તમાકુ પીવી નથી ગમતી, વાસણોની મરામત કરતાં નથી આવડતું, ફક્ત લેખક સંઘનું સંચાલન કરતાં આવડે છે એવો રસૂલ હમઝાતોવ નહિ. વળી હું યુસુપ ખાપાલાયેવ નથી, નુરાતદીન યુસુપોવ નથી, મક્સીમ ગોર્કી નથી, કે પછી ઝોશ્ચેન્કો પણ નથી..."

એ જમાનામાં ઝોશ્ચેન્કોની આકરી ટીકા થઈ રહી હતી અને એનું નામ સૌની જીભને ટેરવે રહેતું. અબૂતાલિબને નામ યાદ હતું.

"રાની બેલ પહાડી વિસ્તારો સિવાય બીજે ક્યાં રહી શકે? ઝરણાનું વહેણ નીચે ખીણમાં નહિ તો બીજે ક્યાં જાય? બીજા કોઈની ટોપી મારા માથા પર ન ધરબી દે તો હું તારો અહેસાનમંદ રહીશ. અને મારી પાછલી જિંદગીને વગોવવાનું મૂકી દે. હા, હું ઝુર્ના વાદક હતો, ગોવાળિયો હતો, અને ટિનગર હતો. તું એમ માને છે કે મને મારી પાછલી જિંદગીની શરમ આવે છે? મારો ભૂતકાળ એટલે તો હું જ, અબૂતાલિબ પોતે. સાંભળ, રસૂલ, અને મારા શબ્દો યાદ રાખજે: તમે પિસ્તોલ લઈને ભૂતકાળની ઉપર ગોળીબાર કરો તો ભવિષ્ય તમારી ઉપર ગોળા વરસાવે. મેં મારી બૈરીઓને તજી દીધી છે, અને બૈરીઓએ મને તજી દીધો છે, પણ મને જે

કામ આવડે છે એ મને છોડી શકે નહિ અને હું પણ એને છોડી શકું નહિ."

જઈફ કવિ અને બાપુના દોસ્ત અબૂતાલિબ એવા આદમી હતા. એમની હસ્તી એવી હતી અને એમને એવા જ સ્વીકારી લેવાના હતા. એ જરાય જુદા હોત તો અબૂતાલિબ અને કવિ ન રહ્યા હોત.

હવે હું તમને બીજો એક કિસ્સો જણાવું. તેને આવું મથાળું આપી શકાય:

**અબૂતાલિબનો નવો ફ્લૅટ.** હું દાઘેસ્તાન લેખક સંઘના સંચાલક મંડળના અધ્યક્ષ તરીકે તાજો જ ચુંટાયો હતો. એ હોદ્દામાં ફાયદા વધારે અને ફરજો ઓછી છે. હું પોતે જ કોશિશ કરીને કંઈક કામ ગોતી કાઢું તો જુદી વાત, નહિતર અગાઉની જેમ જ મુદ્દલ ખલેલ વગર મારાં કાવ્યો લખવાનું ચાલુ રાખી શકું. પણ હું હજી ઉત્સાહી યુવાન હતો અને મારા દિલમાં પ્રવૃત્તિની હોંશ હતી. એટલે મારા નવા પદ જોડે સંકળાયેલાં ભાતભાતનાં કામ હું શોધી કાઢવા લાગ્યો.

મને લાગે છે કે માણસને પોતાના મકાનની મજબૂતી અને સારીનરસી બાંધણીનો ક્યાસ કાઢવો હોય તો વળીઓ, ખૂણાના થાંભલા, અને સામાન્ય રૂપે સઘળાં ટેકણોની તપાસથી શરૂઆત કરવી જોઈએ. મેં ચોમેર નજર ફેરવીને જોયું તો દાઘેસ્તાન લેખક સંઘના મુખ્ય આધારસ્તંભ ચાર દાઘેસ્તાની પ્રજાઓનું પ્રતિનિધિત્વ કરતા ચાર લોક-કવિઓ હતા — લેઝધિન તાહિર ખૂરિયૂક્સ્કી, કુમીક અલી કાઝીયેવ, અવાર ઝાગિદ ગાઝિયેવ, અને લાક અબૂતાલિબ ગાફુરોવ. એટલું સ્પષ્ટ થઈ ગયું એટલે મેં એક યોજના ઘડી કાઢી. મેં નક્કી કર્યું કે સરકારના કેટલાક સભ્યો જોડે આ ચાર કવિની મુલાકાત ગોઠવવામાં આવે તો ઠીક રહેશે. કવિઓ પોતાની જરૂરિયાતો સરકાર સમક્ષ રજૂ કરી શકશે, અને સરકાર પોતાના ખ્યાલો કવિઓને જણાવી શકે.



અમારી પ્રાદેશિક પાર્ટી કમિટીના સૅક્રેટરી અબ્દુર્રહમાન દાનિયાલોવ જોડે કવિઓની વાતચીત થઈ. બિનસત્તાવાર વાતાવરણમાં ચાપાણીના સંગાથમાં થયેલી વાતચીત મોકળે મને થઈ એમ કહી શકાય. કવિઓ ખુશ થઈ ગયા અને એમણે લેખક સંઘના નવા અધ્યક્ષ રસૂલ હમઝાતોવનાં ગુણગાન એક અવાજે ગાયાં. લોક-કવિઓની સોબત માણતા કોમરેડ દાનિયાલોવે મનમાં રસૂલનાં વખાણ કર્યાં. અને હું એવી રીતે બેઠો રહ્યો કે જાણે આખા પ્રસંગની જોડે મને કશી લેવાદેવા જ ન હોય.

દાઘેસ્તાન, જીવન, અને કવિતા વિશે વિચારોની આપલે થઈ. અંતમાં પ્રાદેશિક કમિટીના સૅક્રેટરીએ કવિઓને એમની માગણીઓ વિશે પૂછ્યું. શરૂઆત તાહિર ખૂરિયૂક્સ્કીએ કરી.

"કોમરેડ દાનિયાલોવ, એક વાતની મને મોટી ફિકર છે. શિયાળાની કડકડતી ટાઢમાં ઘેટાં ચરાણોમાં મરી જાય છે. આપણે ઉનાળામાં પુષ્કળ માણસોને ત્યાં મોકલીને આખા શિયાળા સારુ ખડનો સંઘરો ન કરી શકીએ?"

કોમરેડ દાનિયાલોવે કવિની વાત યાદીમાં ટપકાવી લીધી અને પૂછ્યું:

"બીજું કંઈ?"

"ખૂરિયૂક ગામના અમારા સહકારી ખેતર માટે એક મોટર વાહન પૂરું પાડી શકશો?"

પછી આલી કાઝીયેવે વાત શરૂ કરી. એમણે મોં ખોલીને સૅક્રેટરી સમેત સૌને પોતાના જરીપુરાણા સડી ગયેલા દાંત બતાવ્યા.

"દાંતનું નવું ચોકઠું બનાવવાનો બંદોબસ્ત થઈ શકશે? આ દાંતથી ચવાતું નથી. વળી મારા જેવા ઘરડા માણસને બોખા મોંએ ગીતો ગાવાનું પણ મુશ્કેલ બની જાય છે, કાવ્યોનો પાઠ શરૂ કરું ત્યારે જાણે ફૂંફાડા મારતો હોઉં એમ લાગે છે."

બોખા મોંએ કાવ્યપાઠની મુશ્કેલી કાઝીયેવે ત્યાં ને ત્યાં પ્રદર્શિત કરી. તેને માટે એમણે ખાસાવ્યુર્ત નગર કારોબારી સમિતિના અધ્યક્ષને સંબોધિત એક પ્રાસાનુપ્રાસી પત્ર પસંદ કર્યો. ઘરમાં ગરમાવો આણવા માટે જઈફ કવિએ કરેલી કોલસાની હૃદયદ્રાવક આજીજી એ પત્રમાં વ્યક્ત થઈ હતી.

"પછી તમને કોલસા મળ્યા કે નહિ?" દાનિયાલોવે પૂછ્યું.

"ગયા વરસથી એ બાબતની વિચારણા ચાલી રહી છે."

વળી સેક્રેટરીએ થોડીક નોંધ ટપકાવી, અને ઝાગીદ ગાઝિયેવની વાત સાંભળવાની વાટ જોવા લાગ્યા.

"આજકાલ જુવાન અદાકારો ગાવાને બદલે રાગડા તાણે છે, અને ઘાંટા પાડીને મજાનાં લોકગીતોનો દાટ વાળી નાખે છે. નવાં ગીતો પણ એવાં હોય છે કે ગાયકને મને કમને રાગડા તાણવા જ પડે. આપણે આ રાગડા બંધ કરાવી દેવા જોઈએ. રેડિયો પર પ્યારનાં વધારે પડતાં ગીતો પ્રસારિત થાય છે. કેટલાંક ગીતો તો પ્રાચીન કહાણીઓની હૂરીઓની તારીફથી ભરેલાં હોય છે. કોમરેડ દાનિયાલોવ, એવા બધા ગાયકોને સાફ જણાવી દો કે હૂરીઓની તારીફ ગાવાનું બંધ કરી દે અને તેને બદલે આજની જિંદગીમાં ખેતરવાડીઓના યશવંતા વીરોનાં ગીત ગાય."

ભાષણ પૂરું કરીને ગાઝિયેવે મને કાનમાં કહ્યું:

"વળી મેં સાંભળ્યું છે કે શામ્તામાનોવ અને સુલેમાનોવ ગઈકાલે રેસ્તરાંમાં બેસીને દારૂ ઢીંચી રહ્યા હતા. લેખકોને દારૂ પીવાની મના કરી દેવી જોઈએ. એને વિશે હું તારી જોડે ખાસ વાત કરવાનો છું."

પછી અબૂતાલિબનો વારો આવ્યો.

"ભાઈ અબ્દુર્રહમાન," અબૂતાલિબે સેક્રેટરીને કહ્યું, "મારી છેલ્લી બૈરીને દીકરો આવ્યો છે."



"શું કહ્યું? 'છેલ્લી' બૈરી?"

"હા, મારે ઘણી બૈરીઓ થઈ ગઈ. હું શું કરું? મારી છબી અખબારોમાં છપાય છે, રેડિયો પર મારા ઉલ્લેખો થાય છે, ઢંઢેરા પીટવામાં આવે છે કે હું દાઘેસ્તાનનો લોક-કવિ છું. હું પાર્લમેન્ટનો સભ્ય છું, અને મને ઇલકાબો એનાયત થયા છે. ભોળી સ્ત્રીઓ આવી લાલચથી ભરમાઈ જાય છે. તેઓ મૂર્ખાઈ કરીને માની લે છે કે આટલા મશહૂર આદમી પાસે રહેવા હવેલી હશે, પટારા ભરીને કીમતી ચીજો હશે, અને થેલા ભરીને નાણું હશે. તેઓ મારી જોડે શાદી કરી લે છે. પછી એમને ખબર પડે છે કે ગરીબ અબૂતાલિબ તો ભંડકિયામાં રહે છે. એમને એ વાત પસંદ નથી આવતી એટલે મને છોડીને જતી રહે છે. પરિણામે મારી શાદી અનેક વાર થઈ છે. હા, ભાઈ અબ્દુર્રહમાન, મારાં ગીતો બુલબુલની જેમ ગગનમાં ઊડે છે, પણ હું તો ભંડકિયામાં બેઠો રહું છું. મારા કાળમુખા ભંડકિયામાંથી હું સોનેરી ગીતો આસમાનમાં છૂટાં મૂકું છું. પણ મને ખોળામાં દીકરો દેનારી મારી નવી બૈરીએ ધમકી આપી છે કે મને મજાનો નવો ફ્લેટ નહિ મળે તો એ મને છોડીને જતી રહેશે. અમારા બાળકને છાતીએ ચાંપીને એ જતી રહેશે.

અબ્દુર્રહમાન, એ હજુ ચાલી નથી ગઈ, પણ જતી રહેશે તો મારું કાળજું કપાઈ જશે. મારા સંસારને પાયમાલ થતો બચાવી લો અને મને સુખનો રોટલો ખાવા ઘર આપો. હું સિત્તેરની ઉંમર વટાવી ગયો છું, અને હવે મારું ગાડું નીચે ગબડતું જાય છે, ઉપર નથી ચડી રહ્યું. મને નવો ફ્લેટ આપશો તો હું તમને બોલાવીને મહેમાનદારી કરીશ."

એક અઠવાડિયાની અંદર અબૂતાલિબને નવા ફ્લેટની ચાવી મળી ગઈ. વિદાય, સુખદ ભંડકિયા, વિદાય! હવે અબૂતાલિબ

પૂશ્કિન માર્ગ પર નવા મકાનને બીજે માળે ત્રણ ખંડના ફ્લેટમાં રહેવા લાગ્યા.

એક દિવસે મને રસ્તે જતાં અબૂતાલિબનો ભેટો થઈ ગયો. મને દુવાસલામ કરવાને બદલે જાણે લોઢાના ભંગારના ઢગલામાં કંઈક ગોતતા હોય એવો ડોળ એમણે કર્યો.

"સલામ, અબૂતાલિબ. નવા ઘરમાં કેમ ચાલે છે? ફ્લેટ પસંદ છે ને?"

"કેટલાય દિવસથી હું ઘંટડીની તલાશમાં છું. ઘરને બારણે ઘંટડી હોય અને વગડતી હોય તો ત્સાદા ગામના હમઝાતનો દીકરો આવીને મને મળે. ત્રણ વાર મેં દરિયા તરફની બારી ઉઘાડીને ઝુર્ના વાદન કર્યું, એવી આશાએ કે હમઝાતનો દીકરો સૂર સાંભળીને આવી પહોંચે. લાગે છે કે ખરેખર બહુ મોટી ઘંટડીની જરૂર પડશે. હું તલાશ ચાલુ રાખીશ."

અમે તત્કાળ અબૂતાલિબના નવા ફ્લેટ તરફ રવાના થઈ ગયા. પણ ફ્લેટમાં પહોંચ્યા તો ત્યાં ખાલી દીવાલો સિવાય બીજું કશું નહોતું. અબૂતાલિબે ભંડકિયામાંથી પોતાની બધી ચીજો લાવીને જેવી રીતે ભોંય પર પટકી દીધી હતી એવી જ રીતે વેરવિખેર એ બધી પડી હતી—એમની જૂની ઝૂર્ના અને કુમુઝ, નાળબંધની ધમણ (અલ્લાને ખબર, નવા ફ્લેટમાં એની શી જરૂર હશે), કેરોસીનનાં ફાનસ, બાલટીઓ, કુંજા, બૂટ, અને ઘેટાની ખાલનો કોટ. પહાડ ઉપરથી ઘરડા આદમીઓ જૂના ખડિયા લઈને કશાક કામે શહેરમાં આવે ત્યારે તેમના મેજબાન અબૂતાલિબ મહેમાનનું ખાલી ખુર્જુન (ખડિયો) હાથમાં ઝાલીને બોલે:

"કાળમુખા ખુર્જુન, તું ખાલી કેમ છે? તું ઘેટાના બચ્ચા જેવી કોઈ ભારે ચીજથી ભરેલું હોત તો મારા મહેમાનનું કામ ઘણું વધારે જલદી પાર પડી ગયું હોત. તું ખાલી છે એટલા જ કારણે મારા દોસ્તોને કેટલી વાર ચાન્ખ ડુંગર ઉપર નકામું ચડવું પડે છે!"

અત્યારે પણ અબૂતાલિબે ખાલી ખુર્જુનને ભાંડવાનું શરૂ કરી દીધું, અને મારે બેસવા માટે કશુંક ગોતી કાઢવા ચોમેર નજર દોડાવી. પણ કશું માફક ધ્યાનમાં ન આવ્યું એટલે આખરે એમણે એક લાંબી છરી મારા હાથમાં મૂકી અને બારીમાંથી આંગણમાં આંગળી ચીંધીને મને છાપરી બતાવી.

"બતક છાપરીમાં છે. જઈને એને કતલ કરી લાવ."

મેં છાપરીનું બારણું ઉઘાડીને અંદર થોડીક દોડાદોડી પછી બતક પકડી લીધું. હું મારું કામ પતાવવાની કોશિશમાં પડયો એટલે બતક મારા હાથમાં જોરથી ફફડાટ કરવા લાગ્યું. ઉપર બારીમાંથી અબૂતાલિબનો ઘાંટો સંભળાયો:

"બતકને આવી રીતે કતલ કરાતું હશે? એનું માથું બીજી તરફ વાળી દે. મક્કા કઈ દિશામાં છે એ પણ નથી જાણતો?"

પણ મેં મારું કામ આખરે સરખી રીતે પતાવી લીધું, અને અબૂતાલિબે વખાણ પણ કર્યાં.

અમારા વિસ્તારમાં કહેવાય છે એમ અબૂતાલિબ તપેલા ઉપર સવાર થઈ ગયા, અને કેટલીય વાર સુધી રાંધવાની ધમાલમાં ડૂબેલા રહ્યા. મેં ફ્લેટનું નિરીક્ષણ ચાલુ રાખ્યું. જઈફ કવિ ભંડકિયામાંથી નવા ફ્લેટમાં રહેવા આવી ગયા હતા, પણ ભંડકિયાની પૂરી જિંદગી—જરીપુરાણા તપેલાથી માંડીને બધી જૂની ટેવો—ભેગી લઈ આવ્યા હતા. ફ્લેટમાં એક પણ ખુરશી, ટેબલ, કબાટ, કે ખાટલો નહોતો. હકીકતમાં ફર્નિચર મુદ્દલ હતું જ નહિ.

"અબૂતાલિબ, તમે કાવ્યો ક્યાં બેસીને લખો છો?"

"આ ઘરમાં એક પણ કામનું કાવ્ય મેં હજી નથી લખ્યું. શરૂઆતમાં તો હું લખવા માટે પુરાણા ભંડકિયામાં પાછો જતો, પણ હવે ભંડકિયું એક કલાકારને સ્ટુડિયો તરીકે આપી દેવામાં આવ્યું

છે. અલ્લા સાક્ષી છે કે અહીંયાં મને નીંદર પણ ભંડકિયા જેવી નથી આવતી. ત્યાં મને ખરચો ઓછો થતો અને વખત વધારે મળતો. લોકો મને બહુ હેરાન નહોતા કરતા. ભંડકિયામાં મને મળવા ભાગ્યે જ કોઈ આવતું. એ ખરું કે ત્યાંથી મને સાગર નજરે નહોતો પડતો, અને હવે ઘરડા અબૂતાલિબની નજર સામે હંમેશાં સાગરનાં મોજાં ઉછાળા લેતાં રહે છે."

અબૂતાલિબ એકીટશે કાસ્પિયન સાગરને નીરખી રહ્યા. આકરા તોફાનમાં સાગરની સપાટી ઉપર નીલાશ પડતાં ધોળાં ફીણ ઊભરાઈ રહ્યાં હતાં. મેં એમની લીનતામાં ખલેલ ન પાડી. અમે ચુપચાપ ઊભા રહ્યા. પછી અબૂતાલિબ ફરી બોલ્યા:

"રસૂલ, તને મારી જિંદગીના બે દિવસોની વાત કહેવાનું મન થાય છે—એક સૌથી સુખી અને બીજો સૌથી ગમગીન.

"જરૂર સંભળાવો, અબૂતાલિબ!"

"રસૂલ, મારી જિંદગીમાં અનેક સુખી દિવસો બેશક આવ્યા છે. મને સરકારી ઇલકાબ એનાયત થયો એ દિવસ સુખનો હતો, આ ફ્લેટ મળ્યો ત્યારે મને ખુશી થયેલી, ત્રીજા દાયકામાં લાલ સેનાએ મને જંગમાં ભાગ લેવા ઘોડો આપ્યો ત્યારે પણ મારા મનમાં સુખનો અનુભવ થયેલો. એની ઉપર સવાર થઈને મેં એને લાલ સેના ભેગો દોડાવ્યો. ટુકડીમાં હું ઝુર્ના વાદક હતો. રણમેદાનમાં મારો ઘોડો કમાંડરના ઘોડાની પાછળ જ રહેતો—એથી પણ મેં ખુશી અનુભવેલી. પણ તોયે મારી જિંદગીની પહેલી અને સૌથી વધારે ખુશીની લાગણી આમાંથી કોઈ ઘટનાએ પેદા નહોતી કરી. હું અગિયાર વરસનો છોકરો હતો અને વાછરડાં ચરાવતો હતો ત્યારે મારા બાપુએ મને બૂટની જોડી ભેટ આપેલી. એ મારા પોતાના પહેલા બૂટ હતા. નવા બૂટ જોઈને મારા દિલમાં ઊભરાયેલી અભિમાનની લાગણીના વર્ણન માટે શબ્દો ઓછા પડે. જે કોતરો અને માર્ગોમાં ગઈકાલ સુધી મારા પગની ચામડી ટાઢા તીણા પથ્થરોથી કપાઈ જતી હતી ત્યાં હું બૂટ પહેરીને હિંમતભેર ચાલી શક્યો. એના એ પથ્થરોની ઉપર મેં નીડર કદમો માંડયાં. મને પગમાં ટાઢ પણ ન લાગી અને ઈજા પણ ન થઈ. ખુશીના ફક્ત ત્રણ જ દિવસ પછી મારી જિંદગીની સૌથી ગમગીન પળ આવી. ચોથે દિવસે મારા બાપુએ કહ્યું: 'અબૂતાલિબ, હવે આખરે તારી પાસે મજબૂત નવા બૂટ છે, લાકડી છે, અને તેં અગિયાર વરસ વટાવી દીધાં છે. તારે માટે બહારની દુનિયામાં નીકળી પડવાનો અને તારો ખોરાક તથા કપડાં આપમેળે હાંસલ કરી લેવાનો વખત આવી ગયો છે.' એમણે મને ગામોના ફેરા કરીને ભીખ માગી લાવવાનું ફરમાન કર્યું. એ ઘડીએ જે કારમી વેદના મારા દિલમાં પેદા થયેલી એવી વેદના મારી આખી જિંદગીમાં મારે ફરી ક્યારેય સહન નથી કરવી પડી. આગળ જતાં મારી આંખોમાંથી આંસુ જરૂર ટપક્યાં છે, પણ એ ઘડી જેવાં કારમાં આંસુ ક્યારેય નહિ. એક લેખકે મારે વિશે કહ્યું છે: 'હવે જોઈશું કે નવા ફ્લેટમાં અબૂતાલિબ કેવાં કાવ્યો લખે છે.' જાણે કેમ કાવ્યોના સર્જનને રહેવાના ફ્લેટ જોડે કંઈ સંબંધ હોય! કવિની હસ્તી જ એનાં કાવ્યોનું ઘર હોય છે. કવિની કવિતા એના દિલમાં જ વસતી હોય છે. મારી જિંદગીની તમામ ખુશાલ અને ગમગીન પળો મારી હસ્તીમાં સમાયેલી છે. હું ક્યાં રહું એથી કશો જ ફેર નથી પડતો."

અબૂતાલિબના ફ્લેટની મુલાકાતે મને ખૂબ બેચેન બનાવી દીધો. મેં દાઘેસ્તાન સરકારના આગેવાનોને વાત કરી. એમ નક્કી કરવામાં આવ્યું કે એમના એક પુસ્તકના પુરસ્કારના અમુક હિસ્સાનો ઉપયોગ એમના નવા ફ્લેટ માટે થોડુંક સારું ફર્નિચર ખરીદવામાં

કરવો. એ "કામગીરી" માટે ત્રણ માણસની એક ટીમ રચવામાં આવી. તેના સભ્યોમાં હું, દાઘેસ્તાન પ્રકાશન ગૃહના મેનેજિંગ ડિરેક્ટર, અને વ્યાપાર પ્રધાન હતા. અમારે જરૂરી ફર્નિચર ખરીદીને એમના ફ્લેટમાં પહોંચાડવાનો બંદોબસ્ત કરવાનો હતો. આ કામગીરીના સંબંધમાં જરૂરી બને એવી વાતચીત કવિ જોડે મારે કરવાની હતી.

અમે ત્રણેય જણે માખાચકલામાં ફર્નિચરની તમામ વખારોમાં ફરીને જરૂરી ચીજોની ખરીદી કરી— શયનખંડ માટે (જેથી અમારા લોક-કવિ આરામની નીંદર માણી શકે!), અભ્યાસખંડ માટે (જેથી એ ઉત્કૃષ્ટ કાવ્યોનું સર્જન ચાલુ રાખી શકે!), અને ભોજનખંડ માટે (જેથી એ સરખી રીતે ખાઈ પી શકે!).

અમે ધારેલું કે બધું ફર્નિચર ફ્લેટમાં ગોઠવાઈ જશે એટલે અબૂતાલિબ દોડતા આવીને ઊંડા અહેસાનની લાગણી વ્યક્ત કરશે. પણ એમણે તો કશું કહેવડાવ્યુંયે નહિ— અહેસાનનો એક શબ્દ પણ નહિ અને ફર્નિચરની પહોંચ પણ નહિ. એટલે અમે જાતે અબૂતાલિબના ફ્લેટમાં જઈને તપાસ કરવાનું નક્કી કર્યું કે અમારી ખરીદીનું એમણે શું કર્યું છે.

અમારે ફ્લેટનું બારણું ખખડાવવું ન પડ્યું, એ તો સાવ ઉઘાડું જ હતું. અમે અંદર દાખલ થયા... ભોજનખંડમાં પાથરેલા ગાલીચા ઉપર અબૂતાલિબ એમના કુટુંબ ભેગા બેઠા હતા. ટેબલ બાજુમાં પડ્યું હતું. સૌ કૂંડાળે વળીને બેઠાં હતાં અને વચમાં અખબારના કાગળ ઉપર ખાવાનું રાખેલું હતું. અબૂતાલિબ એક પ્લેટમાં દહીં ખાઈ રહ્યા હતા. પાલીસ કરેલા ચળકતા ટેબલ તરફ કવિ સાવધાન નજરે જોઈ રહ્યા હતા, જાણે કેમ વહાલ ઝંખતી કોઈ લલના બોલાવી રહી હોય પણ એને વહાલ ન કરવા માગતા અબૂતાલિબ એની ઉપર નજર રાખી રહ્યા હોય.



બીજા ખંડમાં લખવાનું મજાનું ટેબલ ગોઠવેલું હતું. તેની ઉપર કોરા કાગળ, કલમો, ખડિયો, વગેરે પડ્યું હતું. પરંતુ એ બધી ચીજો (ટેબલ સમેત) માલિકના હાથે વપરાતી ચીજોને બદલે મ્યુઝિયમમાં પ્રદર્શિત વસ્તુઓ જેવી લાગતી હતી. ખંડને બીજે ખૂણે ભોંય પર અરબી લિપિમાં લખેલા કાગળો પડ્યા હતા.

"આ શું, અબૂતાલિબ? આધુનિક લિપિ તમને લખવા જેટલી સારી નથી આવડતી કે શું?"

"આવડે છે, પણ મને જૂની લિપિમાં લખવાની ટેવ છે. પહેલાં હું અરબી લિપિમાં લખું છું, અને પછી સંપાદક માટે આપણી લિપિમાં ઉતારી લઉં છું, જાણે મારા જ લખાણનું ભાષાંતર કરી લઉં છું."

"પલંગ ઉપર સૂવાની એમણે ક્યારેય કોશિશ જ નથી કરી," એમની પત્ની વચમાં બોલી. "આ બધી મોંઘી ચીજો ખરીદવાની તકલીફ જ તમે ન લીધી હોત તો સારું હતું."

"અરે, પલંગ એટલે વળી શું? હું પહેલી વાર શહેરમાં રહેવા આવ્યો ત્યારે પહાડી પથ્થરના તકિયા ઉપર માથું મૂકીને સૂઈ ગયેલો, અને મજાની નીંદર આવેલી. હું ગોવાળિયો હતો ત્યારથી મને પથ્થર ઉપર માથું મૂકીને સૂવાની ટેવ છે."

"લાગે છે કે અમે પસંદ કરેલું ફર્નિચર તમને પસંદ નથી— લખવાનું ટેબલ, ખુરશીઓ, જમવાનું ટેબલ, કબાટ..."

"ફર્નિચર તો બહુ સરસ છે, પણ એ મારા પાડોશી ગોટફ્રિડ હસ્સાનોવને વધારે ફાવે એવું છે."

"ગોટફ્રિડ હસ્સાનોવ સારો પાડોશી નથી?"

"માણસ મજાનો હશે, પણ અમારે બનતું નથી."

"કેમ?"

"વધારે પડતો સુધરેલો છે. હું વધારે પડતો ગામઠી છું ને

એ વધારે પડતો શહેરી. હું વધારે પડતો પહાડી છું ને એ વધારે પડતો બિનપહાડી. અમારી ટોપીઓ પણ જુદી જુદી જાતની છે. ઘણું કરીને અમારાં માથાંમાં પણ ફેર હશે. હું મારી જર્મનનું સંતાન છું ને એ એના વેપારનો બેટો. એને મારું ઝુર્ના અને ઝુર્નાનું સંગીત નથી ગમતાં, મને એનો પિયાનો અને સિમ્ફનીઓ નથી ગમતાં. કોશિશ કરવા છતાં મને એના સંગીતમાં મઝા નથી પડતી. મારું સંગીત એને નથી ગમતું — હું ઝુર્ના હાથમાં લઉં કે તરત જ આવીને મારું બારણું ખખડાવે: 'અબૂતાલિબ, મારાથી કામ નથી થતું.' હું ઢોંગ કરું કે ઝુર્ના હું નથી વગાડતો, એ તો રેડિયો પર વાગી રહ્યું છે. કેટલીય વાર એણે બારણું ખખડાવ્યું ત્યારે ખરેખર રેડિયો પર ઝુર્નાનું સંગીત ચાલી રહ્યું હતું. પણ એ તો મને ઝુર્ના ન વગાડવા દે એટલું જ નહિ, રેડિયો પર ચાલતું ઝુર્ના સંગીત પણ મને ન સાંભળવા દે. સો વાતની એક વાત કે અમે બે એકબીજાથી સાવ નિરાળા ઈન્સાનો છીએ. મારે ત્યાં ગામના અને પહાડોના મહેમાનો ખુર્જુન ખડિયા લઈને આવે, એના મહેમાનો મોસ્કોથી હાથમાં પોર્ટફોલિઓ લઈને આવે. હું મારા મહેમાનોને બુઝા પિવડાવું અને લસણદાર ખિનકાલ ખવડાવું, એ પોતાના મહેમાનોને કોન્યાક બ્રાન્ડી અને કોફી પિવડાવે. હું બજારમાં જાઉં, એ દુકાને જાય. હું સૂતો હોઉં ત્યારે એ લખે, અને એ સૂતા હોય ત્યારે હું લખું. એને શહેરની ક્યારીઓમાં ઊગેલાં ફૂલો ગમે, મને પહાડી બીડોનું ફૂલે સોહતું ઘાસ ગમે. સાંભળો, એણે એની એક સિમ્ફની વગાડવાનું શરૂ કર્યું છે."

અબૂતાલિબના પાડોશી, દાઘેસ્તાન અને રશિયન ફેડરેશનના પ્રતિભાવાન કલાકાર, ગોટફ્રિડ હસ્સાનોવને અમે સૌ ઓળખતા હતા. એ વખતે કલાકાર એક પિયાનો સંગીત કૃતિની રચના કરી રહ્યા હતા. એમનું પ્રતિભા પ્રેરિત સંગીત સાંભળતાં ખુશી અનુભવતો હું મનમાં વિચારવા લાગ્યો — "આ બે મહાન અને અસાધારણ



પ્રતિભાઓનો, અબૂતાલિબની સાદી લોક-પ્રતિભા અને હસ્સાનોવની ધંધાદારી તથા કેળવેલી પ્રતિભાનો, સમન્વય સાધવામાં આવે તો કેવા ખરેખર અદ્ભુત સંગીતનું સર્જન થાય!"

મારા મનમાં એવો ખ્યાલ પણ આવ્યો કે મારાં કાવ્યો અને મારાં પુસ્તકો આ બે ઝરણાંનો — મારી પ્રજાનાં નિર્દંભ રૂપલક્ષણ તથા નિખાલસ સાદી પ્રકૃતિ અને ધંધાદારી કલાકારની પરિપૂર્ણ કાબેલિયતનો — સંગમ સાધી શકે તો એ કેવી મહાન સિદ્ધિ થાય! મારે અબૂતાલિબ અને ગોટફ્રિડને મારાં કાવ્યોમાં એકરૂપ કરી દેવા છે. એ બન્ને વાસ્તવિક જીવનમાં જેવા પાડોશીઓ છે એવા નહિ પણ ખરેખર સરસ પાડોશીઓ મારે એમને મારી કલામાં બનાવવા છે.

હા, હું આ બન્ને સિદ્ધાંતોના સુમેળની અપેક્ષા રાખું છું. પરંતુ તે અસાધ્ય બની જાય અને મારે પસંદગી કરવી પડે તો અંતમાં હું સરસમાં સરસ સભ્ય પીણું પણ છોડીને વતનના પહાડી ઝરણાનું શીતળ નિર્મળ જળ જ પસંદ કરીશ. ભલે ગમે તે કહો પણ સંસ્કૃતિ, સભ્યતા, અને ધંધાદારી પ્રાવીણ્યનો અભાવ હોય તો એ બધું પ્રાપ્ત કરી શકાય, પરંતુ ઈન્સાનને જન્મની વેળાએ સાંપડતી રાષ્ટ્રપ્રેમ અથવા પ્રજાપ્રેમની વિરલ ભાવના ન હોય તો તેને કોઈ રીતે હાંસલ ન કરી શકાય. ઝુર્ના વાદક અને લોક-કવિ અબૂતાલિબ જુદા સંજોગોમાં ધંધાદારી સંગીતકાર અને કદાચ સંગીત સર્જક બની શક્યા હોત, પરંતુ ધંધાદારી સંગીત રચનાર અને સંગીતકાર ગોટફ્રિડ સાદો લોક-કવિ કદી ન બની શકે.

અમે વિદાય લઈ રહ્યા હતા ત્યારે અબૂતાલિબે પૂછ્યું:

"રસૂલ, મારા ફ્લેટમાં ટેલિફોન ન ગોઠવી શકાય?"

"તમે ટેબલ અને પલંગનો તો ઉપયોગ જ નથી કરતા, પછી ટેલિફોનની શી જરૂર છે?"

"હું ટેલિફોન પર ઝુર્ના વગાડીને ક્યારેક મોસ્કોમાં નિકોલાઈ

તિખોનોવને અને ક્યારેક અમારા સહકારી ખેતરના અધ્યક્ષને સંભળાવીશ. નહિતર અધ્યક્ષને ખબર જ કેવી રીતે પડે કે હું હજી જીવતો છું અને મારી ઝુર્ના પુરાણાં ગીતોના સૂર હજી રેલાવી શકે છે. ટેલિફોન પર ઝુર્ના સાંભળીને અધ્યક્ષને ખાતરી થઈ જશે કે અમારા પહાડોના ધ્વનિઓ અને સુગંધો મારા શહેરી ફ્લેટમાં જીવંત છે."

"અરે અબૂતાલિબ, પહાડોની સુગંધથી મઘમઘતાં તમારાં ગીતો ટેલિફોન વગર પણ મોસ્કો પહોંચી જશે, તમારા વતનના ગામમાં અને દાઘેસ્તાનનાં તમામ ગામોમાં, પૃથ્વીના સઘળા ભાગોમાં, ગુંજતાં રહેશે. એ ગીતો પહાડોથીયે ઊંચે ગગનવિહાર કરશે."

હવે અબૂતાલિબની વિદાય લઈને હું તમને મારા અને બાપુના સંબંધમાં એક કિસ્સો કહીશ.

**એક યાદ.** કશાક કારણે અમે સામાન્ય રીતે અમારાં કાવ્યો એકબીજાને વાંચી સંભળાવતા નહોતા અને અમારાં કાવ્યો વિશે પરસ્પર વાતચીત પણ નહોતા કરતા. બાપુનાં નવાં કાવ્યો છપાઈને મારી નજરે પડે અથવા રેડિયો પર આવે, અથવા એ કાવ્યો સાંભળી ચૂકેલા દોસ્તો ઉલ્લેખ કરે, ત્યારે જ મને એને વિશે ખબર પડતી. એવી જ રીતે, મારાં નવાં કાવ્યો પ્રકાશિત ન થાય ત્યાં સુધી બાપુને એને વિશે કશી ખબર ન પડતી.

૧૯૪૯માં, 'મારા જન્મનું વર્ષ' નામે મારું કાવ્ય, એક અવાર અખબારમાં પ્રકાશિત થયું. બાપુએ એ અખબાર બેશક વાંચેલું અને મારી પંક્તિઓ અંગે નોંધો હાંસિયામાં ટપકાવેલી. અખબારની એમની એ નકલ મારા હાથમાં આવી. બાપુએ કાવ્ય કાળજીથી વાંચેલું એટલું જ નહિ પણ કેટલીક પંક્તિઓ એમણે પોતાની રીતે નવેસરથી રચેલી. મેં જોયું કે અત્યંત અલંકારી પંક્તિઓ બાપુએ બદલાવી નાખી



હતી, મારી તદ્દન અસ્વાભાવિક ઉપમાઓ અને અત્યંત અટપટાં રૂપકો એમને ગમ્યાં નહોતાં. એમણે મારી પંક્તિઓને સ્થાને નવી રચેલી પંક્તિઓમાં ખ્યાલોને સાદી, સ્પષ્ટ, અને અર્થવાહી ભાષામાં વ્યક્ત કરવાની કોશિશ કરી હતી.

મને હજુ અફસોસ રહ્યા કરે છે કે હમઝાતે સુધારેલા મારા કાવ્યવાળું એ અખબાર ખોવાઈ ગયું છે. મારાં કાવ્યો પ્રકાશિત થઈ જાય કે તરત જ બધી કાચી નકલો અને હસ્તપ્રતો બાળી નાખવાની મને ટેવ છે.

બાપુએ કરેલા સુધારાઓમાંથી મોટા ભાગના મને ગમેલા. મેં જોયું કે એથી કાવ્ય બહેતર બન્યું છે, પણ ઘણા સુધારા હું ન સ્વીકારી શક્યો. મેં એમને એ વિશે વાત પણ કરી.

"બેશક, તમે મારા કરતાં વધારે શાણા અને વધારે પ્રતિભાવાન કવિ છો. પણ હું જુદા યુગનો કવિ છું. મારો પંથ ન્યારો છે, મારી સાહિત્યિક રુચિઓ અને શૈલી ન્યારાં છે. બધું જ નિરાળું છે. તમે કરેલા ફેરફારમાં હમઝાત ત્સાદાસાની કાવ્યશૈલી તરત જ વરતાઈ આવે છે. હું હમઝાત નથી, હું તો કેવળ રસૂલ છું. મને મારી શૈલી અને મારી રીત રાખવા દો."

"આમાં તારી ભૂલ થાય છે. તારી શૈલી અને તારી રીતને, એટલે કે તારા આચરણ અને તારા ચારિત્રને, તારાં કાવ્યોમાં ગૌણ સ્થાન મળવું જોઈએ. પ્રથમ સ્થાન તો તારી પ્રજાના આચરણ અને ચારિત્રને જ હોય. તું સૌપ્રથમ તો પહાડવાસી છે, અવાર છે, ત્યાર પછી જ તું રસૂલ હમઝાતોવ છે. કોઈ પહાડવાસી કદી ન કરે એવી અભિવ્યક્તિઓ તું તારાં કાવ્યોમાં કરે છે. તારાં કાવ્યો પહાડી લોકોની ભાવના અને લક્ષણથી ન્યારાં હોય તો તારી રીત પ્રયોગદાસ્ય બની જશે અને તારાં કાવ્યો રૂપાળાં અને કદાચ રમૂજી પણ કેવળ રમકડાં જ બની રહેશે. વાદળો ન હોય તો વરસાદ ક્યાંથી આવે? આસમાન

ન હોય તો હિમ ક્યાંથી પડે? અવારિસ્તાન અને અવાર પ્રજા ન હોય તો રસૂલ હમઝાતોવનું અસ્તિત્વ કેવી રીતે હોઈ શકે? સદીઓ દરમિયાન ઘડાયેલા તારી પ્રજાના નિયમો વગર તારા પોતાના નિયમો તને ક્યાંથી મળવાના હતા?"

એક વાર બાપુ જોડે મારે આવી વાતચીત થયેલી. ત્યાર બાદ વીતેલાં તમામ વરસોએ અને મેં અપનાવેલા સઘળા પંથોએ એમનું કથન ખરું સાબિત કરી દીધું છે.

**ત્રીજી પત્નીની વાત.** એક યુવાન દાઘેસ્તાની કવિ સાહિત્ય મહાવિદ્યાલયમાં અભ્યાસ કરવા મોસ્કો આવ્યો. દાઘેસ્તાની વિદ્યાર્થીએ એક વરસ બાદ જાહેર કર્યું કે હું મારી પત્નીને તલાક આપવાનો છું. એની પત્ની કોઈ દૂરના પહાડી ગામની બાઈ હતી.

"કેમ, શા કારણે?" અમે પૂછ્યું. "તારી શાદીને બહુ વખત નથી થયો, અને વળી તને તો તારી પત્ની વહાલી હતી. પછી શો વાંધો પડયો?"

"અમારો મેળ નથી ખાતો. એને ખબર નથી કે શેક્સપિયર એટલે કોણ. એણે 'યેવગેની ઓનેગિન' નથી વાંચ્યું, એને 'સરોવર શાળા'ની જાણ નથી, એણે મેરિમેનું નામ કદી સાંભળ્યું નથી."

એ જુવાન કવિ ફરી પરણીને મોસ્કોની પત્ની જોડે માખાચકલા પાછો ફર્યો. નવી પત્નીએ શેક્સપિયર અને મેરિમે બેઉનાં નામ ચોક્કસ સાંભળ્યાં હશે. એ બાઈ અમારા શહેરમાં એક વરસ રહી. પછી એને મોસ્કો પાછા ફરવું પડયું કેમ કે એના પતિને છૂટાછેડા લેવા હતા.

"છૂટાછેડાનું કેમ નક્કી કર્યું?" અમે પૂછ્યું. "તારી શાદીને હજી બહુ વખત નથી થયો, અને તને તો પત્ની વહાલી હતી. શો વાંધો પડયો?"

"અમારો મેળ નથી ખાતો. એને અવાર ભાષાનો એક શબ્દ



પણ નથી આવડતો. આપણા અવાર રિવાજોની એને કશી ગતાગમ નથી. હું અહીંયાં પહાડી વસતિમાં જન્મેલો છું, પણ એને પહાડી લોકોની તાસીર મુદ્દલ સમજાતી જ નથી, અને ઘેર પહાડી મહેમાનો આવે તે એને જરાય ગમતું નથી. વળી એક પણ અવાર કહેવત, ઉખાણું, કે ગીત એને નથી આવડતું."

"તો હવે શો ઇરાદો છે?"

"લાગે છે કે ત્રીજી વાર શાદી કરવી પડશે."

હું માનું છું કે એ જુવાન કવિને, ત્રીજી પત્ની ગોતી કાઢતાં પહેલાં, ખુદ પોતાને સમજી લેવાની જરૂર છે.

મારી મંછા છે કે મારા પુસ્તકમાં અવારિસ્તાનના પહાડોના પડછંદા પણ હોય, અને શેક્સપિયરનાં સૉનેટોનું ગુંજન પણ હોય. મારી મંછા છે કે મારું પુસ્તક, હજી નવી બીબીની તલાશ કરી રહેલા જુવાન દાઘેસ્તાની કવિની ત્રીજી પત્ની બની રહે.

**મારી નોટબુકમાંથી:** માખાચકલામાં ચાળીસ ફ્લેટનું એક મકાન લેખકો માટે બાંધવામાં આવ્યું. ફ્લેટની ફાળવણીનો વખત આવ્યો ત્યારે કેટલાક લોકોએ કહ્યું કે ફાળવણી પ્રતિભાના આધારે થવી જોઈએ, અને કેટલાક લોકોએ સૂચન કર્યું કે પરિવારમાં બાળકોની સંખ્યાના આધારે ફ્લેટ અપાવા જોઈએ.

એ તો માનવું જ પડે કે લેખકોમાં ફ્લેટની વહેંચણીનું કામ સહેલું નથી. પરંતુ વહેંચણી એક યા બીજી રીતે આખરે થઈ ગઈ. ચાળીસ લેખક પરિવારોને નવા ફ્લેટ મળ્યા, અને તેમણે વાસ્તુની ઉજવણી કરી. બીજે દિવસે વીસ લેખકોની પત્નીઓ એકીસાથે મોસ્કો રવાના થઈ ગઈ. કેટલાય દિવસો પછી એ બાઈઓ જાણે જંગમાંથી પાછી ફરી હોય એમ દૂબળી ને થાકેલી પાછી આવી. પછી મોસ્કોથી નવું ફર્નિચર માખાચકલા પહોંચવા લાગ્યું.

અમને ખબર પડી કે બાઈઓએ લડાઈની શરૂઆત તપાસના હલ્લાથી કરેલી. એમાં થોડોક વખત લાગ્યો. પછી એમણે લક્ષ્યો નક્કી કર્યાં. ત્યાર બાદ એક પત્નીએ ધસારો કરીને ખરીદી કરી લાધી. બાકીની બાઈઓ જરાય ઓછી ઊતરવા તૈયાર નહોતી. કમનસીબે, પહેલી બાઈએ બજારમાં સૌથી મોંઘું ફર્નિચર ખરીદેલું, એટલે એને ટક્કર મારવાનો તો કોઈ ઉપાય જ નહોતો. પરિણામે વીસે વીસ ફ્લૅટ કાંસકાના દાંતા જેવા એકસરખા છે, અને એકેય ફ્લૅટ એવો નથી લાગતો કે તેમાં અવાર લોકો વસતા હોય.

પણ બીજા કેટલાય ફ્લૅટના ઉંબરે પગ મૂકતાં જ માંસની સુકવણીની અને ઘેર બનાવેલાં સૉસેજની, બુઝાની, ઘેટાના માંસની, અને ઓગાળેલી ચરબીની કડક વાસ મહેમાનને આવકારતી. સાફ સમજાઈ જાય કે અહીંયાં અવાર લોકો વસે છે, પરંતુ એટલો જ સાફ ખ્યાલ એ વાતનો ન આવે કે આ ઘરોમાં વસતા લેખકો આપણા યુગની ભાવના અને રીતની સમજણ ધરાવતા હશે.

મારી મંછા છે કે મારા પુસ્તકતા દરેક વાચકને તેની અંદર અવાર લોકોની જિંદગીના ધબકારા સાંભળવા મળે, પરંતુ હું આરંભમાં જ એ વાત પણ સ્પષ્ટ કરી દેવા માગું છું કે મારું પુસ્તક એક સમકાલીન માનવનું ઘર છે, વીસમી સદીના ઇન્સાનનું ઘર છે:

હું કેવળ છાંયો કે માત્ર તડકો નથી ઇચ્છતો. હું ઇચ્છું છું કે મારા ફ્લૅટમાં મોટી મોટી બારીઓ વાટે તડકો ફેલાઈ જતો હોય, અને મજાના છાંયાદાર ખૂણા પણ હોય. હું ઇચ્છું કે કારા ફ્લૅટમાં દરેક મહેમાનને એટલી બધી નિરાંત અને સ્વસ્થતા લાગે કે ત્યાંથી જવાનું એને મન જ ન થાય, અથવા (આપણે મહેમાનની વાત કરીએ છીએ એટલે) એને વિદાય લેતાં અફસોસ થાય અને ફરી આવવાની કામના એના દિલમાં જાગે.

જાપાનની મુલાકાત દરમિયાન, અમે વિવિધ દેશોના પ્રતિનિધિઓ



પોતાના અનુભવો પરસ્પર સરખાવવા લાગ્યા. અમે સૌ એક ફુવારા પાસે ઊભા હતા. એ ફુવારો દાઘેસ્તાની પથ્થરનો બનેલો હોય એવો લાગતો હતો. અમારે ત્યાં ગોદેકાન અથવા ગ્રામસમિતિની બેઠકો જ્યાં થાય છે એ ચોકમાં જડેલા પથ્થરોને ફુવારાના પથ્થરો આબેહૂબ મળતા આવતા હતા.

"અજબ દેશ છે!" સૌપ્રથમ એક અમેરિકી સંગીતસર્જક બોલ્યો. "મને તો જાપાનમાં અમેરિકાનું ઔદ્યોગિક પાસું નજરે પડે છે."

એટલામાં હાઇટીનો એક પત્રકાર બોલી ઊઠયો: "હું હમણાં જ એક જાપાની ગામમાં જઈ આવ્યો. જાપાન સૌથી વધારે સામ્ય તો અમારા નાનકડા ટાપુ જોડે જ ધરાવે છે."

"સજ્જનો, તમને મરજી પડે એમ કહો, પણ અહીંયાં તો પૅરિસની તમામ ખુશીઓ અને ગમગીનીઓ ભરેલી પડી છે," એક ફ્રેંચ સ્થપતિએ વચ્ચે ટહુકો કરીને પહેલા બે વક્તાઓની વાત સામે વાંધો ઉઠાવ્યો.

જાણે કોઈ અવાર ગામમાંથી આણીને જાપાની ફુવારામાં જડેલા હોય એવા પથ્થરોને એકીટશે નીરખતો હું મનમાં વિચારવા લાગ્યો: "આ જાપાન કેવો અજબ દેશ છે! જગતના અન્ય દેશોમાં જોવા મળતું બધું અહીંયાં મોજૂદ છે, પરંતુ તેમ છતાં, આ દેશ બીજા કોઈ પણ દેશથી નિરાળો દેશ છે. આ તો **જાપાન** જ છે."

હું ઇચ્છું છું કે દરેક ઇન્સાન મારા પુસ્તકમાં પોતાને જોઈ શકે, પરંતુ તેમ છતાં હું ઇચ્છું છું કે આ પુસ્તક **મારું** પુસ્તક હોય, પોતાનું આગવું સ્વરૂપ ધરાવતું હોય, બીજાં પુસ્તકો જેવું ન હોય. મારા પુસ્તક, તું મારું અવાર ઘર છે, મારું દાઘેસ્તાની ઘર છે. હું ઇચ્છું છું કે અહીંયાં સદીઓથી હયાત દરેક વસ્તુની સાથે સાથે અગાઉ કદી અહીંયાં ન સાંપડેલું કશુંક પણ તારી અંદર સમાયેલું હોય.

**બાપુ કહેતા** કે જેને વાંચતાં લેખકનો ખ્યાલ ન આવી જાય એવું લખાણ તો અસવાર વગર રસ્તે દોડતા ઘોડા જેવું હોય છે.

**કહેવાય છે** કે એક પહાડવાસીને કેવળ દીકરીઓ જ હતી અને એને દીકરાની ઝંખના હતી. કમનસીબ બાપને સલાહ આપવાની બાબતને દરેક માણસ પોતાની ફરજ ગણતો. એને એટલી બધી સલાહ મળી કે એક દિવસે એનો પિત્તો ખસી ગયો અને એણે બરાડો પાડ્યો:

"મારો ખેધો મૂકી દો! આટલી બધી સલાહ સાંભળીને, હું તો અગાઉ જે કંઈ જાણતો હતો એ બધું પણ ભૂલી ગયો છું."



## આ પુસ્તકની ઈમારત. પુસ્તકનું વસ્તુ

છીએ પથ્થરો, જલદી અમે ચણાઈ જવાના,
જેલ, મંદિર, કે ઘર દીવાલે જડાઈ જવાના.
(એક પથ્થર પર અંકિત પંક્તિઓ)

જવાહિર આભૂષણે જડેલું શોભે,
અને ઈન્સાન પોતાના ઘરમાં.

શાદી ની મહેફિલ થઈ ગઈ, હવે
ઘર બાંધવાનો વખત આવ્યો છે.

મારા ખ્યાલોના વિશાળ મહેલો, મારાં ચિંતનોના પ્રચંડ મિનારા, મારી કહાણીઓની ઈમારતો, મારાં કાવ્યોની ઊંચી શિખરિકાઓ... મેં પથ્થરો ઉપર પહોંચાડયા, લાકડાં તૈયાર કર્યાં, નવી ઈમારતના ચણતર માટે સ્થળ પસંદ કર્યું. હવે મારે થોડું થોડું બધું બનવાનું છે—સ્થપતિ, ઈજનેર, ગણિતવિદ, કડિયો, અને આયોજક.

કેવી ઈમારત ખડી કરું? તેને કેવો ઘાટ આપું જેથી એ આંખને ગમે, મનોહર અને સુંદર હોય, અગાઉ કદી જોવામાં ન આવેલી એવી ન્યારી અને છતાં પરિચિત લાગે. આજકાલ બંધાતા નાનકડા ફ્લેટમાં બને છે તેમ માથું છતને અડે એટલી બધી નીચી નહિ, અને છત પર નજર નાખવા માટે ડોકું સાવ વાળી દેવું પડે એટલી બધી

ઊંચી પણ નહિ. એનાં બારણાં એટલાં બધાં નાનાં પણ ન હોય કે સાધારણ ટેબલ અંદર લઈ જવાનું મુશ્કેલ બની જાય, અને એટલાં બધાં મોટાં પણ ન હોય કે ઊંટ પર સવાર થઈને અંદર દાખલ થઈ શકાય. માર્ગમાં વચ્ચે પડતી જગ્યા જેવી નહિ, અથવા કલબ જેવી નહિ કે જ્યાં લોકો સંગીત સાંભળવા આવે ને પછી ચાલ્યા જાય, કે પછી મસ્જિદ જેવી પણ નહિ કે જ્યાં લોકો ફક્ત નમાઝ પડવા ભેગા થાય. જેનો ઉપયોગ કાગળો, સોગંદનામાં, અને અરજીઓથી છલકાતી ઑફિસ તરીકે કદી ન થઈ શકે એવી, અને જેને ભૂલમાં અલીની સદાકાળ ફરતી રહેતી ઘંટી કદી ન સમજી લેવામાં આવે એવી.

એક જુવાન પહાડવાસીનું કાવ્ય વાંચીને બાપુએ કહેલું:

"આ કાવ્યની દીવાલો વધારે પડતી દેખાવડી છે. આ કાવ્ય આલિકેબેદે બાંધેલા મરઘાંના વાડા જેવું લાગે છે. મરઘાંનો વાડો મહેલ જેવો ન લાગવો જોઈએ, અથવા મહેલનો ઉપયોગ મરઘાંના વાડા તરીકે ન થવો જોઈએ."

એક લેખકની વધારે પડતી લાંબી લપસિંદર વાર્તા બાપુએ વાંચી. વાર્તા એટલી બધી લાંબી કે જાણે લેખકમાં એને પૂરી કરવાની આવડત જ ન હોય એમ લાગે. વાર્તા વાંચીને બાપુએ એ લેખકને કહ્યું:

"તેં બારણું ઉઘાડી નાખ્યું છે, પણ એ તારાથી બંધ થતું નથી. તેં નળ ખોલી નાખ્યો છે, પણ એ તારાથી બંધ થાય એમ નથી. તેં દોરડાને ગાંઠ વાળતી વખતે વધારે પડતું ભીનું કરી નાખ્યું છે."

હું નાનો હતો ત્યારે ગામમાં આવી ચડતા ભમતા ગવૈયાઓ મને યાદ છે. હું અગાસીની પાળ ઉપર બેસીને ઉપરથી એમનું ગાયન સાંભળતો. એ લોકો ગીત ભેગું કોઈ ને કોઈ વાજિંત્ર પણ



વગાડતા — ખંજરી, ચોંગુર અથવા ફિડલ, પણ મોટે ભાગે કુમુઝ. એ લોકો જુદી જુદી જગ્યાએથી અને જુદે જુદે વખતે આવતા, અને જુદાં જુદાં ગીતો ગાતા. એકનું એક ગીત બે વાર કદી ન ગાય. બે કે ત્રણ ગાયકો માંહોમાંહે હરીફાઈમાં ઊતરે ત્યારે મને ખાસ મઝા પડતી.

એ ગીતો લાંબાં હતાં અને બધાં ભુલાઈ ગયાં છે. પરંતુ દરેક ગીતમાંથી આઠ, ચાર, કે ફક્ત બે જ લીટીઓની યાદ મારા મનમાં કાયમ રહી ગઈ છે. એ અણભુલાયેલી લીટીઓ કદાચ ગીતમાં સૌથી વધારે કાવ્યાત્મક, શાણપભરી, ચતુરાઈભરી, ઉલ્લાસભરી, અથવા ગમગીન હશે.

હું નથી જાણતો કે મને બીજી નહિ ને એ જ લીટીઓ કેમ યાદ રહી ગઈ, પરંતુ આજ સુધી એના ભણકારા મને સંભળાયા કરે છે. હૈયે વસી ગયેલી એ અણમૂલ લીટીઓ હું ક્યારેક-ક્યારેક મનમાં ફરી ફરીને ગણગણું છું, જાણે કેમ કોઈ આશક પોતાની માશૂકના નામનું રટણ કરતો હોય.

મને પૂરેપૂરાં યાદ છે એવાં બીજાં અવાર ગીતોમાંથી મારી માનીતી કેટલીક લીટીઓ મને એ ગીતોની બાકીની બધી લીટીઓ કરતાં વધારે ગમે છે.

પરંતુ એકલાં ગીતોની જ વાત કેમ કરું? મારાં પોતાનાં કાવ્યોમાં પણ મારી માનીતી પંક્તિઓ હોય છે. એવી પંક્તિઓ મને સૌથી વધારે ગમે છે, અને બાકીની પંક્તિઓ કરતાં વધારે ભાવવાહી, સચોટ, તથા કાવ્યાત્મક લાગે છે. હું તો એવો એકરાર પણ કરી લઉં છું કે મેં કેટલાંક લાંબાં કાવ્યો, મને ખૂબ પ્રિય થોડીક પંક્તિઓ તેમાં ગોઠવી દેવા ખાતર જ લખ્યાં છે.

એ થોડીક પંક્તિઓ! એ તો, કાવ્યને પટ્ટો ગણીએ તો પટ્ટે ખોસેલી કટાર સમી, ખેતર ગણીએ તો અનાજનાં કણસલાં સમી,

પંખી ગણીએ તો પાંખો સમી, કોતરની કોર પર ખડું હરણ ગણીએ તો અફાટ અંતરમાં મંડાયેલી હરણની આંખો સમી હોય છે.

એક વાર મારા મનમાં સવાલ ઊઠેલો કે કોઈ કાવ્યની આઠ પંક્તિઓ મને મહામોલી લાગતી હોય તો બીજી એંશી શા સારુ લખવી. કાવ્યમાં ફક્ત એ ઉત્તમ આઠ જ પંક્તિઓ કેમ ન રહેવા દેવી? એટલે જ મેં આઠ પંક્તિઓનાં કાવ્યોનું આખું પુસ્તક લખ્યું છે.

ઘેર મહેમાન આવે એટલે પહાડવાસી ખુશ થઈ જાય, અને માંસ માટે એક જનાવર કતલ કરે. પણ મહેમાન તો થોડુંક જ માંસ ખાઈ શકે, આખું જનાવર કોઈ માણસ ન ખાઈ શકે.

"એક મરઘું પૂરતું થાય એમ હોય તો આખું જનાવર શા સારુ કતલ કરવું?" મેં મનમાં સવાલ કર્યો.

એટલે જ, હું ક્યારેક ભવિષ્યમાં એક પુસ્તક લખીશ અને તેમાંથી નકામું લાગે એવું બધું કાઢી નાખીશ. માત્ર મને ગમતા હોય એવા ફકરા જ હું તેમાં બાકી રાખીશ, પછી પુસ્તક ભલે એનાથી દસ કે વીસ ગણું લાંબું હોય.

એક વાર એક લાક કવિ પોતાનાં થોડાંક કાવ્યો લઈને અબૂતાલિબ પાસે આવ્યો અને એણે દસ કાવ્યો વાંચી સંભળાવ્યાં. એ ચાલ્યો ગયો ત્યારે અબૂતાલિબે મને કહ્યું:

"મજાનો આદમી છે. લાગે છે કે એનામાં કવિ બનવાના ગુણ છે."

"એનાં કાવ્યો તમને ગમ્યાં?"

"કાવ્યો તો બધાં નબળાં હતાં. પણ આઠ પંક્તિઓ તાજા કબજે કરી લીધેલા ગઢ સમી હતી. આઠ પંક્તિઓની એવી રચના લાક ભાષામાં આજ સુધી કોઈએ નથી લખી."

જેમ કાવ્યો અને ગીતોમાં અવિસ્મરણીય પંક્તિઓ — ચાર કે



આઠ — હોય છે, એવી જ રીતે સ્મૃતિપટમાં અંકિત થઈ જનારા સંપર્કો તથા દિવસો અને — દેશની બાબતમાં — ઘટનાઓ તથા પરાક્રમો હોય છે. હું એ બધું મારી નવી ઈમારતની દીવાલોમાં ગોઠવીને સિમેન્ટ વડે ચણી લેવા માગું છું, મારા નવા પુસ્તકમાં વણી લેવા માગું છું. એને બદલે શબ્દોથી ગુંજતાં વિવરણો લખવાની મારી ઈચ્છા નથી. તેઓ પોતાનાં કથન ભલે ખુદ કરે.

સમુદ્રકિનારાના પ્રદેશમાં માર્ચ મહિનામાં હંમેશાં તોફાનો આવતાં હોય છે. માખાચકલા શહેર ઉપર એક સખત તોફાન માર્ચ મહિનામાં ત્રાટક્યું. સામસામી દિશાએથી ધસતા બે ઝંઝાવાત પરસ્પર ટકરાઈ ગયા — એક કાસ્પિયન સમુદ્ર પરથી ધસતો અને બીજો પર્વતો પરથી નીચે સુસવાટા બોલાવતો. એક તો અફાટ ખુલ્લા સાગર ઉપર ઝપાટા લગાવતો લગાવતો ઝનૂને ચડી જઈને શહેર ઉપર તૂટી પડ્યો, અને બીજો પર્વત પરથી ગબડતા ખડકની જેમ ત્રાટક્યો. બન્ને ઝંઝાવાત વિકરાળ રૂપમાં બાઝી પડ્યા અને એકબીજાને પીંખી નાખવા લાગ્યા. લડાઈ શરૂ થઈ ગઈ. બે રાક્ષસો લડવા લાગે ત્યારે વચ્ચે ખડા રહેવું ખતરનાક હોય છે. માખાચકલા શહેર તેમની વચ્ચે અટવાઈ ગયું.

સજ્જડ બાંધેલું ન હોય અથવા જમીન સાથે જડાયેલું ન હોય એવું બધું પવનના ઝપાટામાં એકદમ આસમાનમાં પહોંચી ગયું. સૂકાં ઝાડ, ખાલી પેટીઓ, ઝૂંપડાંનાં છાપરાં, પ્લાયવૂડની દુકાનો, ભાતભાતની કચરાપટ્ટી, વગેરે પવનમાં ઊડી ગયું.

પરંતુ પુરાણાં વૃક્ષો અને મોટાં મકાનો ગર્વભર્યાં પોતપોતાની જગ્યાએ મક્કમ ખડાં રહ્યાં. કમજોર અને ઢીલું હતું એ બધું ઊડી ગયું, કેવળ મજબૂત અને મક્કમ બાકી રહ્યું.

**બરાબર એમ જ** ઘટનાઓનું, લાગણીઓનું, અને ઈન્સાનના ખ્યાલોનું બને છે. એ બધું જમાનાની હવાની જરા સરખી

લહેરોમાંયે ઊડી જાય, અથવા એટલું કૌવત ધરાવતું હોય કે જિંદગીના કારમા ઝપાટા પણ એને વિખેરી યા ઉડાડી ન શકે.

મારા પુસ્તકની ઈમારત મારે એવી સંગીન ઘટનાઓ, ખ્યાલો, અને લાગણીઓ વડે બાંધવી છે. મારે તેને પરંપરાગત આવાર ઘાટ આપવો છે અને આધુનિક પણ બનાવવી છે. ઘર તો એવું હોવું જોઈએ કે તેમાં કુટુંબ ખુશાલ જિંદગી ગુજારે અને મહેમાનો ઉમંગે આવે. ઘર તો એવું હોવું જોઈએ કે તેમાં બાળકોને સુખ, તરુણોને પ્યાર, અને વૃદ્ધોને શાંતિ સાંપડે.

મારું પુસ્તક મારું દાઘેસ્તાન છે. હું મારી કલ્પનામાં તારું કેવું ચિત્ર ઘડું? તારી સરખામણી શાની જોડે કરું? ગગનમાં ઊડતા ગરુડની જોડે? પરંતુ ગરુડ માનવીનું સર્જન નથી, એ તો કુદરતનું સર્જન છે. એની રચનામાં માનવીના ચિંતને કશો ભાગ નથી ભજવ્યો. વિમાન જોડે? પરંતુ વિમાન તો પૃથ્વીથી બેહદ ઊંચે ઊડે છે, અને પૃથ્વી પર પાછા ફરતી વેળા તેને કેવળ વિમાની મથકની જમીન પર જ ઊતરવું પડે છે. ઊપરથી પૃથ્વી પર નજર નાખીને તેને વિશે મોટપના ભાવે વાત કરતા માણસો જોઈને મને ખીજ ચડે છે.

ના, હું તો તને એવું યંત્ર કલ્પું છું કે જે હવામાં વિમાનની જેમ ઊડે, જમીન પર રેલગાડીની જેમ દોડે, અને પાણીમાં જહાજની જેમ સફર ખેડે. હું વિમાની છું, એંજિનનો ડ્રાઈવર છું, અને જહાજનો સુકાની છું. યુગજૂનું દાઘેસ્તાન આપણી રવાનગીનું સ્થળ છે, વિમાની મથક છે, રેલવે સ્ટેશન છે, બારું છે. ત્યાંથી આપણે હવામાં, જમીન પર, અથવા પાણીમાં વેગે સફર ખેડતા જગતના તમામ ભાગોમાં જઈ શકીએ, હું ખરેખર જઈ આવ્યો છું એવા દેશોમાં તેમ જ મેં માત્ર કલ્પનામાં જ નીરખેલા દેશોમાં જઈ શકીએ. આપણે જમીન માર્ગે, હવાઈ માર્ગે, અથવા જળમાર્ગે સફર ખેડીએ. બારીમાંથી બહાર નજર નાખીને આપણે હિમાચ્છાદિત પર્વતો, લીલાંછમ ચરાણો, વિશાળ સરિતાઓ, અને અફાટ મહાસાગરો નીરખીએ. તરવરતી વસંત, શરદ, કડકડતો શિયાળો, અને ધખધખતો ઉનાળો આપણી બારીઓ પાસેથી ઝબૂકી જાય. વળી સફરમાં કેટલા બધા સંગાથીઓ છે — શામીલના મુરીદોએ બાંધેલા પાટા લોહીથી તરબોળ છે, ભેગા પહાડી છાપામારો છે, મારા સમકાલીનો છે, જીવનનાં સઘળાં ક્ષેત્રોનાં નરનારીઓ છે. મેં જેમની સાથે કદી વાત કરી હોય, જેમને મેં કદી જોયા હોય, જેમને હું કદી મળ્યો હોઉં, અને જે કોઈ મને યાદ હોય એવા તમામ લોકોથી હું ઘેરાયેલો છું.

મારા રેલગાડી-પુસ્તકમાં, વિમાન-પુસ્તકમાં, જહાજ-પુસ્તકમાં જગ્યા મેળવવા માટે માત્ર એટલી જ ટિકિટની જરૂર છે કે કશીક છાપ મારી યાદમાં અંકિત થઈ ગયેલી હોવી જોઈએ; લોકો અને ઘટનાઓ ભમતા ગવૈયાઓનાં લાંબાં ગીતોમાંથી મને યાદ રહી ગયેલા આઠ લીટીઓના ગીતખંડો અથવા અમુક લીટીઓ જેવાં હોવાં જોઈએ; તેઓ દસ લાંબાં કાવ્યો સાંભળતાં અબૂતાલિબના ધ્યાનમાં આવેલી આઠ પંક્તિઓ જેવાં હોવાં જોઈએ; ઝંઝાવાતમાં કમજોર અને ઢીલું બધું પાનખરનાં સૂકાં પાંદડાંની જેમ પવનમાં ઊડી ગયું ત્યારે ઝંઝાવાતની સામે મક્કમ ખડાં રહેલાં વૃક્ષો અને મકાનો જેવાં અડીખમ તેઓ હોવાં જોઈએ.

નહિતર હું કઝાનિશ્ચી ગામના મુસ્લિમ નામના આદમી જેવો લાગું. તેને વિશે આવી વાત કહેવાય છે:

કઝાનિશ્ચી ગામના રહેવાસી મુસ્લિમે લેખક સંઘને વિનંતિ કરી કે મે મહિનામાં બળબળતા ધૂળિયા વગડામાંથી ઘેટાંને શીતળ હરિયાળાં પહાડી ચરાણોમાં લઈ જવામાં આવે છે, તેને વિશે મારે લખવું છે એટલે મને ભેગો મોકલવાનો બંદોબસ્ત કરી આપો.

અથવા વખત મે મહિનાનો નહિ પણ એથી ઊલટો સપ્ટેંબરનો હશે. એ વખતે ટાઢ શરૂ થઈ જતાં, શિયાળો ગરમ વગડાઉ વિસ્તારમાં ગાળવા માટે ઘેટાંને પહાડો પરથી નીચે લાવવામાં આવે છે. અમે બંદોબસ્ત કરી આપ્યો અને મુસ્લિમ રવાના થઈ ગયો. તેણે આખી સફર દરમિયાન ભરવાડો અને ઘેટાંનું બારીક અવલોકન કર્યું. એને પાછા ફરવાનો વખત થયો ત્યાં સુધીમાં એટલી બધી નોટબુકો નોંધોથી ભરાઈ ગયેલી કે એ બધી ઘોડા પર લાદવી પડી. દરરોજ સવારથી સાંજ સુધી જે કંઈ નજરે પડે તે બધું એ નોંધી લેતો. સાવ નજીવી હોય એવી પણ એકેય વિગત એની પેન્સિલથી છટકી નહિ. કોઈ ઘોડો દેખાય એટલે ઘોડા વિશે લખી લે, કોઈ ભરવાડ નજરે પડે એટલે ભરવાડ વિશે લખી લે, કોઈ ઘેટું જુએ એટલે ઘેટા વિશે લખી લે. ભરવાડો અને ઘેટાંની સંખ્યા તો યાદ રાખવી જ જોઈએ ને! કશું એની નજર બહાર ન રહ્યું. જે કંઈ નજરે પડયું તે અને જે કંઈ કાને પડયું તે બધું એણે લખી લીધું. વેગીલાંને ધીરાં પાડવાની અને ધીમે જનારાંને વેગે ચલાવવાની વિગતો પણ એણે બરાબર નોંધી લીધી. સફર સંબંધી એનું પુસ્તક સફરના માર્ગ કરતાંયે લાંબું થઈ ગયું, એટલું લાંબું કે મુસ્લિમને સફરમાં જેટલા દિવસ લાગેલા એટલા જ દિવસ પુસ્તકને વાંચતાં લાગે. થોડા વખત પછી ભરવાડોએ અમને વાત કરી કે ગેમરિન ડુંગરમાળ ઉપર ચડતી વેળા એક ખચ્ચર નજરે પડયું. બિચારા જનાવરના કેવળ વર્ણનથી જ મુસ્લિમને સંતોષ થાય એમ નહોતો. ખચ્ચરની દરેક ખરી તપાસી જોવાનું એને જરૂરી લાગ્યું. એ દોડતો ખચ્ચર પાસે પહોંચી ગયો અને પાછલો પગ પકડવા લાગ્યો. પણ અબુધ જનાવરને લેખકના ઈરાદાની કે એની કામગીરીના મહત્ત્વની ખબર જ નહોતી. એણે તો કમનસીબ આદમીને ધડ લાત લગાવી દીધી. મુસ્લિમને નાક ઉપર વાગ્યું.

ભરવાડો ખડખડાટ હસી પડયા અને બોલ્યા:



"હવે મુસ્લિમને એ કિસ્સો પણ લખવો પડશે."

ખચ્ચર તો બેશક અવળચંડું જનાવર હોય છે. પણ આ કિસ્સામાં એણે કદાચ ઠીક જ કરેલું. વધારે પડતા પંચાતિયા માણસોને સજા મળવી જ જોઈએ.

પછી મુસ્લિમના લખાણ વિશે લેખક સંઘમાં ચર્ચા થઈ.

અમે ટીખળ કર્યું: "મુસ્લિમ, તારા પુસ્તકમાં બધું છે— ખારિકોલા ગામના ગધેડાના બચ્ચાથી લઈને ખચ્ચરની ખરી સુધી. પણ તેં શિંગડાં વગરના બકરા વિશે કેમ કંઈ નથી લખ્યું?"

"તમારી ભૂલ થાય છે. શિંગડાં વગરના બકરા વિશે મેં જરૂર લખ્યું છે, પણ નામ સ્થાનિક આપ્યું છે. મેં તેનો ઉલ્લેખ 'આન્કવા' નામે કર્યો છે."

એ વખતે તો અમે ફક્ત હસ્યા, પણ પછી અમે મુસ્લિમને સમજાવવાની કોશિશ કરી કે નજરે પડે એ બધું લખવાની લેખકને જરૂર ન હોય, એણે તો બધી બાબતોમાંથી આવશ્યક લાગે એટલી પસંદ કરવી જોઈએ. ફક્ત એક જ વાક્યમાં મહત્ત્વનો ખ્યાલ વ્યક્ત થઈ શકે, ફક્ત એક જ શબ્દમાં ઊંડી લાગણી વ્યક્ત થઈ શકે, ફક્ત એક જ કિસ્સામાં આખી ઘટના વ્યક્ત થઈ શકે.

થોડા વખત પહેલાં અમે પુષ્કળ પુનર્ઘટના કરેલી. હજી પણ અમે એક યા બીજી પુનર્ઘટના અચાનક શરૂ કરીએ છીએ. મને પણ એ રોગ લાગી ગયો છે, હું માધ્યમની પુનર્ઘટના કરી રહ્યો છું. હું એક જ પુસ્તકમાં બધાં માધ્યમોને સાંકળી રહ્યો છું, એકમાત્ર મારા જ બંદોબસ્તમાં ગોઠવી રહ્યો છું. એક અર્થમાં હું સ્ટાફમાં કમી કરું છું, અને બીજા અર્થમાં સ્ટાફ વધારું છું. હું વિવિધ માધ્યમોનાં સ્થળો ફેરવી નાખું છું, બે માધ્યમોને જોડી દઉં છું, અથવા એક

માધ્યમને બે ભાગમાં વહેંચી નાખું છું. પુષ્કળ પુનર્ઘટના કરીએ ત્યારે એકાદી પુનર્ઘટના તો સારી નીકળે જ, પછી ભલે કેવળ અકસ્માત તરીકે જ.

**માખાચકલા આવેલા એક પહાડવાસીની વાત.** એક પહાડવાસી કામસર માખાચકલા આવ્યો. એની પાસે ખૂબ પૈસા હતા (એના અંગત નહિ પણ સત્તાવાર કામ દરમિયાન ખરચી પેટે મળેલા). એ રેસ્તરાંમાં જમતો ને દારૂની મોજ માણતો. શહેરમાં આવીને પહેલે દિવસે એણે રેસ્તરાંમાં સૌ સાંભળે એમ ઘાંટો પાડયો:

"વેઈટર, થોડીક વધારે બ્રાન્ડી લઈ આવ!"

લોકો એની તરફ ફરીને અચરજથી જોવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે મોંઘી કોન્યાક બ્રાન્ડી આટલી બધી પીનારો માણસ કોણ હશે.

શહેરમાં મુકામના આખરી દિવસે પહાડવાસીએ એ જ વેઈટરને સવાલ પૂછયો, પણ આ વખતે સાવ હળવા અવાજે:

"સેવની પ્લેટના કેટલા પૈસા લાગે છે?"

બળદના જોરનો ફેંસલો ખેડાણની શરૂઆતમાં નહિ પણ અંતમાં કરવો જોઈએ, બળદ ચરાણમાં ઠેકડા કેવા મારે છે તેના આધારે નહિ પણ ધૂંસરી કેવી રીતે ખેંચે છે તેના આધારે કરવો જોઈએ. ઘોડાનાં વખાણ સવાર થતી વેળા નહિ પણ નીચે ઊતરતી વેળા કરવાં જોઈએ.

આન્સાલ્તાનિયનો તુરાઈઆમાં ફૂંક મારે એટલા જોરથી હું મારા પુસ્તકને ફુલાવી તો નથી રહ્યો ને? સિવુખીઓની જેમ હું લાકડાની સગડી તો નથી બનાવી રહ્યો ને? ત્સાદા ગામના રહેવાસીઓએ એક વાર કરેલું એમ હું વરુને બદલે કૂતરાને તો ખતમ નથી કરી રહ્યો ને?

પંથના આરંભમાં લક્ષ્ય ખૂબ દૂર લાગે. ત્યાં સુધી પહોંચવા માટે જરૂરી હિંમત, પ્યાર, અને ધીરજ મારામાં છે ખરાં? કે પછી હું પણ માથું ખજવાળતો અને સેવની પ્લેટની કિંમતના વિચારો કરતો જ રહી જઈશ?



**એક યાદ.** એક વાર શિયાળામાં દાઘેસ્તાનમાં અસાધારણ આકરી ટાઢ પડેલી. અચાનક એવી સખત હિમવર્ષા થઈ કે જમીન ઉપર હિમનો ત્રણ ફૂટ જાડો થર છવાઈ ગયો. ઘેટાંબકરાં ઘાસ વગર મરવા લાગ્યાં. મને પ્રાદેશિક પાર્ટી કમિટીની કચેરીમાં બોલાવીને કહેવામાં આવ્યું.

"રસૂલ, તમારે ચરાણોમાં જવાનું છે. ઘેટાંને કોઈ રીતે બચાવી લેવાનાં છે."

"પણ હું શી મદદ કરી શકું?"

"ત્યાં પહોંચીને બને તે કરજો. કંઈક ઉપાય ગોતી કાઢજો. ગમે તેમ કરીને જનાવરોને બચાવી જ લેવાનાં છે."

મને રસ્તાની બરાબર ખબર નહોતી. સારા હવામાનમાંયે મુશ્કેલી થાય, તો પછી હિમના તોફાનની તો વાત જ શી? પણ પાર્ટીની શિસ્ત એટલે પાર્ટીની શિસ્ત. હું પવનમાં ને હિમવર્ષામાં ફાંફાં મારતો આખરે ઘેટાંના એક ટોળા પાસે પહોંચી ગયો. ભરવાડોના ચહેરા ખૂબ ગમગીન હતા. આંખોમાંથી વહેતાં આંસુ બરફ બનીને ગાલ અને મૂછ પર ચોંટી ગયેલાં હતાં. હરિયાળા ઘાસ ઉપર છવાઈ ગયેલા હિમના જામી ગયેલા થરને ખોદવાની કોશિશ કરતાં ઘેટાંનાં મોં લોહીથી ખરડાઈ ગયાં હતાં. તેઓ બરફના થરને તોડી નહોતાં શકતાં, અને પરિણામે મોતના મોંમાં ધકેલાઈ જતાં હતાં. પવનથી બચવાની ફિકરમાં પડેલા કૂતરા વરુઓની અને ચોરોની ફિકર કરવાનું ભૂલી ગયા હતા. ચોતરફ વિપદા અને લાચારી ફેલાયેલી હતી. મને જોઈને ભરવાડો કટાણું હસ્યા.

"અહીંયાં તો બસ તમારાં કાવ્યો અને ગીતોની જ ખોટ હતી.

અરે ત્સાદાના હમઝાતના સપૂત, તમે અહીંયાં તમારાં કાવ્યો સંભળાવવા કે ગીત ગાવા આવ્યા છો, ખરું ને? વારુ, મરસિયા ગાવા માંડો, અને અમે સૌ પોક મૂકીને રડીશું."

મેં ત્રણ દિવસ ભરવાડોના તંબુમાં ગાળ્યા. મને ખાતરી થઈ ગઈ કે હું કશી મદદ કરી શક્યો નથી અને કરી શકીશ પણ નહિ. એટલે હું તેમને છોડીને માખાચક્લા તરફ પાછો વળ્યો.

પ્રાદેશિક પાર્ટી કમિટીની કચેરીમાં મને સવાલ કરવામાં આવ્યો: "ઘેટાંને બચાવી લીધાં ને?"

"ફક્ત ત્રણ બચ્ચાંને."

"કેવી રીતે? વિગતે વાત કરો!"

"વાત સાવ સાદી છે. ભરવાડોએ ત્રણ બચ્ચાંને કતલ કર્યાં, અને અમે સૌએ ખાધાં. હું માનું છું કે એ બચ્ચાંને અમે બચાવી લીધાં."

"ખરેખર?" સણસણતો જવાબ આવ્યો. "બહેતર છે કે તમે પાછા તમારાં કાવ્યો ભેગા થઈ જાઓ, અને ઘેટાંને બચાવવાની કોશિશ અમે કરીશું, તમારી મદદ વગર જ. તમને સખ્ત ઠપકો આપવાનો ફેંસલો કરીએ તો કદાચ તમને લખવામાં વધારે વેગ મળશે."

મારા પુસ્તકની બાબતમાં પણ એમ જ બનશે કે? હું શું ઘેટાંને બચાવવા નહોતો નીકળ્યો? અને પાછો આવ્યો ત્યારે ભેગું શું લઈ આવ્યો? પરોઢિયે શરૂ થતો દિવસ હંમેશાં ધારણા મુજબ પૂરો નથી થતો.

**એક યાદ.** સાહિત્ય મહાવિદ્યાલયમાં મારો પ્રથમ દિવસ મને બરાબર યાદ છે. અમારો અભ્યાસ શરૂ થઈ રહ્યો હતો, અને તે પણ મારી વરસગાંઠના દિવસે. કોઈએ મને અભિનંદન ન આપ્યાં કેમ કે કોઈને ખબર નહોતી કે એ દિવસે મારી વરસગાંઠ હતી. મારી



પાસે થોડાક પૈસા હતા, બાપુએ ભેટ તરીકે એક કોટ ખરીદવા મને આપેલા.

મને થયું: "ચાલ ને રસૂલ, વરસગાંઠને દિવસે જરા મોજ કરી લે, નવો કોટ ખરીદી લે." પૈસા ખીસામાં મૂકીને હું તિશીન્સ્કી બજારમાં ગયો.

જંગ પછીનાં આરંભનાં વરસોમાં મોસ્કોમાં કેવાં અજબ બજારો હતાં! એ બજારોના પોતાના કાયદા, પોતાના કાળાબજારિયા, અને પોતાના પોલીસો હતા. ત્યાં ગધેડો ને ગધેડી સિવાય બાકી બીજું જે જોઈએ તે બધું જ મળતું.

તિશીન્સ્કી બજારની વધારેમાં વધારે બંધબેસતી સરખામણી કીડીના પીંખાઈ ગયેલા રાફડા જોડે કરી શકાય. ધારી શકાય એવી બધી ભાતભાતની કચરાપટ્ટી મારી આંખો સામે હલાવતા ફેરિયાઓ જોડે હું એક આખો કલાક અથડાતો રહ્યો — વેચાણની ચીજોમાં સૂટ, બૂટ, જામા, ઓવરકોટ, ટોપીઓ, સ્ત્રીઓના પોશાકે, બ્લાઉઝ, સ્વેટર, સ્લીપર, સેન્ડલ, બધું હતું.

એ દિવસોમાં મારી તમન્ના સરકારી પ્રધાન જેવો દેખાવાની હતી. એટલે પહેલું કે તરત જ મારો દેખાવ પલટાવીને પ્રધાન જેવો બનાવી દે એવો કોટ મારે ગોતી કાઢવો હતો. મારી ધારણા મુજબનો કોટ થોડી વારમાં મારી નજરે પડયો. એક કાળાબજારિયો તેને પોતાને ખભે લપેટીને ઊભો હતો. એવા જ રંગ અને કાપડની ટોપી ભેગી હતી એટલે કોટનું આકર્ષણ વધી જતું હતું.

મેં શરૂઆત ટોપીથી કરી. ટોપી માથે મૂકીને મેં આયનામાં જોયું. જાણે ખરેખરો પ્રધાન! મેં સોદાબાજી શરૂ કરી દીધી. હું મોટેથી સાફ અવાજે નાની રકમ કહેતો રહ્યો ત્યાં સુધી વેચનાર જાણે સંભળાતું ન હોય એવો ઢોંગ કરતો રહ્યો. પણ હું વધારે શક્ય કિંમત સાવ હળવા અવાજે બોલ્યો તોપણ, સૂક્ષ્મ પ્રશંસાનો એકે એક શબ્દ પકડી

લેનારા અદાકારની જેમ, એણે અક્ષરે અક્ષર સાંભળી લીધો. અમે હાથ મિલાવીને સોદાને મહોર મારી દીધી. ત્રણ રૂબલ અને પાંચ રૂબલની નોટો સરખી રીતે ગણી શકાય એટલા ખાતર કોટ મેં એના હાથમાં જ રહેવા દીધો. મેં બે હજાર બસો ને પચાસ રૂબલ ગણીને એના હાથમાં આપ્યા, અને પછી હું પાછો વળીને, મનમાં મોટપ અનુભવતો અને પ્રધાન જેવો દેખાવાની કોશિશ કરતો મારી હોસ્ટેલમા પહોંચી ગયો. ત્યાં પહોંચ્યો ત્યારે જ મને ખ્યાલ આવ્યો કે કાળાબજારિયા પાસેથી કોટ લેવાનું તો હું ભૂલી જ ગયેલો. સાડા બાવીસ સો રૂબલ આપીને હું ફક્ત ટોપી જ ખરીદી લાવ્યો હતો.

પ્રધાન જેવો દેખાવાની ધૂનમાં મેં કોટ ને મારા બધા પૈસા ગુમાવી દીધા હતા. મારા પુસ્તકની બાબતમાં પણ એમ જ ન બની શકે!

શું કરવું જોઈએ તેની સૌને ખબર હોય છે, પણ દરેક માણસ એ મુજબ કરી શકતો નથી. લક્ષ્ય સૌ જોઈ શકે છે, પણ દરેક ઈન્સાન તેને સિદ્ધ કરી શકતો નથી. પુસ્તક કેવી રીતે લખવું જોઈએ તેની વાકેફગારી ધરાવતા લોકો હોય છે ખરા, પરંતુ તેમનામાં પુસ્તક લખવાની આવડત નથી હોતી.

**કહેવાય છે** કે શાદીનો પોશાક અને કફન એકની એક સોય વડે સિવાય છે.

**કહેવાય છે** કે ખોલીને પાછું બંધ ન કરી શકાય એવું બારણું કદી ન ખોલવું.

## પ્રતિભા

જલતો રહે, અને પ્રકાશ પાથરતો રહે!
(એક દીપક ઉપર અંકિત શબ્દો)

**કવિ અને સોનેરી માછલીની વાત.** વાર્તા છે કે કાસ્પિયન સાગરને કિનારે માછલાં પકડતા કોઈ નાકામ્યાબ કવિના હાથમાં એક દિવસે સોનેરી માછલી આવી ગઈ.

"કવિ, દયા કરીને મને પાછી સાગરમાં નાખી દે," સોનેરી માછલીએ આજીજી કરી.

"તો મને શું આપશે?"

"તારા દિલની બધી તમન્નાઓ પૂરી થઈ જશે."

કવિ ખુશ થઈ ગયો. એણે માછલીને પાછી પાણીમાં નાખી દીધી. પછી તો એનું નસીબ ઊઘડી ગયું અને એને એક પછી એક યારી મળતી ગઈ. એના કાવ્યસંગ્રહો એક પછી એક પ્રકાશિત થવા





લાગ્યા. એણે શહેરમાં ઘર લીધું અને ગ્રામવિસ્તારમાં સુંદર કુટિર લીધી. એ પ્રખ્યાત થઈ ગયો, એનું નામ લોકજીભે રમવા લાગ્યું. આખું જગત એની સામે પડ્યું હતું, જાણે કેમ લીંબુ છાંટેલી ગરમાગરમ કબાબ અને કાતરેલી ડુંગળીથી ભરેલી પ્લેટ એની સામે પીરસેલી તૈયાર પડી હોય. ફક્ત હાથમાં લઈને મોંમાં મૂકવાની જ વાર — લહેજત આવી જાય!

ઘણો વખત વીતી ગયો. કવિ તો અકાદમીનો અને સંસદનો સભ્ય બની ગયો. એને સરકારી ઇલકાબ એનાયત થયો. એક વાર એની પત્નીએ એને નિર્દોષ ભાવે પૂછ્યું:

"અરે, મોકો મળેલો ત્યારે સોનેરી માછલી પાસેથી થોડીક પ્રતિભા પણ કેમ ન માગી લીધી?"

ત્યારે જ કવિને ભાન થયું કે આ બધાં વરસો દરમિયાન જિંદગીમાં કશીક ખોટ રહી ગઈ છે. એ દોડતો સાગરકિનારે પહોંચી ગયો અને સાદ પાડવા લાગ્યો:

"સોનેરી માછલી, સોનેરી માછલી, મને થોડીક પ્રતિભા આપ ને?"



સોનેરી માછલીએ જવાબ દીધો:

"મેં તારી દરેક કામના પૂરી કરી છે. ભવિષ્યમાં પણ તું જે માગીશ તે બધું હું તને આપીશ. પણ કવિતાની પ્રતિભાનું એક વરદાન હું તને કોઈ રીતે આપી શકું એમ નથી કેમ કે એ તો મારી પાસે પણ મુદ્દલ છે જ નહિ."

ટૂંકમાં, માણસમાં કાં તો પ્રતિભા હોય અથવા ન હોય. પ્રતિભા કોઈ આપી શકે નહિ અને કોઈ છીનવી શકે નહિ. એ તો જો હોય તો જન્મથી જ હોય.

સોનેરી માછલીની ભારે મહેરબાની છતાં આપણા બિચારા કવિને લાગવા માંડ્યું કે પોતે મોરનાં પીછાં સજેલો કાગડો જ છે. એનાં ખોટાં પીંછાંના મનોહર રંગો થોડા વખતમાં ઝાંખા પડી ગયા. એનાં પોતાનાં પીછાં વરસો દરમિયાન પાંખાં થઈ ગયાં હતાં. એટલે કવિની હાલત બદતર ને બદતર બનતી ગઈ.

પુનરાવર્તનથી પ્રાર્થનામાં ખામી ન આવે, એટલે હું ફરી કહું છું: લખવામાં પ્રતિભાની જરૂર પડે છે. પરંતુ સોનેરી માછલી પાસે પણ પ્રતિભા ન હોય તો એને ગોતવી ક્યાં?

**એક વાર બાપુએ વાત** કરેલી કે એક દિવસે દૂરના કોઈ ગામનો એક પહાડવાસી એમને મળવા આવ્યો અને પોતાનાં કાવ્યો વાંચી સંભળાવવા લાગ્યો. બાપુએ શિખાઉ કવિનાં કાવ્યો ધ્યાનથી સાંભળ્યાં, અને પછી એની રચનાઓમાંથી સાવ નબળી અને બેકાર પંક્તિઓ તરફ એનું ધ્યાન ખેંચ્યું. અંતમાં બાપુએ એ માણસને બતાવ્યું કે એ પંક્તિઓ ત્સાદાના હમઝાતે કેવી રીતે લખી હોત.

"પણ હમઝાત ભાઈ," પહાડવાસી બોલી ઊઠ્યો, "એવી રીતે લખવામાં તો પ્રતિભા જોઈએ!"

"હા, તારી વાત ખરી છે," બાપુએ જવાબ આપ્યો. "થોડીક પ્રતિભાથી તને કંઈ નુકસાન નહિ થાય."



"પ્રતિભા ક્યાં મળે?" પહાડવાસીએ આજીજી કરીને બાપુને પૂછ્યું. બાપુના અવાજમાં ભરેલો વ્યંગ એના ધ્યાનમાં ન આવ્યો.

"આજે તો દુકાનોમાં નથી. હું હમણાં જ જઈ આવ્યો છું. બજારમાં તપાસ કરી જો."

માણસને પ્રતિભા ક્યાંથી મળે છે એ કહેવું મુશ્કેલ છે. ધરતીમાંથી મળતી હશે કે આસમાનમાંથી? કે પછી એ તો ધરતી અને આસમાન બન્નેનું સંતાન હશે? વળી આપણે નથી જાણતા કે માણસની કાયામાં એ ક્યાં છુપાઈને પડી રહે છે—દિલમાં, લોહીમાં, કે મગજમાં? શિશુ જન્મે ત્યારે એના નાનકડા દિલમાં એ સમાયેલી હોય છે? કે પછી માણસે પોતાની જિંદગીના કપરા પંથ દરમિયાન એને ગોતી કાઢવાની હોય છે? એને વધારે પોષણ શેમાંથી મળે છે—પ્યારમાંથી કે નફરતમાંથી? ખુશીમાંથી કે ગમમાંથી? હાસ્યમાંથી કે રુદનમાંથી? કે પછી પ્રતિભાને વિકસાવવામાં અને પ્રબળ બનાવવામાં એ બધું જરૂરી હશે? એ વારસામાં મળતી હશે, કે પછી ઇન્સાને જે કંઈ જોયું, સાંભળ્યું, અનુભવ્યું, અને સમજ્યું હોય તેના સુફળ રૂપે હાંસલ થતી હશે?

પ્રતિભા સખત મહેનતની પેદાશ છે કે કુદરતનો ચમત્કાર છે? એ શું માણસને જન્મથી જ મળતા આંખોના રંગ જેવી હોય છે? કે પછી રોજ કસરત કરીને વિકસાવવામાં આવેલા સ્નાયુઓ જેવી હોય છે? એ શું માળીની અણથક જહેમતોથી પોષણ પામેલા સફરજનવૃક્ષ જેવી છે? કે પછી ઝાડ ઉપરથી સીધા કોઈ છોકરાના હાથમાં ટપકી પડતા સફરજન જેવી છે?

પ્રતિભા એટલી રહસ્યમય છે કે પૃથ્વી વિશે, તેના ભૂત અને ભવિષ્ય કાળ વિશે, બધુ જાણી લેવામાં આવશે ત્યારે પણ, સૂર્ય અને તારાઓ તેમ જ અગ્નિ અને ફૂલો વિશે બધું જાણી લેવામાં આવશે ત્યારે પણ, માનવી વિશે બધું જાણી લેવામાં આવશે ત્યારે પણ,

પ્રતિભા વિશે તો આપણે તદ્દન અંતમાં જ જાણી શકીશું — પ્રતિભાનું સ્વરૂપ, તેનું ઉગમસ્થાન, તેની ઉત્પત્તિ, તેનો આવાસ, અને તે કેમ એક માણસને મળે છે ને બીજાને નથી મળતી, એ બધું તો આપણે કેવળ છેક અંતમાં જ જાણી શકીશું.

બે પ્રતિભાવાન માણસોની પ્રતિભા એકસરખી નથી હોતી કેમ કે એકસરખી હોય તો એ પ્રતિભા ગણાય જ નહિ. વળી પ્રતિભાનો આધાર પ્રતિભા ધરાવતા માણસોના બાહ્ય સામ્ય ઉપર જરાય નથી હોતો. બાપુ જેવો ચહેરો ધરાવતા ઘણા માણસોને હું મળ્યો છું, પણ બાપુ જેવી પ્રતિભા ધરાવતો બીજો એક પણ ઇન્સાન મને કદી જોવા નથી મળ્યો.

પ્રતિભા વારસામાં મળતી નથી. એ વારસામાં મળતી હોત તો આપણી દુનિયામાં કલાઓના ક્ષેત્રમાં અમલ ચલાવતા વંશવેલાઓ હોત. ઘણી વાર શાણા આદમીને મૂઢ દીકરો હોય છે, અને મૂઢ આદમીનો દીકરો મોટો થતાં શાણો બને છે.

જ્યારે માણસમાં પ્રતિભા આવે છે ત્યારે તે પૂછતી નથી કે એ માણસ કયા દેશમાં વસે છે અને દેશની વસતિ કેટલી છે. તેનું આગમન વીજળીના ચમકારા જેટલું, આકાશમાં મેઘધનુષના ઉદય જેટલું, અથવા વરસાદની આશા સાવ તજી ચૂકેલા સૂકા રણમાં પડવા લાગતા વરસાદ જેટલું જ વિરલ અને અણધાર્યું હોય છે.

**મેં એક કુનાક કેવી રીતે ગુમાવ્યો.** એક વાર હું બેસીને ટેબલ પર કામ કરી રહ્યો હતો ત્યાં એક જુવાન ઘોડેસવાર મારે ઘેર આવ્યો.

"સલામ આલેકુમ!" એણે કહ્યું.

"વાલેકુમ સલામ!"

"રસૂલ, મારે તમારું થોડુંક કામ પડ્યું છે."

"અંદર આવીને તારી વાત ટેબલ પર મૂકી દે."

જુવાને ખરેખર ખીસામાંથી થોડાક કાગળ કાઢીને મારા ટેબલ



પર મૂક્યા. તેમાં સૌથી ઉપર બાપુના એક કુનાકનો પત્ર હતો. એ મારે ત્યાં પણ ઘણી વાર આવતા. અમારા ઘર અને પરિવારના એ દોસ્તે લખેલું: "પ્યારા રસૂલ, પત્ર લાવનાર જુવાન નજીકનો સંબંધી અને અચ્છો આદમી છે. એને તારા જેવો મશહૂર કવિ બનવામાં મદદ કરજે."

બીજા કાગળો ગ્રામસોવિયેત, સામૂહિક ખેતર, અને પાર્ટી સંઘટનના ભલામણપત્રો તથા સામાન્ય ચાલચલગત સંબંધી એક પ્રમાણપત્ર વગેરેના હતા.

ગ્રામસોવિયેતના ભલામણપત્રમાં લખ્યું હતું કે ફલાણા ભાઈ કખાબ-રોસોના વતની મશહૂર કવિ મહમૂદના ભત્રીજા છે, અને દાઘેસ્તાનના પ્રથમ પંક્તિના કવિઓમાં સ્થાન પામવા માટે સુયોગ્ય ઉમેદવાર છે.

બીજા કાગળોમાંથી મને જાણવા મળ્યું કે મહમૂદના ભત્રીજાની ઉંમર પચીસ વરસની છે, એણે નવ વરસ શાળાનો અભ્યાસ કર્યો છે, અને એ તદ્દન નીરોગી છે.

"સરસ," મેં કહ્યું. "હવે તારું કામ જોઈએ. કદાચ તારામાં પ્રતિભા હોય પણ ખરી અને વખત જતાં તું પ્રખ્યાત કવિ બને. આપણા દોસ્તની વિનંતિને માન આપીને તને દરેક રીતે મદદ કરવામાં મને ખુશી થશે."

"પણ મેં તો કદી કાવ્યો લખવાની કોશિશ જ નથી કરી. એટલા માટે તો મને તમારી પાસે મોકલવામાં આવ્યો છે... તમારી પાસેથી શીખવા..."

"તું કામ શું કરે છે?"

"સામૂહિક ખેતરમાં કામ કરું છું. એમાંથી ખાસ કંઈ મળતું નથી. કામના કેટલાય દિવસો નોંધવામાં આવે, પણ મળે કશું નહિ. અમારું કુટુંબ મોટું છે, એટલે નક્કી કરવામાં આવ્યું કે સામૂહિક

ખેતરમાં કામ કરવાને બદલે મારે કવિ બનવું. અમને ખબર છે કે કાવ્યો લખવામાં મહમૂદકાકાને સારી આવક થતી, ખેતરમાં મારી આવકથી તો ચોક્કસ બહેતર. લોકોમાં કહેવાય છે કે તમે પણ ખૂબ પૈસા કમાઓ છો."

"મને અફસોસ છે કે મારી ગમે એટલી ઈચ્છા હોય તોપણ હું તને કવિ નહિ બનાવી શકું..."

"પણ કેમ? હું શું મહમૂદનો ભત્રીજો નથી? આ ભલામણો જુઓ — ગ્રામસોવિયેત અને પાર્ટી સંઘટન બન્નેની સિફારસ છે."

"તું મહમૂદનો દીકરો હોત તોપણ નહિ! તેં સાંભળ્યું તો હશે જ કે મહમૂદના બાપુ કોલસા બનાવતા, કવિ નહોતા."

"આ તો ઈન્સાફની વાત નથી! અહીંયાં માખાચકલામાં તમે કવિઓ ને લેખકો સાહિત્યની જાડી લાશ ચીરીને માંહોમાંહે વહેંચી લો છો. મને એમાંથી થોડાંક આંતરડાંયે ન મળે? મને વધારે નથી જોઈતું. મારે કરવું શું? મને નોકરી ગોતી આપો. મારા કાગળો બધા બરાબર છે."

મહમૂદ પ્રત્યેના આદરને લીધે અમે એના ભત્રીજા માટે સાહિત્ય ફંડમાંથી નાનકડી રકમ મંજૂર કરી, અને દાઘેસ્તાન ઈલેક્ટ્રિક મશીનરી પ્લાંટના મેનેજરને વિનંતિ કરીને જુવાનને નોકરીમાં ગોઠવી દીધો. પણ મને થોડા વખતમાં ખબર પડી કે લોક-કવિ તરીકે ખ્યાતિ હાંસલ કરવાના કોડ ધરાવતા જુવાનને આટલાથી સંતોષ નહોતો થયો. એના પિતા અને મારા પરિવારના મિત્રનો રોષભર્યો પત્ર મને મળ્યો:

"તારા બાપુ હમઝાત મારી દરેકે દરેક વિનંતિને માન આપતા. એમણે મને કદી નિરાશ નથી કર્યો. પણ તેં, હમઝાતના દીકરાએ, મારા દીકરાને કવિનું સ્થાન અપાવવા જેવડું નાનકડું કામ કરવાનો ઈનકાર કરી દીધો. તું બહુ મોટો માણસ થઈ ગયો લાગે છે. તારા



બાપુ જરાય આવા નહોતા. આ પહેલાં મારે કોઈ કુનાકને ક્યારેય તજી દેવો નથી પડયો, પણ લાગે છે કે હવે એમ કરવું જ પડશે. આખરી સલામ!"

એમ, પ્રતિભાને કારણે અથવા તેના અભાવને કારણે, મેં એક અચ્છો કુનાક ગુમાવ્યો. મારો કુનાક પ્રશંસનીય માણસ હતો. પરંતુ એને સમજાયું નહિ કે પહાડવાસીના ઘરમાં જમવા બેઠેલા માણસોને પીરસવામાં આવતા ગરમાગરમ માંસની જેમ પ્રતિભા કોઈ વહેંચી શકે નહિ. લેખક સંઘનો અધ્યક્ષ પણ નહિ, તેમના પાર્ટી સંઘટનનો મંત્રી પણ નહિ, અને સરકારનો અધ્યક્ષ પણ નહિ.

દાઘેસ્તાનના રસ્તાઓ પર તમને ખૂબ ભાર લાદેલું ગાડું ધીરે ધીરે પહાડ ઉપર ચડતું નજરે પડશે, એક આદમી એને આગળથી ખેંચતો હોય અને બીજો પાછળથી ધકેલતો હોય.

અથવા હિમના ઢગલામાં ભરાઈ ગયેલી નાનકડી 'મસ્કવિચ' મોટરને આંચકો મારીને બહાર ખેંચી કાઢતી મોટી લોરી નજરે પડશે.

કે પછી ધીરા વેગે પૈડાં ઘસતી કોઈ ભારે ટ્રક, પાછળ આવતી ઝડપી મોટરગાડીનો માર્ગ જાણી જોઈને અવરોધતી જોવા મળશે. સાંકડા પહાડી રસ્તા પર મોટરગાડી ટ્રકની પાસે થઈને આગળ નીકળી ન શકે.

પરંતુ પ્રતિભા કંઈ ગાડું નથી કે બે આદમી તેને ખેંચી અને ધકેલી શકે, પ્રતિભા કંઈ 'મસ્કવિચ' મોટર નથી કે તેને લોરી જોડે બાંધીને ચાલતી કરી શકાય, પ્રતિભા કંઈ ટ્રકની પાસે થઈને ઝડપથી આગળ નીકળી ન શકતી મોટરગાડી નથી.

પ્રતિભાને ધકેલવી ને ખેંચવી નથી પડતી, એ તો પોતાની મેળે માર્ગ કરીને આગળ નીકળી જાય છે.

હજી ઘણા લોકો અપેક્ષા રાખતા હોય છે કે તેમને કાં તો ધકેલવામાં આવે અથવા ખેંચવામાં આવે. આ બાબતને લગતી એક

બીજી વાત સાંભળવા જેવી છે. વાતનું મથાળું આવું આપી શકાય:

**ભલે બુઠ્ઠી હોય, પણ પ્રતિભાવાન હોવી જોઈએ.** હું મોસ્કોના સાહિત્ય મહાવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો ત્યારે ત્યાં મારી ભેગા અભ્યાસ કરતા કેટલાય રશિયન કવિઓ જોડે મારે દોસ્તી હતી. તેઓ મારાં કાવ્યોનો અનુવાદ કરવા લાગ્યા, અને એ અનુવાદો ઘણાં અખબારો તથા સામયિકોમાં પ્રકાશિત થયા. રશિયન ભાષામાં અનુવાદને કારણે મારાં કાવ્યો દાઘેસ્તાનની બીજી પ્રજાઓમાં પણ જાણીતાં થયાં.

એ વખતે નવરા જીભડા ઝેરીલો લવારો કરવા લાગ્યા. "રસૂલ હમઝાતોવને અવાર ભાષામાં કાવ્યો લખતાં આવડતું જ નથી. આ તો રશિયન ભાષાના પ્રતિભાવાન અનુવાદકો એને ખ્યાતિ અપાવી રહ્યા છે. સાફ લાગે છે કે રસૂલ હમઝાતોવ પોતાનાં મૂળ કાવ્યો રશિયન વાચકોની રુચિને માફક આવે એવી રીતે લખે છે."

આવી વાતો સાંભળીને મને હંમેશાં એક દાઘેસ્તાની કવિ યાદ આવે છે.

દાઘેસ્તાનમાં તાત નામે એક નાનકડી પ્રજા છે. એ પ્રજાના લોકોની સંખ્યા વધારેમાં વધારે પંદર હજાર હશે. તેમ છતાં, પાંચ કે છ સારા તાત લેખકો આખા દાઘેસ્તાનમાં જાણીતા છે. એમનાં પુસ્તકો માખાચકલામાં એમની વતનની ભાષામાં તેમ જ રશિયન ભાષામાં અનૂદિત આવૃત્તિઓમાં પ્રકાશિત થયાં છે. આ વાત એક તાત કવિની છે. એનું નામ આપવાનું મને જરૂરી નથી લાગતું.

સાહિત્ય મહાવિદ્યાલયમાં અભ્યાસ પૂરો કરીને હું માખાચકલા પાછો ફર્યો. ત્યાં થોડો વખત વીત્યો હશે એટલામાં મને તાત કવિનું આમંત્રણ મળ્યું. એણે ખુલ્લી જગ્યામાં મારી મહેમાનદારી કરી. અમારી સામે કાસ્પિયન સમુદ્ર ઉછાળા મારી રહ્યો હતો અને પાછળ પર્વતો ખડા હતા. એણે મને એનાં કાવ્યો તાત ભાષામાં સંભળાવ્યાં,



અને ભેગું રશિયન ભાષામાં શબ્દશ: ભાષાંતર કરીને મને દરેક કાવ્યનો ખ્યાલ આપ્યો.

હું એનો મહેમાન હતો અને એ મારો મેજબાન હતો એટલે, મોસ્કોમાં હાંસલ કરેલું જ્ઞાન ઠાલવવાની હું કોશિશ કરું છું એમ એ ધારી લે એવી મને બીક હતી એટલે, તમામ કવિઓને ટીકા કરતાં વખાણ વધારે ગમતાં હોય છે એટલે, ગમે એટલી ટીકાથી એને જરાય ફાયદો થાય એમ નહોતો એટલે, અને છેલ્લી પણ એટલી જ મહત્ત્વની વાત કે મેં લખેલા દરેક કાવ્ય અને દરેક પંક્તિનાં એણે ભારે ગુણગાન ગાયાં હતાં એટલે — આ બધું લક્ષમાં લઈને મેં પણ વિવેક વેગળો મૂકીને એનાં બધાં કાવ્યોના ગુણ ગાયા.

એનાં કેટલાંક કાવ્યો મને ખરેખર ગમેલાં, એટલે એ કાવ્યો મેં ખરા દિલથી વખાણ્યાં, પણ બાકીનાં કાવ્યોની બાબતમાં તો મેં ગમવાનો માત્ર ઢોંગ જ કર્યો. મારે હોઠેથી જૂઠા શબ્દો નીકળ્યા કે તરત જ હું કલ્પનામાં કાસ્પિયન સમુદ્રનાં મોજાં સામે હાથ લંબાવીને અને ઘૂંટણિયે પડી જઈને બોલી ઊઠયો: "જૂઠાણું માફ કરો!" પછી હું કલ્પનામાં જ પર્વતો તરફ ફર્યો અને ધવલ શિખરો સામે હાથ લંબાવીને તથા ઘૂંટણિયે પડી જઈને ફરી બોલ્યો: "જૂઠાણું માફ કરો!"

એકબીજાનાં કાવ્યો અને ગુણગાન સાંભળીને ધરવ થઈ ગયો એટલે અમે થોડી વાર ચુપ થઈ ગયા. હું સાગરનો શોર સાંભળતો રહ્યો. પણ મારા દોસ્તનું ભેજું તડામાર કામ કરી રહ્યું હશે કેમ કે તેની ખાતરી રૂપે આવી વાતચીત થઈ:

"રસૂલ, મારે તારી જોડે એક જરૂરી વાત કરવી છે. પણ પહેલાં વચન આપ કે વાત બહાર નહિ જાય."

મેં વચન આપ્યું.

"તને તો ખબર છે કે અમારી તાત પ્રજા નાનકડી છે," મારા

દોસ્તે વાત શરૂ કરી. "મારે માટે ને મારી કવિતા માટે આવડું ક્ષેત્ર નાનું પડે છે. તેં મોસ્કોમાં નવા વાચકો સુધી પહોંચવાની કોશિશ કરી એ ઠીક જ કર્યું. મારે પણ એમ જ કરવું છે. મારે મોસ્કો જવું છે, પણ ત્યાં મારું કોઈ જ નથી—સંબંધીઓ, દોસ્તો, કે પરિચિતો, કોઈ જ નહિ. વળી રહેવાની જગ્યા પણ નથી. તને શું લાગે છે, હું મારા નવા પુસ્તકના પૈસા લઈને મોસ્કો જાઉં તો મને ત્યાં રહેવાની જગ્યા મળે ખરી?"

"કેમ નહિ? ખીસામાં પૈસા હોય તો રૂમ ગમે ત્યારે ભાડે લઈ શકાય."

"તું સમજ્યો નહિ. પત્ની મળે ખરી? ભલે બુઢ્ઢી ને પાપ જેવી કદરૂપી હોય, પણ પ્રતિભાવાન હોવી જોઈએ. મારી નેમ ફક્ત એટલી જ છે કે એ મારાં કાવ્યોનો રશિયન ભાષામાં અનુવાદ કરીને મને નવા ક્ષેત્રમાં દાખલ કરાવી દે. એક વાર અનુવાદોનું પ્રકાશન શરૂ થઈ જાય એટલે પછી હું સંભાળી લઈશ. નહિતર મારી પ્રજાના કોચલાની અંદર જ હું સુકાઈ જવાનો."

મેં એની સામે જોયું. પચીસ વરસનો, કદાવર, જોશીલો, અને જિંદગીનો તરવરાટ ધરાવતો કોકેસિયન જુવાન. એના પંજા અને આંગળીઓ ઉપર પણ વાળ છવાયેલા હતા. એની છાતીના વાળ ખીલીઓ જેવા સખત હતા. લગભગ બદામી ઘેરા વાનના ચહેરામાં જુદા તરી આવતા એના જાડા હોઠ અને ઊંડા સરોવર જેવી નીલી આંખો. એનું માથું શાહુડી જેવું હતું. એના દાંત મોટા અને સફેદ હતા, પગ વળીઓ જેવા લાગતા હતા, આખા શરીરે સ્નાયુઓ ઊપસી આવેલા હતા. જાણે કુદરતનું આદિમ સંતાન! લાખોની વસતિ ધરાવતા શહેરમાં, જંગ પછી માત્ર ત્રણ જ વરસે, એને પત્ની મેળવવામાં શી મુશ્કેલી પડવાની હતી? મેં એને એમ જ કહ્યું.



"રસ્તાની વચમાં ઊભો રહીને સીટી વગાડજે, ભાતભાતની પત્નીઓ ટોળે વળતી આવી પહોંચશે."

મારો દોસ્ત નાના બાળકની જેમ ખુશ થઈ ગયો. એણે શીર્ષાસન કર્યું, એ પગને બદલે હાથ વડે ચાલતો સમુદ્રના પાણીમાં પહોંચી ગયો. ડૂબકી મારતાં પહેલાં એણે સાદ પાડીને મને પૂછ્યું:

"મોસ્કો વિમાનમાં જાઉં કે રેલગાડીમાં?"

છ મહિના પછી હું ટોપીનું હિમ ખંખેરતો ચાર દાદરા ચડીને 'તરુણ સંત્રી પ્રકાશન ગૃહ'ના કાર્યાલયમાં ગયો ત્યારે એ જ તાત કવિ, મને કાસ્પિયન સમુદ્રને કિનારે મિજબાનીની મોજ કરાવનારો કવિ, મને સામો મળ્યો. એણે એક મોટો પોર્ટફોલિયો પડખે ઝાલી રાખ્યો હતો. હકીકતમાં મારું ધ્યાન સૌપ્રથમ એ તરફ જ ગયેલું. સાધારણ લેખકો પોર્ટફોલિયો હેન્ડલ વડે પકડી રાખે છે. એમ કરવાને બદલે એણે હિસાબનીશ અથવા કેશિયરની જેમ પોર્ટફોલિયો પડખે રાખીને નીચેથી પંજા વડે ઝાલી રાખ્યો હતો. વળી મારા ધ્યાનમાં એ પણ આવી ગયું કે અમે છ મહિના પહેલાં મળેલા ત્યાર પછી એ તદ્દન પલટાઈ ગયો હતો. એના શાહુડી જેવા વાળ હવે લાંબા અને સરખી પાંથી પાડીને ઓળેલા હતા, અને એના કલ્લા ડિસેંબરવાદી જેવા હતા. એની ટચલી આંગળીનો નખ લાંબો અને બેયોનેટની અણિ જેવો હતો. બીજી આંગળીમાં નંગ જડેલી વીંટી હતી. એણે નેકટાઈને બદલે ભમરાની પાંખોની નકલ જેવું કંઈક કૉલરમાં લગાવ્યું હતું. જાણે સુઘડતા અને સભ્યતાની મૂર્તિ! અમે દુવાસલામ કર્યાં. મારી નેકટાઈ જરાક ખસી ગઈ હશે તે એણે સરખી કરી, અને મેં એની તકલીફ બદલ બેશક એનો આભાર માન્યો.

એણે મને એની પત્ની જોડે ઓળખાણ કરાવી.

"મળીને ખુશી થઈ," બાઈએ ત્રણ આંગળીઓ સામે ધરી.

અમારે ત્યાં દાઘેસ્તાનમાં મહિલાના હાથ ચૂમવાની પ્રથા નથી, એટલે મેં હાથ જરાક દબાવીને જ સંતોષ માની લીધો. પણ બાઈ તો પીડાથી ચીસ પાડી ઊઠી, જાણે કેમ મેં એના હાથનું એકેએક હાડકું ચગદી નાખ્યું હોય.

"માફ કરજો, અણઘડ પહાડવાસી છું… મારો ઈરાદો… નહોતો…"

"જરાક રીતભાત શીખી લો તો સારું," એ છણકો કરીને આયના પાસે ચાલી ગઈ અને એમાં ચાળા પાડતી ઊભી રહી, જાણે કેમ એથી એનું ડાચું રૂપાળું થઈ જવાનું હોય.

ખરેખર બુઢ્ઢી ને કદરૂપી હતી. અને મોઢા ઉપર એટલો બધો પાઉડર લગાડેલો કે મધ્યમ કદના ઓરડામાં ચૂનો કરવા માટે પૂરતો થઈ જાય. મને અફસોસ થયો કે એનું બરાબર વર્ણન કરવા માટે શબ્દો પૂરા પાડવા અબૂતાલિબ ત્યાં હાજર નહોતા.

કહેવાય છે કે શિયાળ અને એની પૂંછડીથી વધારે ચાલાક બીજું કશું ન હોય. પણ આવા પાકા શિયાળે આ બુઢ્ઢી ડોકરીના ઠઠારાનું એક સાધન બની જઈને કેવી બેવકૂફી કરી છે! એ કોઈ સામયિક ખરીદવા દુકાન તરફ ગઈ એટલે હું ને અહમેત એકલા પડ્યા.

"કાં દોસ્ત, કેમ છે? કામકાજ કેવું ચાલે છે?"

"અરે, અનાજ ભરડવા ચક્કીએ જોડેલા પાડા જેવી હાલત છે, ભાઈ! મારી જિંદગી અને મારા કામની સંભાળ મારી પત્ની જ રાખે છે. તને કલ્પના જ નહિ આવે કે એ કેટલી સુશિક્ષિત છે. અને ચતુર પણ ખરી. બ્લોક ને માયાકોવ્સ્કીની અંગત મિત્ર હતી, અને સેર્ગેઇ યેસેનિન જોડે ફરતી. પેરિસમાં રહેલી છે. અંગ્રેજી સરસ બોલે છે. ચાર રૂમનો આખો ફ્લેટ અમને મળ્યો છે. બાળકો છે જ નહિ. ફક્ત એક કૂતરો રાખ્યો છે — તોશિક જાપાની છે, બિલ્લીના બચ્ચાથીયે નાનો."



"હા, દેખાઈ આવે છે કે તું નસીબદાર નીકળ્યો છે. હમણાં કઈ તરફ જાય છે?"

"બાળકોના સામયિક 'મુર્ઝિલ્કા'ને થોડાંક કાવ્યો આપેલાં, પણ એ લોકોએ કહ્યું કે કાવ્યો નાનાં ભૂલકાં માટે જરાક વધારે ગૂઢ છે. લાગે છે કે તરુણ સહકારી ખેડૂતોના સામયિકને આપું તો ઠીક રહેશે. એ લોકોને કાવ્યો પસંદ પણ આવેલાં. ફક્ત એટલી જ માગણી કરી છે કે મારે 'સહકારી ખેતર' શબ્દોવાળી એક પંક્તિ એમાં ગોઠવી દેવી. એ કામ આજે સાંજે કરી નાખીશ, અને પછી કાવ્યો પાછાં એ લોકોની પાસે લઈ જઈશ. રસૂલ, જિંદગી જીવવાનો અને કામ કરવાનો ફક્ત આ એક જ રસ્તો છે! મારી પત્ની કહે છે કે બાળકોને ચાલતાં શીખતાં પહેલાં બાખોડિયાં ભરવાં પડે છે. હું ધીરે ધીરે મારા અસલ કામને તબક્કે પહોંચી જઈશ."

"આલ્યોશા," એની પત્નીએ સામયિક ખરીદવાનું પતાવીને સાદ પાડયો. અવાજમાં એકીસાથે મૃદુતા અને રૂક્ષતાનો રણકાર હતો. "ચાલ, તોશિકને ખવડાવીને પછી 'ક્રોકોદિલ' અને 'રાબોત્નીત્સા'ના કાર્યાલયમાં જવાનું છે."

પછી ઘણા વખત સુધી અહમેત જોડે મુલાકાત ન થઈ. એક દિવસ એનો પત્ર આવ્યો. પત્રમાં એણે મને વિનંતિ કરી હતી કે હું એને માટે "મારી પ્યારી પત્નીને" શબ્દો અંકિત કરેલી એક બાલખાર સુરાઈ બનાવડાવી આપું. મેં એ મુજબ વ્યવસ્થા કરી નાખી અને મનમાં વિચાર્યું કે અહમેત પત્નીની મદદ બદલ ખરેખર ભારે અહેસાનની લાગણી અનુભવતો હશે. એનાં કાવ્યોના એની પત્નીએ કરેલા અનુવાદો અવારનવાર 'મુર્ઝિલ્કા', 'પિયોનેર', 'ક્રોકોદિલ', વગેરે સામયિકોમાં પ્રકાશિત થતાં હતાં. એ પોતાનાં કાવ્યો માખાચકલામાં વતનની તાત ભાષામાં કદી ન છપાવતો.

અમે એને કેટલીય વાર કંઈક લખી મોકલવાનું આમંત્રણ મોકલેલું, પણ અમને કદી જવાબ નહોતો મળ્યો. અમે ફરી વાર મળ્યા ત્યારે અમારી પ્રથમ મુલાકાતને પંદર વરસ વીતી ગયાં હતાં. મોસ્કોમાં આયોજવામાં આવેલા દાઘેસ્તાન કલા મહોત્સવ દરમિયાન અમારો ભેટો થઈ ગયો. દાઘેસ્તાનના ચાળીસ કવિઓ મહોત્સવમાં ભાગ લેવા આવ્યા હતા. વિવિધ ભાષાઓનાં અમારાં કાવ્યો સ્તંભ ભવનમાં, ક્રેમલિન થિયેટરમાં, મોટરવાહનના કારખાનામાં, અને કાન્તેમિરોવ્સ્કાયા ગાર્ડઝ ડિવિઝનના ભવનમાં શ્રોતાઓએ સાંભળ્યાં.

મહોત્સવના અંતિમ કાર્યક્રમ દરમિયાન અમારો તાત દોસ્ત ગુપચુપ મંચની પાછળના ભાગમાં આવીને અમને મળ્યો.

"રસૂલ," એણે વિનવણી કરી, "મને તારી ભેગો પાછો દાઘેસ્તાન લઈ જા. મારે કુર્દ્યુક –જાડું ચરબીદાર પૂંછડું– ઉગાડવું હતું, પણ બદલામાં મેં તો મારી પાતળી પૂંછડીયે ગુમાવી દીધી છે."

એવી રીતે એ દાઘેસ્તાન પાછો ફર્યો. પણ કોણ જાણે કેમ, એ પંદુરના સૂર મેળવી શક્યો નહિ, પાટે ચડી શક્યો નહિ. એની હાલત તરડ પડી ગયેલી સુરાઈ જેવી હતી, બધો શરાબ તરડ વાટે ગળી જતાં સુરાઈ જાણે ખાલી થઈ ગઈ હતી. તરડને ગમે એટલી સાંધો તોયે શરાબ ટપકતો જ રહેતો.

ટૂંકમાં, પ્રતિભા હોય જ નહિ તો અનુવાદક એમાં વધારો ન જ કરી શકે. કેટલાક લોકો કહે છે કે અફેન્દી કાપિયેવે સુલેમાન સ્તાલ્સ્કીનું સર્જન કર્યું. બીજા લોકોનું કહેવું છે કે સુલેમાન સ્તાલ્સ્કીએ એફેન્દી કાપિયેવનું સર્જન કર્યું. પણ ખરી વાત તો એ છે કે બેઉ પ્રતિભા ધરાવતા હતા. એફેન્દીની પ્રતિભાએ એફેન્દીનું સર્જન કર્યું હતું, અને સુલેમાનની પ્રતિભાએ સુલેમાનનું.

**ઈઝાને વાત કરીશ.** આ મથાળું સરસ લાગુ પડે એવો બીજો એક કિસ્સો યાદ આવે છે.



હવે સુખ્યાત લેખક મોહમ્મદ સુલિમાનોવ દાઘેસ્તાન અધ્યાપન વિદ્યાલયમાં મારો સહપાઠી હતો. એની બહુવિધ પ્રતિભાઓ છેક નાનપણમાં જ દેખાઈ આવી હતી. એનું ચિત્રાંકન સારું હતું, એ લોકનૃત્યો મજાનાં કરતો, અને કાવ્યો પણ લખતો. એને પૂશ્કિનની કૃતિ 'યેવ્ગેની ઓનેગિન' ખૂબ ગમતી. એ પુસ્તક એના હાથમાંથી કદી અળગું થતું નહિ અને લગભગ આખું એને મોઢે હતું. અભ્યાસનાં વરસો દરમિયાન જ એના દિલમાં 'યેવ્ગેની ઓનેગિન' અવાર ભાષામાં ઉતારવાનું સ્વપ્ન રમતું થઈ ગયું હતું. જંગ દરમિયાન મોરચે જતી વેળા પણ પુસ્તકને એ ભેગું લેતો ગયેલો.

જંગ પૂરો થયો ત્યારે એ ગોળીઓ અને તોપગોળાની કરચોથી વીંધાઈ ગયેલું શરીર લઈને મોસ્કોની લશ્કરી હોસ્પિટલમાં પડયો હતો. ત્યાં એને મોસ્કોની મરીયા નામે તરુણી જોડે ઓળખાણ થઈ. જખમ રુઝાઈ ગયા ત્યારે મરીયા જોડે શાદી કરીને એ મોસ્કોમાં જ રહી ગયો.

હું અભ્યાસ કરવા મોસ્કો ગયો ત્યારે મેં પૂછપરછ કેંદ્રની મદદ લઈને એની ભાળ મેળવી. મારા મનમાં એની યાદ હંમેશાં તાજી રહી હતી, અને એને પણ મારી યાદ કાયમ સતાવતી રહી હતી. અમારી દોસ્તીભરી લાગણીવશ વાતોમાં રીયાએ કશી ખલેલ ન પાડી. અમે ત્રણેય કડક મદિરાની મઝા માણતા કેટલીય વાર સુધી વાતો કરતાં બેઠાં રહ્યાં. મોહમ્મદે મને જંગની વાતો કરી અને મેં એને દાઘેસ્તાન વિશે તથા અમારા વતનના ગામ વિશે જણાવ્યું. મેં એને મારાં તેમ જ બીજા જુવાન અવાર કવિઓનાં કાવ્યો સંભળાવ્યાં. પછી મેં મોહમ્મદને ભાવિ જિંદગી અંગે એના ખ્યાલો પૂછયા.

"મેં બહુ વિચાર કર્યો પણ રીયાને એક કાકી છે, અને કાકીને ઈઝા છે. ઈઝા મોસ્કોમાં ખૂબ વગદાર માણસ છે... મરીયાની કાકીના ધ્યાનમાં આવી ગયું કે હું ખૂબ ફિકરમાં છું એટલે એણે મને કહ્યું: 'મોહમ્મદ, આટલી બધી ફિકર શા માટે કરે છે? હું ઈઝાને વાત

કરીશ, એ બધી ગોઠવણ કરી દેશે'. અને ઈઝાએ ખરેખર મને વિજ્ઞાન અકાદમીમાં સરસ નોકરી અપાવી દીધી. ત્યાં જ કામ કરું છું."

"પણ તારી ચિત્રકલા?"

"જંગે મારી આખી કાયા ઉપર ગોળીઓની ભાત રચી દીધી છે. એટલું પૂરતું છે."

"અને કવિતા?"

"એ તો બાળપણનું ઘેલું હતું, રસૂલ. હવે હું મોટો થઈ ગયો છું, મારામાં ગંભીરતા આવી છે. મારે આદમી જેવું કામ કરવું જોઈએ."

"પણ તું 'યેવ્ગેની ઓનેગિન'નો અનુવાદ કરવાનો હતો ને?"

મારો દોસ્ત ગમગીન થઈ ગયો. મને સમજાઈ ગયું કે મારો સવાલ એને ડંખી ગયો છે.

"દાઘેસ્તાન પાછો આવી જા ને!"

"પણ મરીયા?"

"એને ભેગી લઈ આવ."

"ત્યાં મારે ગામના ઘર સિવાય બીજું કોઈ ઠેકાણું જ નથી. મરીયાને ગામમાં ન લઈ જવાય. એ અને મારી મા એકબીજાની જોડે વાત પણ ન કરી શકે. ભેગો દુભાષિયો લઈ જવો પડે, તો જ મરીયા ને મા એકબીજાની વાત સમજી શકે."

મોહમ્મદના દિલમાં ઊંડી વેદના જગાવતા વિષયને પડતો મૂકવાના ઈરાદે મેં એના, મરીયાના, અને 'યેવ્ગેની ઓનેગિન'ના નામે જામ પીવાની દરખાસ્ત કરી.

હું ફરી વાર મોહમ્મદને ત્યાં ગયો ત્યારે મરીયાએ મને કહ્યું કે એ તો સાવ પલટાઈ ગયા છે. લગાતાર દિવસોના દિવસ અને રાતોની રાત, ફુરસદની એકેએક મિનિટ દરમિયાન, ખાવા પીવાની



ને સૂવાની કે આરામની દરકાર કર્યા વગર, લખતો જ રહે છે. લખીને કાગળો ફાડી નાખે છે, ફરી લખે છે ને વળી ફાડી નાખે છે.

મરીયાની કાકી થોડો વખત આ બધું જોતી રહી, અને પછી એણે મોહમ્મદને પૂછ્યું કે તું શું લખે છે અને લખેલું કેમ ફાડી નાખે છે.

"મારે કવિ બનવું છે," મોહમ્મદે એને કહ્યું, "મારે 'યેવ્ગેની ઓનેગિન'નો અનુવાદ કરવો છે."

"બસ, એટલી જ વાત, અને તું તો જાન દેવા તૈયાર થઈ ગયો! હું ઈઝાને વાત કરીશ, એ બધી ગોઠવણ કરી દેશે."

"ના, કાકી, ઈઝા કે એનો ઉપરી કે પછી એની વહુ પણ મને કવિ ન બનાવી શકે. એ કામ તો ફક્ત હું પોતે જ કરી શકું."

ત્યાર પછી થોડાક વખતે મોહમ્મદે 'યેવ્ગેની ઓનેગિન'ના પ્રથમ પ્રકરણનો અવાર ભાષામાં અનુવાદ મને વાંચી સંભળાવ્યો. ત્રણ વરસ પછી અવાર લોકો એ મહાન કથાકાવ્ય પોતાના વતનની ભાષામાં વાંચી શક્યા.

**કોની તસવીર છાપવી?** કહેવાય છે કે ફૂર્તિલી પત્ની પોતાના પતિને દુનિયામાં આગળ વધવામાં પુષ્કળ મદદ કરી શકે. મેં એવી પત્નીઓ જોઈ છે. દાઘેસ્તાનના એક સુખ્યાત કવિની પત્ની એવી જ છે. એનું નામ સાંભળતાં જ આખો લેખક સંઘ, તમામ પ્રકાશન ગૃહો, અને અખબારોનાં કાર્યાલયોમાં ખળભળાટ મચી જાય છે. મને પણ એની થોડી થોડી બીક લાગતી, એટલે મેં એને સારું લગાડવા એના પતિની તસવીર મારી ઑફિસમાં ટાંગી રાખેલી. મને હતું કે એથી રાજી થઈને એ મારી જોડે સારું વર્તન કરશે. પણ કશો ફાયદો ન થયો, કંઈ ફેર ન પડયો, કેમ કે એના પતિની તસવીર મારી ઑફિસમાં ટાંગેલી હોય એથી એની આવકમાં એક કોપેકનોયે વધારો થાય એમ નહોતો.

એક વાર એણે તકાદો કર્યો કે પ્રકાશન ગૃહ વિના વિલંબે એના પતિનો કાવ્ય સંગ્રહ પ્રકાશિત કરે. મૅનેજરે ડરતાં ડરતાં એને જણાવ્યું કે પ્રકાશનની યોજના ઘડાઈ ચૂકી છે, તેમાં ફેરફાર શક્ય નથી, વળી કાગળની તંગી છે, પણ આવતે વરસે જરૂર કોશિશ કરીશું...

"બેશરમ ક્યાંનો!" ખીજે ભરાયેલી બાઈએ બરાડો પાડ્યો. "તને બીક લાગે છે કે તારાં કાવ્યો કરતાં મારા પતિનાં કાવ્યો કેટલાં બહેતર છે એની લોકોને ખબર પડી જશે. એટલે જ તેં કાગળ અને યોજનાની આ બધી વાતો ઘડી કાઢી છે. પણ હું તને બરાબર ઓળખું છું. તું મને છેતરી નહિ શકે. મારા પતિનો કાવ્યસંગ્રહ તારે છાપવો જ પડશે."

એટલું કહીને એ બાઈ પ્રકાશન ગૃહનું બારણું ધડાક બંધ કરતી ચાલી ગઈ.

બે કલાક પછી મૅનેજરનો ટેલિફોન રણકી ઊઠ્યો. પ્રાદેશિક પાર્ટી કમિટીના સેક્રેટરીનો ફોન હતો.

"ખુદાને ખાતર કંઈક રસ્તો કાઢો જેથી આ બાઈ ફરી વાર મારી પાસે ન આવે," સેક્રેટરીએ આજીજી કરી. "હું મારા ટેબલનો કાચ વારે વારે બદલાવી ન શકું. એણે હમણાં જ મુક્કો મારીને કાચ તોડી નાખ્યો છે."

પરિણામ વિશે શું ધારો છો? તોલ્સ્તોયનું 'હાજી મુરાત' અને હમઝાત ત્સાદાસાનું બાળકો માટેનું એક પુસ્તક યોજનામાંથી કાઢી નાખવામાં આવ્યાં, અને એ પુસ્તકોને બદલે આ લડાયક પત્નીના પતિનો કાવ્યસંગ્રહ પ્રકાશિત થયો.

તમને લાગતું હશે કે વાત પતી ગઈ એટલે અમને નિરાંત મળી હશે. ના, મુદ્દલ નહિ. થોડા વખતમાં વળી પાછી ધમાલ થઈ. કારણ? કાવ્યસંગ્રહમાં કવિની તસવીર નહોતી છાપવામાં આવી.



"બેશરમ ક્યાંના!" ગુસ્સાથી લાલચોળ પત્ની ગરજી ઊઠી. "તમારા બધાય કરતાં મારો પતિ કેટલો વધારે રૂપાળો છે એ તમે લોકોથી છુપાવવા માગો છો. એટલે તમે એની તસવીર નથી છાપી."

"ના, એમ નથી," પ્રકાશન ગૃહના મૅનેજરે જવાબ આપ્યો. "અમને તો સમજાયું જ નહિ કે કોની તસવીર છાપવી, તમારી કે તમારા પતિની."

બાઈ ખસિયાણું હસીને બોલી: "હા વળી, હું ન હોત તો એ કદાચ કવિ બની જ ન શક્યો હોત."

અબૂતાલિબ એ કવિને મળ્યા અને તેને કહ્યું: "જુઓ, કુસા, એક અઠવાડિયું તમારી બીબી મને આપો, એટલે તરત મને સ્તાલિન પારિતોષિક મળી જશે."

"તમેય શું, અબૂતાલિબ! હું દસ વરસથી એની ભેગો રહું છું, પણ મને તો હાજી હસુમ પારિતોષિક પણ નથી મળ્યું."

"તો પછી એની પાસેથી થોડીક પ્રતિભા માગી લો!"

**અબૂતાલિબ અને હાતિમાતનો કિસ્સો.** અબૂતાલિબે જિંદગીમાં પહેલું કામ ભરવાડનું કરેલું. પણ ટિનગરનું કામ શરૂ કર્યા પછીયે અબૂતાલિબ ભરવાડની વાંસળી ભેગી જ રાખતા અને વખત મળે ત્યારે વગાડતા. ટિનગરનો ધંધો એવો હતો કે એમને ગામડે ગામડે ફરવું પડતું. એટલે એવું બન્યું કે અમુક લોકોના કહેવા મુજબ કુલી ગામમાં, અને બીજા લોકોના કહેવા મુજબ કુમુખી ગામમાં, હાતિમાત નામે એક તરુણી એમની પાસે કીટલી સમી કરાવવા આવી.

અબૂતાલિબે મરામતમાં ખૂબ વાર લગાડી. એક વાર કીટલી બાજુ પર મૂકીને સિગારેટ પીધી, બીજી વાર વાંસળી વગાડી, પછી હાતિમાતને ભાતભાતના ખરાખોટા કિસ્સા કહી સંભળાવ્યા.

ટિનગરની ઢીલથી હાતિમાત અધીરી થઈ ગઈ અને કામમાં ઉતાવળ કરાવવા લાગી.

"કંઈ નહિ તો સિગારેટ જરાક નાની બનાવ અને મારું કામ જલદી કરી આપ," એણે વિનવણી કરી.

"ના, હાતિમાત, હવે તો હું સિગારેટ એક ગજ જેટલી લાંબી બનાવીશ..."

આખરે હાતિમાત બહુ ખીજે ભરાઈ ગઈ એટલે અબૂતાલિબને કીટલી પાછી આપવી જ પડી. તેણે મહેનત ખૂબ કરેલી એટલે કીટલી નવી જેવા ચળકારા મારતી હતી. પણ હાતિમાતે એમાં પાણી ભર્યું કે તરત જ નીચેથી ટીપાં ટપકવા લાગ્યાં. ગુસ્સાથી લગભગ રડવા જેવી થઈ ગયેલી હાતિમાત અબૂતાલિબ પાસે પાછી આવી.

"તેં મરામતમાં આટલી બધી વાર લગાડી તોયે પાણી તો હજી પહેલાંની જેમ જ ટપકે છે."

"ખુદા કરે ને રૂપાળા બહાદુર જુવાનિયા આખું અઠવાડિયું રોજ તારી કીટલી ઉપર પથરા ફેંકે! ગુસ્સો ન કર, હાતિમાત. તું પાછી આવે અને હું તને ફરી વાર જોઈ શકું એટલા ખાતર મેં એક નાનકડું કાણું જાણી જોઈને રહેવા દીધેલું."

"ખુદા કરે ને જુવાનિયા મારી કીટલી ઉપર નહિ પણ તારા માથા ઉપર પથરા ફેંકે," કહેતી હાતિમાત ચાલી ગઈ અને ફરી પાછી ન આવી.

અબૂતાલિબ ઝૂરવા લાગ્યા. હાતિમાત પ્રત્યેનો એમનો પ્યાર વધારે ઊંડો બનતો ગયો અને એમનું કાળજું વધારે ને વધારે કોરાતું ગયું. વિરહની વેદનામાં તરફડતાં તરફડતાં એમણે એક કાવ્ય લખ્યું, પછી બીજું, ત્રીજું, દસમું, અને વીસમું લખ્યું. એવી રીતે એક ટિનગર પ્રખ્યાત કવિ બની ગયો.

દરમિયાનમાં હાતિમાત હાજી નામે એક જુવાન સાથે પરણી ગઈ. થોડા વખત પછી છૂટાછેડા લઈને એણે મુસા નામના આદમી જોડે ફરી શાદી કરી.



જાણીતા કવિ અબૂતાલિબ એક દિવસે બજારમાં થઈને જઈ રહ્યા હતા એટલામાં એમને કાને કોઈનો સાદ પડયો:

"અબૂતાલિબ, મારી કીટલી સમી કરી દઈશ?"

કવિએ પાછળ ફરીને જોયું તો હાતિમાત ઊભી હતી -- ઘરડી, વાંકી વળી ગયેલી, માંદી.

"હવે તો તું મોટો માણસ થઈ ગયો એટલે ટિનગરનું કામ શાનો કરે! તું સંસદનો સભ્ય બની ગયો છે અને તને સરકારી ઈલકાબ મળ્યો છે. લાગે છે કે તેં ટિનગરનું કામ મૂકી દીધું છે. પણ તને કવિ તો મેં જ બનાવ્યો છે. હું એ વખતે કીટલી લઈને તારી પાસે ન આવી હોત તો તું હજી બજારમાં બેઠો બેઠો વાસણની મરામત કરતો હોત."

"હાતિમાત, તારામાં ખરેખર એટલી બધી શક્તિ હોય કે તું સાધારણ માણસોને સાચેસાચ કવિ બનાવી શકે તો તેં તારા પહેલા ધણી હાજીને કવિ કેમ ન બનાવ્યો? અને તારા બીજા ધણી મુસાનાં ગીતો પણ કેમ કોઈના સાંભળવામાં નથી આવ્યાં?"

અબૂતાલિબ ચાલતા થઈ ગયા. કશોક જવાબ આપવા શબ્દો ખોળતી હાતિમાત મોં વકાસીને ઊભી રહી ગઈ. વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં ત્યારે જ એ પાછી ભાનમાં આવી.

માણસ કવિ બનવાની શક્તિ ખુદ ન ધરાવતો હોય તો બીજું કોઈ એને કવિ ન જ બનાવી શકે.

**એક વાર બાપુએ મને વાત કરી** કે મેં મારાં પ્રથમ કાવ્યો લખ્યાં ત્યાર પછી એમના એક પુરાણા દોસ્ત અને દાઘેસ્તાનમાં ખૂબ જાણીતા પ્રતિષ્ઠિત માણસે આવીને એમને કહ્યું:

"અત્યારે રસૂલ કોઈના ઉત્કટ પ્રેમમાં પડી જાય તો બહુ સારું

થાય. એથી એને દુઃખ થાય કે સુખ થાય તેનું કશું મહત્ત્વ નથી. પ્રેમના બદલામાં એને પ્રેમ મળે કે નહિ, એ વાત પણ મહત્ત્વની નથી. હકીકતમાં, એને વેદના સિવાય બીજું કશું ન આપે એવો તદ્દન નિષ્ફળ પ્રેમ અત્યારે એને માટે કદાચ ઉત્તમ સાબિત થાય. એમ બને તો રસૂલ એક દિવસમાં મહાન કવિ બની જાય."

મને વેદનામાં તરફડતો આદમી અને પરિણામે કવિ બનાવી શકે એવી એક રૂપાળી કન્યા પણ બાપુના દોસ્તે ગોતી કાઢી.

બાપુએ દોસ્તને કહ્યું:

"તું જો તો ખરો, દુનિયામાં કેટલા બધા જુવાન લોકો પ્રેમમાં પડે છે. એ બધા શું કવિઓ બની ગયા છે? ઊંડા પ્રેમની લાગણી અનુભવવા માટે પ્રતિભાની જરૂર પડે છે, પ્રતિભાની બાબતમાં પ્રેમના મહત્ત્વ કરતાં પ્રેમની બાબતમાં પ્રતિભા કદાચ વધારે મહત્ત્વ ધરાવે છે. હું ઇનકાર નથી કરતો કે પ્રેમ પ્રતિભાને પોષે છે, પણ પ્રેમ પ્રતિભાનું સ્થાન કદી ન જ લઈ શકે. આ વાત પ્રેમથી ઊલટી લાગણી નફરતની બાબતમાં પણ ખરી છે."

"પણ પ્રેમના કવિ મહમૂદની વાત લઈએ..."

"તારી વાત ખરી છે. આપણે મહમૂદને જેવા કવિ તરીકે જાણીએ છીએ એવો કવિ બનવાની બાબતમાં મહમૂદ જરૂર એની માશૂકનો અહેસાનમંદ હતો. પણ મને ખાતરી છે કે એની માશૂકની હસ્તી જ ન હોત તોપણ એ ચોક્કસ મહાન કવિ બન્યો હોત. જેવી રીતે ઘાસનો કુમળો ફણગો કાળી, ભીની, ભારે જમીનની અંદરથી સૂરજની દિશામાં માર્ગ કરતો બહાર નીકળી આવે છે, એવી જ રીતે મહમૂદની તલાશ અને વિદ્રોહની ભાવના ગમે તેમ કરીને વ્યક્ત થઈ જ હોત. અરે, ઘાસ તો ક્યારેક ખડકમાં પણ ઊગી નીકળે છે."

ઇનકાર કરવો મુશ્કેલ છે કે જેવી રીતે સૂકું લાકડું આગને વધારે ઉગ્ર બનાવે છે, એવી જ રીતે પ્રબળ માનવીય લાગણીઓ પ્રતિભાને વધારે ખીલવે છે, અને મધુરાં સ્મિત તથા કારમાં આંસુમાંથી કવિતા પ્રગટે છે. પણ મારી વાત સાફ સમજાવવા માટે હું બે ઉદાહરણો આપું.

દીકરો ગુમાવી બેઠેલી માની વેદના જોડે બીજી કઈ વેદનાને સરખાવી શકાય? જનાજા માટે લોકો ભેગા થઈ ગયા છે. પણ મા ચુપ છે, એની આંખોમાંથી આંસુની ધારાઓ ગાલ પર વહી રહી છે. મા પોતાની વેદનાને એવા શબ્દોમાં વ્યક્ત નથી કરી શકતી કે જેને સાંભળીને બીજા લોકો પણ એના જેવું જ કારમું રુદન કરવા લાગે.

પછી ધંધાદારી વિલાપિયા આવી પહોંચે. એ લોકોની આંખોમાં આંસુ ન હોય કેમ કે વેદના બીજા કોઈને થતી હોય. પરંતુ તેઓ પોતાની ભયાનક કલા દાખવવાનું શરૂ કરે કે તરત જ ભેગા થયેલા સૌ માણસો હીબકાં ભરવા લાગે.

હું એ લોકોની કલાને ભયાનક કહું છું, અને એ ખરેખર ભયાનક હોય છે, કેમ કે એ કલા નિર્દય હોય છે. મુસલમાન મઝહબમાં ઢોંગી, ધુતારા, અને નાલેશી કરનારા માણસો ભેગા આવા વિલાપિયાઓ માટે પણ મોત પછી કાયમી યાતનાની દશા નિર્ધારિત કરવામાં આવી છે, તેમાં કશું આશ્ચર્ય નથી. માત્ર બીજાને રડાવવાનો એકમાત્ર હેતુ ધરાવતી આવી કલાની મુદ્દલ જરૂર નથી.

એથી ઊલટું, તંદુરસ્ત જુવાન દીકરાની શાદી વખતે માબાપને થતી ખુશી જોડે બીજી કઈ ખુશીને સરખાવી શકાય? શાદીનો પ્રસંગ ખરેખર આનંદોલ્લાસનો હોય છે. શાદીની મહેફિલમાં લોકો નાચગાનમાં ગુલતાન થઈ જાય. બેશક, માબાપની ખુશી સૌથી વધારે હોય છે. પરંતુ તેઓ પોતાની ખુશીને એવા શબ્દોમાં, એવા ગીતમાં, વ્યક્ત કરી શકે ખરાં કે આસપાસના સૌ લોકો, શાદી

બીજાની હોવા છતાં, પોતાની શાદી જેટલી જ ખુશી ને મોજ માણે?

ના, એ તો શક્ય જ નથી. એટલે માબાપ મહેફિલમાં મોજ પેદા કરવા માટે ગામડે ગામડે જઈને સારા ગાયકોની તલાશ કરે. ગાયકો મહેફિલમાં આવે. આગલે દિવસે તેમણે બીજી મહેફિલમાં ગાયું હોય, બીજે દિવસે તેઓ વળી કોઈ બીજી મહેફિલમાં ગાવાના હોય. એમને માટે તો બધી મહેફિલો એકસરખી જ હોય, પણ એમની કાબેલિયત લોકોને ખરા આનંદોલ્લાસની મોજ કરાવે.

વળી જિંદગીનો સંચિત અનુભવ પણ કદાચ પ્રતિભાને પોષતો હશે? કલામાં પ્રતિભાની પ્રત્યેક અભિવ્યક્તિ શું વિસ્તૃત જ્ઞાનનું, અટપટી મંજિલો અને મહાન કૃત્યોનું, પરિણામ હશે?

એમ હોય તો ચૌદ વરસનો અવાર છોકરો, અને વધારામાં પાછો આંધળો, પોતાના પંદુરના સંગીત વડે અવારિસ્તાનનાં ગામોને ચકિત અને મુગ્ધ કેવી રીતે કરી શકે?

વળી, નાનપણથી પથારીવશ એક બીજો છોકરો મોહમ્મદ રાજાબોવ પોતાની મા વિશે એવું ગીત કેમ કરીને લખી શક્યો કે જે આખા અવારિસ્તાનમાં ગવાય છે? એના ગીત માટે સંગીતની રચના કરનાર અહમદ ત્સુર્મીલોવના પગ ઝલાઈ ગયેલા છે. મેં એને વિશે આ પંક્તિઓ લખેલી:

તારા જંતર કેરા આઠ જ તાર,
રેલાવે સૂર આઠ હજાર.

પ્રતિભા ધરાવતો અંધ માનવી દેખતા પણ પ્રતિભા વગરના માણસ કરતાં ચડિયાતો લાગે છે. કહેવાય છે કે આખી દુનિયામાં સફરો ખેડતા મૂર્ખ માણસ કરતાં ઘણું વધારે કોઈ શાણો આદમી પોતાના અભ્યાસખંડમાં બેઠો બેઠો નીરખી શકે.



વળી, બજારમાં ભીખ માગતો આંધળો મોહમ્મદ રોજની આવક ગણવામાં કદી ભૂલ નથી કરતો.

**મારી નોટબુકમાંથી:** પ્રતિભાનું રહસ્ય માત્ર દૃષ્ટિમાં જ સમાયેલું હોય તો લેઝઘીન કવિ કોચખુર્સ્કીની આંખો ખાને ફોડી નાખી ત્યાર પછી પણ કવિ ગીતો કેવી રીતે રચી શક્યો? પ્રતિભાનું રહસ્ય સંપત્તિમાં હોય તો લેઝઘીન કવિ એતિમ એમિનને ખ્યાતિ કેવી રીતે મળી? એ તો ગરીબ અને અનાથ હતો. પ્રતિભાનું રહસ્ય કેળવણીમાં હોય તો સુલેમાન સ્તાલ્સ્કીને લોક-કવિ તરીકે આટલી બધી કીર્તિ કેવી રીતે સાંપડી? એને તો દસકત કરતાં પણ નહોતું આવડતું. દસકત કરવાની જરૂર પડે ત્યારે એ ખડિયામાં અંગૂઠો બોળીને નિશાન કરી આપતા. પ્રતિભાનું રહસ્ય વિસ્તૃત વાંચન અને પાંડિત્યમાં હોય તો ખૂબ વાંચન કરી ચૂકેલા અને પાંડિત્ય ધરાવતા પણ એક લીટી સરખી રીતે ન લખી શકતા આટલા બધા માણસો મને કેમ જોવા મળે છે?

પહાડી વિસ્તારોમાં મઝેદાર હરીફાઈઓ ગોઠવવાનો રિવાજ હતો. એક તરફ મુતાલિમો અથવા અવાર ભાષામાં લખી વાંચી શકતા સુશિક્ષિત આદમીઓ રહેતા, અને બીજી તરફ ભરવાડો, પોતાના કામ સિવાય બીજું કશું ન જાણતા અભણ માણસો. બન્ને પક્ષો વચ્ચે ગીતકાવ્યોની હરીફાઈ જામતી, અને સામાન્ય રીતે ભરવાડો જ જીતી જતા. સુશિક્ષિત ગાયકોના માપસરના સૂર, પવન જેવાં આઝાદ અને હરિયાળા પહાડી ઢોળાવો ઉપર તરતાં ગીતોથી પરાજિત થઈને દબાઈ જતા.

પરંતુ મુતાલિમો અને ભરવાડોને એકીસાથે આવરી લઈને એકરૂપ કરી દેતા કવિઓના હાથે બન્ને પક્ષો પરાજિત થઈ જતા.

મહમૂદ કે મારા બાપુ હમઝાન હરીફાઈમાં ભાગ લેતા હોય તો તેઓ,

ખૂબ પાછળ રહી ગયેલા બીજા ગાયકોની જોડે નહિ પણ આપસમાં એકબીજાની જોડે ચડસાચડસી કરતા.

કે પછી પ્રતિભાનું રહસ્ય કદાચ બુદ્ધિપ્રભામાં હશે? મોસ્કોમાં અને વિદેશોમાં હું ખૂબ બુદ્ધિશાળી માણસોને મળ્યો છું. એમનું શાણપણ અચાનક કાવ્યનાં રચનામાં અથવા નવલકથા કે વાર્તામાં મૂર્તિમંત થઈ જાય તો અમૂલ્ય કલાકૃતિઓનું સર્જન થાય. પરંતુ કશુંક એમના ચતુર વિચારોને કલમની અણિએથી સરીને કાગળ પર અંકિત થતાં અટકાવે છે, એમના ચતુર વિચારો પવનમાં વિખેરાઈ જાય છે અથવા એમની જોડે કબરમાં દફન થઈ જાય છે.

એમ હોય તો પ્રતિભાનું રહસ્ય કદાચ વાસ્તવિક કાર્યમાં હશે? પરસેવો વળી જાય એવી મહેનતમાં હશે? મેં અનેક વાર લોકોને કહેતા સાંભળ્યા છે કે નિરપેક્ષ પ્રતિભા જેવું કશું હોતું જ નથી, પ્રતિભા તો સખત મહેનતથી હાંસલ થાય છે. મને તો સખત ભાર લાદેલા ગધેડાના ભૂંકણ કરતાં ઉમંગે ડાળી પર બેઠેલા બુલબુલનું ગાન વધારે ગમે.

ગીત તો ભારે ગાડું ખેંચનાર નહિ પણ ગાડા પર બેસનાર જ ગાઈ શકે.

અલ્લાતાલા, આ જગત કેવા આંતરવિરોધોથી ભરેલું છે! ગીત જો ગાડામાં બેસનાર માણસના સુખચેનનું ફળ હોય તો સમગ્ર કલા કદાચ સુખચેન અને ફુરસદનું, જિંદગીનાં સુખસગવડની સલામતીનું, નિરાંતનું, ફળ હશે?

પરંતુ વૈભવથી છલકાતા મહેલોમાં ગુંજતાં ગીતો શું સાદાં ઝૂંપડાંમાં જ સર્જાયેલાં નથી હોતાં? રાજામહારાજા અને ધનવાનોની બધી વાર્તાઓ ગરીબ ઇન્સાનોએ રચેલી હોય છે. શામખાલે ઈર્ચા કઝાકને હદપાર કરીને સાઈબિરિયા મોકલી દીધો, પણ ઈર્ચા કઝાકે હદપારીની જિંદગીમાંયે કાવ્યો લખવાનું ચાલુ રાખ્યું. હાલ આપણે



કુમીક શામખાલ વિશે જે કંઈ જાણીએ છીએ એ બધું આપણને ઈર્ચા કઝાકનાં કાવ્યોમાંથી જ જાણવા મળ્યું છે.

પહાડવાસીઓ જ્યોર્જિયાના યુવાન રાજકુમાર દાવિદ ગુરામિશ્વિલીને પકડી ગયા, અને એ લોકોએ તેને ઊનસુકુલની એક બખોલમાં ફગાવી દીધો. એ ભીની બખોલમાં પડ્યો પડ્યો પોતાના રમણીય વતન જ્યોર્જિયાને જોવા ઝંખતો રાજકુમાર કાવ્યો લખવા લાગ્યો.

ખુનઝાહ ખાનની દીકરી આઈશાત એક રૂપાળા જુવાન ભરવાડના પ્રેમમાં પડી ગઈ. બાપને ખબર પડી એટલે એણે દીકરીને ઘરમાંથી કાઢી મૂકી. શિયાળાની રાતનો વખત હતો. કડકડતી ટાઢમાં, ગોઠણ સમાણા હિમમાં, પાતળાં કપડાં વીંધીને હાડકાં થિજાવી દે એવા પવનમાં, આઈશાતે જિંદગીનું પ્રથમ ગીત રચ્યું.

એમ હોય તો પ્રતિભાનું રહસ્ય કદાચ ઇન્સાનની નાજુકાઈ અને ગરીબાઈમાં હશે? કદાચ કમનસીબી અને ગમગીનીમાં જ ઉત્કૃષ્ટ ગીતો ઉદય પામતાં હશે? કવિતા, તું શું છે? અને તારા ઉદય માટે શું આવશ્યક છે? ઘરડો, માંદો, અને ભૂખ્યો બાત્યારી ઠરેલી સગડી પાસે બેઠો હતો ત્યારે તારું આગમન થયું. મહમૂદ કાર્પેથિયાની ખાઈઓમાં થીજી ગયો હતો અને એની હસ્તીમાં સૂરજ, પૃથ્વી, તેમ જ પૂરી જિંદગી સમી એની માશૂકની શાદી બીજા કોઈ જોડે થઈ ગઈ ત્યારે તારું આગમન થયું. અબૂતાલિબ હાથમાં લાકડી અને થેલો લઈને એક ગામથી બીજે ગામ ભમતા હતા અને હાતિમાતે એમના પ્યારને તુચ્છકારીને બીજા કોઈ જોડે શાદી કરી લીધી ત્યારે તારું આગમન થયું. એલ્દારિલાવે પોતાના હત્યારાઓના હાથમાંથી ઝેરનો કટોરો લીધો ત્યારે તારું આગમન થયું. ઘાતકી ઝુન્તી નાઈબે આનખિલ-મારિનના હોઠ સોયદોરા વડે સિવડાવી નાખ્યા ત્યારે જ એણે પોતાનું ઉત્તમ ગીત ગાયું, એવું ગીત ગાયું કે ત્યાર પછી

નાઈબની બાકીની જિંદગીમાંથી ચેન અને નીંદર ઊડી ગયાં.

પ્રતિભા, તારું રહસ્ય શામાં છે? તું અંતરાત્મા છે? ગૌરવ છે? હિંમત છે? અથવા કદાચ બીક છે? બીકણ માણસ પણ રાતે રસ્તે ચાલતાં ગીત ગણગણવા લાગે છે અને તેમાંથી હિંમત મેળવે છે.

તું ખુશનસીબી છે કે બદનસીબી છે? ઈનામ છે કે સજા છે? તું એટલા માટે સર્જાયેલું સૌંદર્ય છે કે તારે ખાતર ઈન્સાનો વેદના ભોગવે? કે પછી તું સૌંદર્યનું સર્જન કરતી વેદના છે? અથવા તું કદાચ જમાનાનું, ઘટનાઓનું, ફરજંદ હશે? પથ્થર ઉપર પથ્થર ઘસો તો તણખા ફૂટે. જંગથી દુનિયાની વસતિમાં વધારો ન થાય, પણ બહાદુરોની સંખ્યા તો જરૂર વધે જ.

જેવી રીતે હું નથી કહી શકતો કે કાવ્ય શું છે, એવી જ રીતે હું નથી જાણતો કે પ્રતિભા શું છે. પરંતુ ક્યારેક, ઘેર જતો હોઉં ત્યારે કે વિદેશોમાં ફરતો હોઉં ત્યારે, નીંદરમાં (જાણે કેમ પડદો ખસી જતો હોય), અથવા હરિયાળા ઘાસ ઉપર પગ માંડું ત્યારે (જાણે કેમ સજીવ લીલોતરીમાંથી મારી અંદર દાખલ થઈને મારી નસોમાં દોડવા લાગતું હોય), હું જમતો હોઉં કે સંગીત સાંભળતો હોઉં કે મારા કુટુંબ જોડે અથવા ઘોંઘાટિયા મિત્રમંડળમાં બેઠો હોઉં ત્યારે, જાણે શિશુને એના લાંબા જીવનપંથમાં સફળતાના આશીર્વાદ આપતો હોઉં એવી રીતે એને તેડી લઉં ત્યારે, અથવા મૃત્યુ પામેલા દોસ્તની નિર્જીવ કાયાને તેની આખરી આરામગાહે પહોંચાડવામાં મદદ કરવા માટે જનાજાને મારા ખભાનો ટેકો આપતો હોઉં ત્યારે, અથવા કોઈ પ્રિયજનનું વદન નીરખતો હોઉં ત્યારે, કશુંક વિરલ, વિસ્મયકારક, રહસ્યમય, અને પ્રબળ મારી હસ્તીમાં છવાઈ જાય છે. તે આનંદી હોય કે ગમગીન હોય, પણ મને હંમેશાં કંઈક કરવાનું જોમ બક્ષે છે, મારી વાણીને વહેતી કરી દે છે. એ કશુંક વણબોલાવ્યું અને અણધાર્યું આવી પહોંચે છે.



એ આવે છે અને ભેગાં કલ્પનાચિત્રો લાવે છે. મહમૂદ — એનો સર્કાસિયન કોટ, એના હાથમાં પંદુર, એનાં ગીતોમાં જિંદગીની આખરી ઘડી સુધી અણઓસર્યો એનો ઉત્કટ પ્રેમ; બાપુ — એમનું ગમગીન અને હેતાળ સ્મિત; એલ્દારિલાવ — એના હાથમાં ઝેરનો કટોરો; મારિન — ઘાતકી નાઈબના હુકમ મુજબ સીવી લેવામાં આવેલા એના હોઠેથી ઝરતું લોહી; તેમની પાછળ સુદૂર ઝગમગતાં મહામાનવોનાં ચિત્રો — દાંતે, તોલ્સ્તોય, શીલર, બ્લોક, ગેટે, બાલ્ઝાક, અને દોસ્તોયેવ્સ્કી... અને ક્યારેક મને લાગે છે કે ધુમ્મસની આરપાર તેજસ્વી કિરણના પ્રકાશમાં ખુદ સર્જનહારનું દૃશ્ય ચળકી રહ્યું છે.

"તું કોણ છે?" હું એ કશાકને પૂછું છું.

"હું તારી પ્રતિભા છું, તારી કવિતા છું."

"તું ક્યાંથી આવી છે?"

"હું સર્વવ્યાપી છું."

"તારું અસ્તિત્વ ક્યારથી છે? તને મારાં જેટલાં વરસ થયાં હશે?"

"ના, મારી ઉંમર એક પળ, અને તોયે એક હજાર વરસ જેટલી છે. બાળપણની નિર્દોષતા, નિરંકુશ યુવાનીનો ભાવાવેગ, અને અવસ્થાનું શાણપણ — બધું મારી અંદર સમાયેલું છે. હું અજર છું. હું કોઈ ન બુઝાવી શકે એવી આગ છું. હું કોઈ પૂરું ન ગાઈ શકે એવું ગીત છું. હું કોઈ પૂરું ન કરી શકે એવું ઉડાન છું. હું તારાથી ખૂબ દૂર છું, પણ તોયે તારી અંદર મોજૂદ છું. મને ધારણ કરવી એટલે ઉલ્લાસ અને ભાવોન્માદનો અનુભવ કરવો. મારાથી હળવું બીજું કશું નથી, અને મારાથી ભારે પણ બીજું કશું નથી.

"હું મોજૂદ હોઉં તો વાયોલિનના તારનું કંપન કાળમીંઢ શિલાઓને તોડી નાખે. હું મોજૂદ હોઉં તો ઝુર્નાનું સંગીત કોતરોમાં

ભટકતા રાની આખલાઓને નાચતા કરી દે. હું મોજૂદ હોઉં તો ખૂનીના હાથમાંથી કટાર સરી પડે, અને પ્રેમી પંખીડાં ચુંબનમાં વિલીન થઈ જાય.

"આન્દી ગામના પાઈતિનો કોટ ઉતારી લેવામાં આવ્યો ત્યારે હું મોજૂદ હતી. મારિયામનું અપહરણ કરીને એને પલાણેલા ઘોડા ઉપર આડી લાદી દેવામાં આવી ત્યારે હું મોજૂદ હતી. જાન્ના દ'આર્કે મ્યાનમાંથી તલવાર ખેંચીને પોતાના લશ્કરને આગેકૂચની હાકલ કરી ત્યારે હું મોજૂદ હતી. એક આદમીએ પાંખો બનાવીને મિનારા ઉપરથી કૂદકો માર્યો ત્યારે હું મોજૂદ હતી. માગેલ્લાન અને કોલંબસે સઢ ખોલીને વહાણ વહેતાં મૂક્યાં ત્યારે હું મોજૂદ હતી. "સિસ્ટાઈન મેડોના" ચિત્રકૃતિનું સર્જન થઈ રહ્યું હતું ત્યારે હું મોજૂદ હતી.

"મારું કાર્યક્ષેત્ર સઘળા યુગો અને તમામ દેશોને આવરી લે છે. મારાં પાત્રો ઈન્સાનો છે. ઈન્સાનોને મન અને આત્મા હોય છે. સઘળા ખંડોમાં તેઓ પ્યાર અને નફરત અનુભવી શકે છે, બહાદુર અથવા બીકણ બની શકે છે, સુજન અથવા કપટી બની શકે છે, ત્યાગની ભાવના અથવા સ્વાર્થની વૃત્તિ ધરાવી શકે છે, પુનિત તથ્યો ઉચ્ચારી શકે છે અથવા ગાળો ભાંડી શકે છે. ઈન્સાનોનાં મન અને આત્મા — એ જ મારું રણમેદાન છે, મારા વિજયો અને પરાજયોનું સ્થળ છે, મારી સિદ્ધિઓની તવારીખ છે."

"તો સાચું કહી દે — હું શા કામનો છું? આવતીકાલે ઓગળી જનારા હિમ જેવો બની જવાનું જોખમ હું નથી ઉઠાવી રહ્યો? તળિયે તરડ પડી ગઈ હોય એવી સુરાઈમાં પાણી ભરવાની કોશિશ હું નથી કરી રહ્યો? તારી અણઓસરતી આગનો એક પણ તણખો મારા આત્મામાં આવ્યો છે? અથવા તારું એક પણ દાહક અને માદક ટીપું મારા હોઠ પર પડ્યું છે?"

મારી આંખોમાંથી ખુશી અને ગમનાં આંસુ વહે છે. મારી પાસે



બીજાં આંસુ પણ છે — શિકારીનાં પગલાંનો અવાજ સાંભળીને ભયભીત પંખી જેમ છુપાઈ જાય તેમ એ આંસુ મારાં પોપચાંની નીચે છુપાયેલાં છે. એ છૂપાં આંસુ પણ કાં તો પ્યારનાં અથવા ગમગીનીનાં છે, દુ:ખ અથવા સુખનાં છે. મારા માથાના વાળ બે રંગના છે — કાળા અને ધોળા. હું પોતે એક પગ મારી જુવાનીમાં અને બીજો પગ વૃદ્ધાવસ્થામાં રાખીને ઊભો છું. જુવાની અને વૃદ્ધાવસ્થા વચ્ચે સતત ઘર્ષણ ચાલે છે, અને મારો આત્મા તેમનું રણમેદાન છે.

જેનાં થડ બે ઊંચાં, એવા વડલા જેવી પ્રીત મારી;
એક સૂકું સાવ, બીજે શોભે પર્ણો કેરાં ઝુંડ ભારી.
વિરાટ પાંખો બે, એવા ગરુડ જેવી પ્રીત મારી;
એક ફેલાય ગગનમાં, બીજી ધરા પર ઢળકતી.

કાતિલ જખમો બે, સળગી રહ્યા મુજ છાતીએ;
એક ધધકે લોહીથી, ને બીજો રુઝાઈ રહે.
ઘટમાળ એવી ચાલતી, ખુશી ને સંવેદના;
ખુશી આવે અને જાયે, ફરી પાછી વેદના.

જીવનને સીમાઓ હોય છે, એ ટૂંકું હોય છે, પણ સ્વપ્નો અસીમ હોય છે. હું હજી પંથ કાપતો હોઉં ત્યાં તો મારાં સ્વપ્નો ઘેર પહોંચી જાય છે. હું માશૂકને મળવા નીકળું ત્યાં તો મારા મનના તરંગો તેની પાસે પહોંચી જઈને તેને આલિંગનમાં ભીડી લે છે. હું વર્તમાન ઘડીમાં જીવું છું, પણ મારા મનના તરંગો અનેક વરસો આગળ નીકળી જાય છે, અને જ્યાં જિંદગી અંધકારમાં વિલીન થઈ જાય છે એ સીમાની પાર પહોંચી જાય છે.

**શામીલની સામે રજૂ કરવામાં આવેલો કોયડો.** ત્રણ ગાંઠોવાળું

દોરડું તેના હાથમાં મૂકવામાં આવ્યું. એક છેડે બે ગાંઠો સાવ નજીક નજીક હતી. ત્રીજી ગાંઠ બીજે છેડે હતી.

શામીલે દોરડાને લાંબું કરીને તેની ઉપર નજર ફેરવી અને કહ્યું :

"પહેલી ગાંઠ એટલે હું, બીજી ગાંઠ એટલે મારું મોત. ત્રીજી અને એકદમ દૂરની ગાંઠ એવી જગ્યા છે કે જ્યાં મારાં સ્વપ્નો અને ચિંતનોનો સંગમ થાય છે: એ ગાંઠ એટલે મેં જિંદગીમાં જેને સાધી લેવાની મંછા રાખેલી એ લક્ષ્ય."

હું ખરી જિંદગીમાં ખેડું છું એ ખેતર કરતાં સ્વપ્નમાં ખેડું છું એ ખેતર ઘણું વધારે વિશાળ છે. પ્રતિભા કોની સેવા બજાવે— મારી કે ઊડીને મારાથી ખૂબ આગળ નીકળી ગયેલાં મારાં સ્વપ્નોની?

હા, તું કોઈ ન બુઝાવી શકે એવી આગ છે. તું કોઈ પૂરું ન ગાઈ શકે એવું ગીત છે. તું કોઈ પૂરું ન કરી શકે એવું ઉડ્ડાન છે. તારા યુગજૂના ગીતમાં ફક્ત એક સૂર, મારો પોતાનો સૂર, અવાર સૂર, હું વણી શકીશ ખરો? તો કદાચ આખું ગીત વધારે મધુર બની જશે.

તારી અણઓસરતી જ્વાળામાંથી એક ચિનગારી લઈને હું દાઘેસ્તાનના શિખરો પર એક નાનકડું તાપણું સળગાવી શકીશ ખરો? તારા અનંત ઉડાનને હું જરા સરખુંયે, એક ખડકથી બીજા ખડક જેટલુંયે, લંબાવી શકીશ ખરો?

મારું વતનનું ગામ ત્સાદા છે. અવાર ભાષામાં તેનો અર્થ "આગ" થાય છે.

"ક્યાંનો રહીશ છો, જુવાન?" એક વાર કોઈ બીજા ગામના આદમીએ મને પૂછયું.

"ત્સાદાનો."

જવાબ સાંભળીને એણે કહ્યું :



"તારાં થોડાંક કાવ્યો સંભળાવ, જોઈએ તો ખરા કે આગનાં બનેલાં છે કે ટાઢી રાખનાં."

મારા મનમાં શંકાઓ ઊભરાય છે. ટાઢના દિવસો વીતી ગયા પછી અને સરકતાં વાદળો પાછળથી સૂરજ નીકળી આવ્યા પછી તો હું ધાબળો નથી ઓઢી રહ્યો ને? ઘોડો ચોરાઈ ગયા પછી તો હું તબેલાને તાળું નથી મારી રહ્યો ને? સૌએ સો વાર સાંભળેલી વાત તો હું ફરી વાર નથી સંભળાવી રહ્યો ને? બીજી જગ્યાએ મહેમાનદારી માણી આવેલા મહેમાનોને તો હું નથી આમંત્રી રહ્યો ને? મારે શું આ પુસ્તક ખરેખર લખવું જ પડે એમ છે?

"લખવું જ પડે એમ ન હોય તો ન લખ."

હું લખ્યા વગર રહી શકું ખરો? માંદા માણસને સખત પીડા થતી હોય ત્યારે તે ઊંહકારા ભર્યા વગર રહી શકે ખરો? ખુશી અનુભવતો ઈન્સાન હોઠ મલકાવ્યા વગર રહી શકે ખરો? નીરવ ચાંદની રાતે બુલબુલ ગાયા વગર રહી શકે ખરું? હૂંફાળી ભેજદાર જમીનમાં બીજનો ફણગો ફૂટી નીકળ્યા પછી ઘાસનું તરણું ઊગ્યા વગર રહી શકે ખરું? કળીઓને વસંતનાં સૂર્યકિરણોની ઉષ્મા મળે પછી ફૂલો ખીલ્યા વગર રહી શકે ખરાં? શિખરોનું હિમ ઓગળવા લાગે ત્યારે પોતાના ધોધમાર વહેણમાં પથ્થરોને ગબડાવતાં પહાડી ઝરણાં સાગર તરફ ધસ્યા વગર રહી શકે ખરાં?

મને નાનપણમાં તાપણાં ગમતાં—રાતે ભરવાડોનાં તાપણાં, નદીકિનારે અથવા તળેટીમાં બળતાં તાપણાં, નજીકના પર્વતોનાં શિખરો ઉપર જલતી જ્વાળાઓ અથવા ઘરના ચૂલામાં બળતાં લાકડાં પણ. હું જાણું છું કે આગ પેટાવવી એ તો કેવળ અરધું જ કામ છે, શિયાળાની લાંબી અને કડકડતી ટાઢની આખી રાત તાપણું બળતું રાખવાનું કામ ઘણું વધારે મુશ્કેલ છે.

મને લાગે છે કે મારા દિલમાં જ્વાળા છે. મારી જ્વાળા

બુઝાઈ ન જાય, બીજા લોકોને ગરમાવો આપતાં પહેલાં અથવા અજાણ્યા માણસો માટે અંધકારમાં માર્ગ ઉજાળતાં પહેલાં જલદી ખતમ ન થઈ જાય, તેને માટે મારે શું કરવું જોઈએ અને કેવું વર્તન કરવું જોઈએ? મારી પ્રતિભાનું જતન કરવા અને તેને વધારે વિકસાવવા, મારે શું કરવું જોઈએ?

**બાપુનાં સ્મરણોમાંથી:** એક વાર એક પહાડવાસી બાપુને મળવા આવ્યો.

"મેં લખવાની કોશિશ કરી જોઈ છે," એણે કહ્યું, "અને મને ખાતરી થઈ ગઈ છે કે હું લખી શકું એમ છું. પણ ખરાં કાવ્યો લખવાનું શરૂ કેવી રીતે કરવું, એની મને ખબર નથી."

બાપુએ જવાબ આપ્યો:

"વાયોલિનના સૂર મેળવી શકીએ એટલું જ પૂરતું નથી, વાયોલિન વગાડતાં પણ આવડવું જોઈએ. ખેતર હોય એટલું જ પૂરતું નથી, ખેતર ખેડતાં અને વાવણી કરતાં પણ આવડવું જોઈએ."

"કાવ્યો લખવા માટે મારે શું કરવું?"

"શું કરવું? કામે વળગી જવું."



## કામ

ગણે જે મોજ અમારા કામને, ભલે જોઈ લે કુબાચી આવીને.
(કુબાચી કારીગરીના એક નમૂના પર અંકિત શબ્દો)

દિવસ આખો છું જ સેવક, હું આ મારાં ગીતનો;
પીઠ વાળી બેસતો, ને પસીનો ના થંભતો,
મસ્તક ઉઠાવવાની રજા આપે નહિ એ કોઈ દી,
લખતો રહે, લખતો રહે, કરતાં દેકારો રાત દી.

રિક્ષા જ છું હું, લોહ મારી બાજુઓ ઘસતું રહે;
ઉઝરડા પડતા રહે ને બળતરા કાયમ રહે,
ધૂંસરીનો ભાર રોજે રોજનો વધતો રહે,
અને એ જ રીતે જિંદગી, મારી હવે વીતી રહે.

લાંબા વખત પહેલાં બનેલી વાત છે, પણ મને એવી સાફ યાદ છે કે જાણે ગઈકાલે જ બની હોય. મેં તેને વિશે એક કાવ્ય પણ લખ્યું છે, પરંતુ તોયે અહીંયાં તેનો ઉલ્લેખ કર્યા વગર હું રહી શકતો નથી.

દાઘેસ્તાનના કવિ હમઝાતનો સાવ બિનજાણીતો દીકરો હું આઉલ છોડીને પહેલાં માખાચકલા અને પછી મોસ્કો ગયો. વરસો વીત્યાં. મેં સાહિત્ય મહાવિદ્યાલયનો અભ્યાસ પૂરો કર્યો, અને મારી કવિતાનાં દસ પુસ્તકો પ્રકાશિત થઈ ગયાં. તેમાંના એક પુસ્તકે મને રાજ્ય પારિતોષિક અપાવ્યું. મેં શાદી કરી. ટૂંકમાં, હું કવિ રસૂલ



હમઝાતોવ બની ગયો. એ વખતે મને મારા વતનના ગામે જવાનું મન થયું.

નાનપણમાં મેં જાણેલી જગ્યાઓમાં ફરી રખડતાં, એ જ ખડકો અને ગુફાઓને નીરખતાં, મેં કેટલાય દિવસો ત્યાં ગાળ્યા. હું લોકો જોડે વાતો કરતો, ઝરણાંનો ખળખળ ધ્વનિ સાંભળતો, અને નીરવ કબ્રસ્તાનમાં બેઠો રહેતો. પછી મારા પગ મને પાછો ખેતરોની પાર લઈ જતા.

અમેરિકાના પ્રવાસ દરમિયાન એક વાર મને, ચકાસણીના માર્ગ પર દોડાવવામાં આવતી નવી મોટરગાડીઓ જોવા મળેલી. લેખક માટે પણ, તેના જન્મનું સ્થળ એક પ્રકારનો ચકાસણી માર્ગ બની રહેવું જોઈએ.

આખો દિવસ ઘઉંનાં ખેતરોમાં નીંદણ સાફ કરીને બાઈઓ પાછી ઘેર જઈ રહી હતી. થાકેલી બાઈઓ માર્ગમાં એક જગ્યાએ થાક ખાવા બેસી ગઈ. તેમનાં શરીર ઉપર ધૂળ છવાયેલી હતી, સૂકી ડાળખીઓ વાગતાં તેમના હાથમાં ઉઝરડા ને કાપા પડી ગયા હતા. હું તેમની પાસે ગયો.



હું નથી જાણતો કે મને નજીક આવતો જોઈને બાઈઓ મારે વિશે વાત કરવા લાગી હશે કે પહેલેથી જ મારે વિશે વાતચીત કરતી રહી હશે. થોડાક ઘાસ વડે કપાળેથી પરસેવો લૂછતી એક બાઈનો અવાજ અચાનક મારે કાને પડયો.

"મને સૌથી વધારે શું ગમે એમ પૂછો તો હું એમ જ કહું કે રસૂલ હમઝાતોવનું નચિંત હૈયું અને એની સુખી જિંદગી મને મળે."

એક બીજી બાઈ અમારાં સગાંમાંની હતી. એ તરત જ મારા બચાવમાં બોલી ઊઠી: "તને શું એમ લાગે છે કે રસૂલને દિલને ઠેકાણે પનીરનો લોંદો હશે, અને એના દિલમાં કદી પીડા નહિ થતી હોય?"

"પનીરનો લોંદો તો કદાચ નહિ હોય. પણ એને ખેતરમાં નીંદણ સાફ નથી કરવું પડતું. સામૂહિક ખેતરનો ઘંટ એને નથી કામે બોલાવતો કે નથી જમવાના વખતની સૂચના આપતો. એને ખબર નથી કે દહાડી એટલે શું, એની ગણતરી કેવી રીતે થાય છે, અને આપણને કેટલું મહેનતાણું મળે છે. એ તો ફક્ત લખ્યા કરે છે— લ... લ... લા... લ... લ... લા..., રૂમઝુમ રૂમઝુમ, તા... તા... થૈ... થૈ... એને શાની ફિકર છે? એના દિલમાં પીડા શાની થાય? એની જિંદગી કરતાં વધારે સુખી જિંદગી વળી કેવી હોય!"

અરે બાઈ, મારા કામની તાસીર, મારી અણથંભ ને આકરી મહેનત, હું તને કેવી રીતે સમજાવું?

મેં વધારે ગમગીનીમાં ડૂબી જઈને પાછાં ગામ તરફ કદમ માંડયાં. ગલઢેરાઓ રોજની જગ્યાએ ભેગા થઈને, ટાઢા પથ્થરોને પોતાની કાયા વડે ગરમ કરતા, શાંતિથી જમીન, કાપણી, પર્વતો અને ચરાણો, માંદગી અને જડીબુટ્ટીઓ, તથા અમારા ગામના ભૂતકાળ વિશે વાતો કરી રહ્યા હતા. હું મંડળીમાં સામેલ થઈ ગયો,



અને એક પથ્થર પર બેસીને વખત વિતાવવા લાગ્યો.

એક ગલઢેરાના હાથમાં તાજું અખબાર હતું. મારાં કેટલાંક કાવ્યો તેમાં છપાયાં હતાં. ધીરે ધીરે વાતચીત એ કાવ્યો તરફ વળી. પોતાના ઘોડાનાં વખાણ સાંભળીને ઘોડેસવારને હંમેશાં ખુશી થાય. હું પણ મારા ગામવાસીઓને મુખેથી ગુણગાન સાંભળવા ઉત્સુક થઈ ગયો. માખાચકલા અને મોસ્કોમાં મને જાણે વખાણ સાંભળવાનો શોખ થઈ ગયો હતો. તેને બદલે, અખબારવાળા જઈફ આદમીના આવા શબ્દો મને સાંભળવા મળ્યા: "તારા બાપુ હમઝાત કવિતા લખતા. તું પણ લખે છે. અસલ કામ ક્યારે શરૂ કરવું છે? કે પછી ગેટલા કરતાં ભારે ચીજ ક્યારેય ઉઠાવ્યા વગર જ જિંદગી જીવી કાઢવાનું ધાર્યું છે?"

"મારું તો કામ જ કવિતા લખવાનું છે," મેં બને એટલી નરમાશથી જવાબ આપ્યો. વાતચીતમાં આવેલા પલટાથી હું જરાક વ્યાકુળ થઈ ગયો હતો.

"કવિતા લખવી એ જો કામ હોય તો પછી નવરાઈ શાને કહેવી? ગાન કરવું એ જો કામ હોય તો પછી આનંદવિનોદ શાને કહેવા?"

"ગીત ગાનારને એમાં મોજ પડે, પણ ગીત લખનારને માટે તો એ કામ જ છે—આરામ કે નીંદર વગર કામ, જરાય રાહત વગર કામ. જેવું તમારી જિંદગીમાં ખેતર, એવો મારી જિંદગીમાં કાગળ. અક્ષરો એટલે બિયાં, અને કાવ્યો એટલે અનાજનાં કણસલાં."

"આ તો મજાના શબ્દો છે. ખેતર મારા સાકુલ્યાની અગાસીમાં નથી આવી જતું. મારે કામ કરવા ખેતરમાં જવું પડે છે. તારાં ગીતો તો તું જ્યાં હો ત્યાં, બિછાનામાં પણ, આપમેળે આવે. તારું દરેક ગીત ઘરનું બારણું ખખડાવતા મહેમાન જેવું હોય છે, એટલે દરેક

ગીત જાણે તહેવાર છે. પણ અમારાં ખેતરો તો અમારી રોજની જિંદગી છે!"

મોટેરાઓએ એવી દલીલો આગળ ધરી.

"મારે માટે પણ, મારાં ગીતો જ મારી જિંદગી છે."

"એમ હોય તો તારી આખી જિંદગી જાણે તહેવારોની હારમાળા જેવી હોવી જોઈએ. કહેવાય છે કે ગીતો લખવાં એ તો પ્રતિભાની બાબત છે. તારામાં પ્રતિભા હોય તો સારું ગીત લખવું એ રમત વાત ગણાય. પણ પ્રતિભા ન હોય તો જરૂર બહુ સખત મહેનત કરવી પડે. પણ પ્રતિભા વગર તો મહેનત, સખત મહેનત, નકામી જાય."

"એમાં તમારી ભૂલ થાય છે. નજીવી પ્રતિભા ધરાવતો માણસ કલાને સાવ સહેલી બાબત ગણી શકે અને એક ગીત ઉપરથી બીજા ગીત ઉપર ઠેકડા મારે. એવો માણસ તો પેટિયું રળનારો ગણાય. ખરી પ્રતિભા સળંગ હોય છે, અને તેમાં પોતાના કામ અંગે જવાબદારીની ઊંડી ભાવના સામેલ હોય છે. ખરી પ્રતિભા ધરાવતો માણસ પોતાનાં કાવ્યોને ખૂબ મહત્ત્વનાં અને સખત મહેનત ગણે. ગવાય એ બધું ગીત ન હોય, અને કહેવાય એ બધું વાર્તા ન હોય."

"તો પછી અમને સમજાવ કે તું કેવી રીતે કામ કરે છે, અને તારા કામમાં એટલું બધું મુશ્કેલ શું છે."

જમાનાથી જમીન ખેડતા જઈફ આદમીઓ મારી ફરતે બેઠા હતા. મેં તેમને મારું કામ સમજાવવાની કોશિશ કરી, પણ થોડી વારમાં જ મને ખબર પડી ગઈ કે મને હંમેશાં સાવ સાદી લાગતી બાબત હું તેમને સમજાવી નથી શકતો. થોડીક વાર આમતેમ લોચા વાળીને હું ચુપ થઈ ગયો. એ દિવસે ગલઢેરાઓએ મને છોભીલો પાડી દીધો. હું તેમને સમજાવી ન શક્યો કે કાવ્યો લખવાનું કામ મુશ્કેલ કેમ છે, અને આખર કવિતા લખવાનો આખો મામલો કેવો છે.



ત્યાર પછી ઘણાં વરસો વીતી ગયાં છે. પરંતુ આજે પણ મને કોઈ પૂછે તો હું નથી માનતો કે મારું કામ હું વિગતવાર સમજાવી શકું—એ મુશ્કેલ કેમ છે, અને બીજા લોકોના કામથી નિરાળું કેમ છે.

મારા કામની જગ્યા કઈ? બેશક, મારું ટેબલ. પરંતુ કોઈ પહાડી કેડીએ ફરતાં ફરતાં પણ મને મારાં કાવ્યોના ખ્યાલો આવી શકે, મારા મનમાં ધ્વનિઓ તથા શબ્દો સ્ફુરે, પણ હું તેમને નાપસંદ કરીને જતા કરું. અથવા મને બીજા દેશમાં લઈ જતી રેલગાડીમાં એમ બને, કેમ કે નવા કાવ્યનો અંકુર કદાચ એ વખતે જ ફૂટે. અથવા વિમાનમાં કે બસમાં, મોસ્કોના લાલ ચોકમાં, નદીકિનારે, વનમાં, કે કોઈ મોટા સરકારી હોદ્દેદારની ઑફિસના પ્રવેશખંડમાં પણ એમ બને. મારા કામની જગ્યા—મારે ખેડવાનું ને લણવાનું ખેતર—જગતમાં ગમે ત્યાં હોઈ શકે.

અને મારા કામનો વખત? સવારમાં કે સાંજે? દિવસમાં કેટલા કલાક? છ કે આઠ કે કદાચ બાર કે એથીયે વધારે? કામના કલાકો વધારે હોય તો હું ઓજારો પડતાં મૂકીને આઠ કલાકના કામદિન માટે લડતો કેમ નથી?

હકીકત એવી છે કે હું હર વખત કામ કરતો રહું છું, અને મને યાદ છે ત્યારથી કરતો રહ્યો છું—જમતી વેળા ને રંગભવનમાં, સભાઓમાં ને શિકારની સહેલ દરમિયાન, ચા પીતી વેળા ને જનાજામાં જતી વેળા, મોટર ચલાવતાં ને શાદીની મહેફિલમાં. હું નીંદરમાં પડ્યો હોઉં ત્યારે પણ પંક્તિઓ, કલ્પનો, ખ્યાલો, અને ક્યારેક તો લગભગ આખાં કાવ્યો મારા મનમાં સ્ફુરે છે. નિદ્રા દરમિયાન પણ મારો કામદિન ખતમ નથી થતો. ઓજારો પડતાં મૂકીને પડકાર કરવાનો વખત પાકી ગયો છે!

મારું કામ કેવું છે? એ તો સૌથી મુશ્કેલ સવાલ છે. ક્યારેક મને લાગે છે કે એ બીજા સૌના કામ જેવું જ છે, તો વળી ક્યારેક એ

મને જગતના ઈન્સાનોના બીજા કોઈ પણ કામથી નિરાળું દેખાય છે, બીજા કોઈ કામ જોડે તુલના ન કરી શકાય એવું દેખાય છે.

ક્યારેક મને લાગે છે કે મારી આસપાસ સૌ સખત મહેનતમાં મશગૂલ છે, પણ હું નવરો બેઠો છું. તો વળી ક્યારેક મને લાગે છે કે એકલો હું જ સખત મહેનત કરી રહ્યો છું, અને બાકીના સૌ સરખામણીમાં નવરા છે.

પંખીઓને જુઓ! તેઓ માબાપ પાસેથી શીખેલું એકનું એક ગીત આખી જિંદગી ગાયા કરે છે. અથવા પહાડી ઝરણાની વાત લો. હજારો વરસોથી તે ખળખળ કરતું એકનું એક ગાન રટ્યા કરે છે. પરંતુ મારે... મારી ટૂંકી જિંદગી દરમિયાન એટલાં ગીતો રચવાનાં છે કે જે ઘણાં ઘણાં વરસો માટે પૂરતાં થાય!

જગતમાં પહેલી જ વાર જમીનના નાનકડા ટુકડામાં ખેતી કરનારા ઈન્સાનની હાલત મુશ્કેલ રહી હશે. ગીત લખનારા પ્રથમ માનવીનું કામ પણ એટલું જ કઠિન હતું.

એકની એક જમીનને એક હજાર માણસો ખેડી ચૂક્યા હોય ત્યાર પછી એક હજાર ને પહેલા માણસને એ જમીન ખેડવાનું ઘણું સહેલું પડે. પરંતુ કવિતાની બાબતમાં એથી ઊલટું બને છે. એક હજાર માણસો કવિતાનું સર્જન કરી ચૂક્યા હોય ત્યાર પછી એક હજાર ને પહેલા માણસ માટે કવિતાનું સર્જન ચાલુ રાખવું ઘણું વધારે મુશ્કેલ બની જાય છે.

પણ જમીન ખેડનાર, તોયે મારું કામ તારા કામને મળતું આવે છે. એટલે મહેરબાની કરીને મને નિરંતર ફુરસદ અને મોજની જિંદગી માણતો પ્રમાદી ગણતો નહિ. તારી જેમ મેં પણ મારા ખેતરની ફિકરમાં લાંબી ને નીંદરવિહોણી રાતો ગાળી છે. તું વાવણી માટે સારામાં સારાં બિયાં પસંદ કરે છે, હું પણ મારી પંક્તિઓ માટે તમામ શબ્દોમાંથી ઉત્તમ શબ્દો વીણી કાઢવાની કોશિશ કરું છું.



મારે હજારો શબ્દોમાંથી એક જ શબ્દ પસંદ કરવાનો હોય છે. મારે પણ જમીનનો મારો પોતાનો ટુકડો છે, પ્રથમ ફણગા ફૂટે ત્યારે અને મારી મહેનતનું ફળ પામું ત્યારે મારા દિલમાં પણ ખુશી છલકાય છે. મારે પણ મારા આગવા પ્રકારનું ખેડાણ અને પાકનું જતન કરવું પડે છે, અને મારા ખેતરમાં પણ નીંદણ સાફ કરવું પડે છે. સારાં અને ખરાબ બિયાંને અલગ અલગ તારવવાનું કામ સંચા વડે પણ મુશ્કેલ બને છે, પરંતુ સારા અને સદ્ધર શબ્દોથી નકામા શબ્દોને અલગ તારવી કાઢવાનું કામ તો એથી પણ ઘણું વધારે મુશ્કેલ છે.

તું કરા, હિમ, અને ઉનાળાના ગરમ પવનમાં તારા ખેતરનું જતન કરે છે. મારે એવાં ગીતો રચવાનાં હોય છે કે જે સૌથી ભયંકર દુશ્મનની સામે — કાળની સામે — ટકી રહે. મારે તો સદીઓ સુધી જીવંત રહે એવાં ગીતો રચવાં છે.

મારા પાકને નુકસાન કરે કે ખતમ પણ કરી નાખે, અથવા બગાડીને ખાવા લાયક ન રહેવા દે, એવાં જીવજંતુ ને જનાવરોનો સામનો મારે પણ કરવો પડે છે. મારા ખેતરનાં જીવજંતુ વધારે મોટાં ને વધારે હાનિકર હોય છે, અને તેનો સામનો કરવાનું વધારે મુશ્કેલ તથા ક્યારેક તો તદ્દન વ્યર્થ હોય છે.

ભલે બળતી આગ ને ભલે ધૂમ્રસેર ઊંચી ચડે,
પણ સાવ નાની તિરાડો જો ભીંતમાં આવી પડે,
તો આખલા જેવો પવન એ ભીંતમાં મારગ કરે,
ઘર રસોઈ ને બધું તો હિમથી જામી ઠરે.

કદાચિત મુજ કાવનના પણ હાલ એવા થઈ પડે,
મૂલ મોંઘાં ચૂકવું છું, જો ગીતમાં ખામી પડે,
શબ્દ ગુંફન ત્રુટીઓમાં, પવન જો આવી ચડે,
તો નવોદિત મુજ ગીત ઉપર, હિમની વર્ષા પડે.

પછી મારે મારાં ફળ લોકોમાં વહેંચી દેવાનાં હોય છે. દાઘેસ્તાનમાં અને બીજા દેશોમાં લોકો તેને ચાખીને તેની મીઠાશ કે ખટાશ, તેનો ખાસ સ્વાદ, જાણી લે. તેનો સ્વાદ બીજા કોઈ પણ ફળ જેવો નહિ પણ ન્યારો હોવો જોઈએ.

મને યાદ છે કે હું નાનો હતો ત્યારે બાપુ મને પૂળા બાંધતાં શીખવતા. એક ગોઠણના ટેકે હું પૂરું જોર લગાવીને દોરી કસતો. એ વખતે બાપુ મને ટોકતા:

"સંભાળીને, રસૂલ, પૂળો ગૂંગળાઈ ન જાય!"

હવે કોઈ કાવ્ય બરાબર ન રચાતું હોય, અને એકાદ લીટીને બંધ બેસાડવાની ગમે એટલી કોશિશ કરવા છતાં તે કાંટાની જેમ ખૂંચતી હોય, ત્યારે હું પૂરું જોર લગાવીને આખરી આંચકો મારવાની તૈયારી કરું છું—અને અવી ઘડીએ મને બાપુની ટકોર યાદ આવે છે: "સંભાળીને, રસૂલ, પૂળો ગૂંગળાઈ ન જાય!"

દર વરસે પાક એકસરખો ન ઊતરે. કોઈ વરસે એટલો બધો પાક ઊતરે કે બધા કોઠારો ને બધી વખારો ભરાઈ જાય તોયે અનાજ બાકી વધે. પછી કદાચ એવું બને કે લગાતાર ત્રણ વરસ મુદ્દલ પાક થાય જ નહિ. મારી બાબતમાં પણ એવું જ છે. મારું કામ હંમેશાં એકસરખી રીતે નથી ચાલતું. હું ખાતર નાખું, હળ ફેરવું, અને સારાં બિયાં વાવું, પણ તોયે અનાજ ન ઊગે. મારે અનુવાદનો આશરો લેવો પડે, અને સમજો કે ઑસ્ટ્રેલિયા કે કેનેડા જેવા દૂરના દેશોમાંથી અનાજ ખરીદવું પડે. મારી કવિતાની જ્યોતિ મંદ પડી જાય અને કાવ્યો મારા અંતરમાંથી કાગળ પર સરવાનો ઇનકાર કરી દે, ત્યારે કઠણ કે પોચા કોઈ પણ બળતણથી મને મદદ નથી મળતી.

પણ શું કરી શકાય? દરેક ઝુંબેશ અને હાથમાં લેવાતી દરેક કામગીરી સફળતાથી પૂરી થાય તો સૌ સુખી બની જાય. ધરતી દર વરસે મબલખ પાક આપે તો કોઈ ભૂખ્યું ન રહે. કાગળ ઉપર ઊતરતા બધા શબ્દોથી જો ગીતો રચાઈ જાય તો લોકો સાધારણ ગદ્યમાં બોલવાનું મૂકી દઈને બસ ગાયા જ કરે. પણ ગીતની રચનાનું કામ સહેલું નથી.

દાઘેસ્તાન, જ્યૉર્જિયા, આર્મેનિયા, અને બલ્ગારિયાનાં શરાબ મથકો તેમ જ પિલ્સેનની દારૂભઠ્ઠીઓ જોવાના પ્રસંગો મને સાંપડયા છે. મને લાગે છે કે કવિઓ અને કલાલો વચ્ચે ઘણું સામ્ય છે. તેઓ પોતપોતાની બારીકીઓ ને રહસ્યો ધરાવતા હોય છે. શરાબની જેમ કાવ્યોને મનની અંદર આથો ચડાવવો પડે છે, અને પરિપક્વ બનાવવાં પડે છે. સારા કાવ્યમાં કેફ ચડાવવાની અને દિલને ખુશ કરી દેવાની ભેદી શક્તિ હોય છે. એ દૃષ્ટિએ, શરાબ અને કવિતા ખૂબ મળતાં આવે છે.

દારૂનાં પીપ લાદેલી લોરી આઉલોનાં પીઠાંને દારૂ પહોંચાડવા અવારનવાર ગ્રામવિસ્તારોમાં આવતી હોય છે—એક પીપ આ ગામને અને બીજું પીપ પેલા ગામને. ડ્રાઇવરો બૂઇનાક્સ્કથી દારૂ પહાડી ગામોમાં એવી રીતે પહોંચાડે છે.

મનમાં અધીરાઈ અનુભવતા પણ ઉપરથી જાણે કશી બેચેની વગર સાવ સ્વસ્થ હોય એવો ડોળ કરતા જુવાનિયાઓ લોરી નજરે પડે કે તરત જ ગામને બધે છેડેથી ઉતાવળા પીઠા તરફ રવાના થઈ જાય. તરસ્યાં ઢોર હવાડાને ઘેરી લે એવી રીતે સૌ જુવાનિયા દારૂના પીપને ઘેરી લે.

દારૂ સુરાઈઓમાં રેડાતો હોય ત્યારે સૌ ચાખી જુએ, અને નિરાશાના ઉદ્‌ગારો ચોમેર ફેલાઈ જાય:

"આને દારૂ કહેવાય? સાવ પાણી છે!"

"સીધું નદીએથી ભરી લીધું લાગે છે!"

"આવો દારૂ ભલે પીઠાવાળો પોતે જ પીતો!"

"મારી ઉપર શાના વરસી પડો છો?" પીઠાવાળો ખિજાઈને

બોલી ઊઠે. "લોરી આવી અને એમાંથી પીપ ઉતારવામાં આવ્યું, એ બધું તમે નજરે જોયું છે. તમે તો પીપ ઉતારવામાં મદદ પણ કરી છે. હું શું કરું? મારે તો પીપમાં જે આવે એ જ વેચવાનું છે. તમને ન ગમતો હોય તો તમારે ન લેવો."

હકીકતમાં બને છે એમ કે શહેરના ગોદામનો મેનેજર જુદા જુદા જિલ્લાઓને દારૂ મોકલતાં પહેલાં દરેક પીપમાંથી થોડોક દારૂ કાઢી લે અને તેને બદલે પાણી રેડીને પીપ પાછું ભરી દે: "ત્યાં એ લોકો તો આવો દારૂ મળશે તોયે પોતાને નસીબદાર માનશે!" પછી જિલ્લાના ગોદામનો મેનેજર પણ દારૂ જુદે જુદે ગામે મોકલતી વેળા એમ જ કરે અને મનમાં માની લે કે "ગામડાંના માણસો માટે તો આવો દારૂ પણ બહુ મજાનો ગણાય." પછી રસ્તામાં ડ્રાઈવરો અને મજૂરો ગરમાવો મેળવવા અને લાંબો પંથ ટૂંકો લાગે એમ કરવા, બેચાર લિટર દારૂ કાઢી લે, અને રસ્તામાં પડતા ઝરા કે ઝરણાંનું સ્ફટિક જેવું નિર્મળ પાણી રેડીને પીપ પાછાં ભરી લે. એટલે આખરે ગામમાં પહોંચતી ચીજને પાણી ભેળવેલો દારૂ અથવા દારૂ નાખીને રંગીન બનાવેલું પાણી, ગમે તે કહી શકાય.

કેટલાંક કાવ્યોની બાબતમાં પણ એમ જ કહી શકાય. એ કાવ્યો વાંચીને નક્કી કરવું ખૂબ મુશ્કેલ બની જાય કે તેમાં વધારે શું છે — કવિતા કે ઠાલી વાતો. એવાં કાવ્યો સખત મહેનત કરવાની ધીરજ ન ધરાવતા આળસુ કવિઓનાં લખેલાં હોય છે. તોફાની ઝરણું ભાગ્યે જ કદી સાગર સુધી પહોંચે. હજ કરવા નીકળેલો આળસુ બંદો ભાગ્યે જ કદી મક્કા પહોંચે. બે મુસાફરોને એક જ ઘોડા ઉપર સવારી કરવી પડે ત્યારે એકબીજાને પકડી રાખવા પડે. પ્રતિભા અને મહેનત એક જ ઘોડા ઉપર ભેગી સવારી કરે છે.

**અબૂતાલિબે કહ્યું છે** કે કટાર અને મ્યાન જેમ ભેગાં હોય છે એમ પ્રતિભા અને મહેનત એકસાથે જ હોય છે.



**મારી નોટબુકમાંથી:** એ વખતે હું ઘર કરતાં વધારે વખત શેરીમાં ગાળતો. હું નિશાળે જતો અને મેં કવિતા લખવાની શરૂઆત કરી હતી. પણ કવિતા ને વાંચન ને ભણતર — એ બધું કરતાં હું બેહદ અધીરો થઈ જતો. મારાથી બેસીને લેસન થતું નહિ. હું મરડાતો, અમળાતો, ઊભો થઈ જતો, અને લાગ મળે તો છટકીને બહાર ભાગી જતો. હજી પણ મારામાં ધીરજ અને ખંતનો અભાવ છે.

એક દિવસે બાપુ મને લેસન કરવા કે કાવ્ય લખવા (અત્યારે બરાબર યાદ નથી) બેસાડીને થોડી વાર ખંડમાંથી બહાર ગયા. બારણું બંધ થયું ન થયું ત્યાં તો હું ઊભો થઈને બહાર નીકળી ગયો અને સાફલ્યાની અગાસીમાં પહોંચી ગયો. બાપુ મને જોઈ ગયા અને એમણે માને સાદ પાડીને કહ્યું:

"જરા દોરી આપ તો, ખીંટીએ ટાંગેલી છે."

"કેમ?"

"રસૂલને ખુરશી જોડે બાંધી દેવો છે, નહિતર કદી કંઈ નહિ કરી શકે." પછી બાપુએ મને શાંત ભાવે અને મક્કમપણે ખુરશી જોડે બાંધી દીધો, મારે કપાળે થપાટ મારી, અને મારી સામે પડેલા કાગળ તરફ આંગળી ચીંધીને કહ્યું: "માથામાં હોય એ બધું હવે કાગળ ઉપર ઉતારી લે!"

અમને લેખકોને પણ ક્યારેક ક્યારેક અમારાં ટેબલ જોડે કોઈ બાંધી લેતું હોય તો કેવું સારું!

માથું ભલે કામ કરતું હોય, પણ માથું કામ કરે ત્યારે હાથ જો નવરા પડયા રહે તો માથાનું કામ, અનાજ દળ્યા વગર ફરતી રહેતી પવનચક્કી જેટલું જ ઉપયોગી ગણાય.

**શાંગ્રેઈ, એનો દીકરો, અને પાંચ રૂબલની વાત:** થોડા વખત પહેલાં ખુંઝાહમાં શાંગ્રેઈ નામે એક ધનવાન માણસ રહેતો હતો.

સૌ એની તરફ ખૂબ આદર ધરાવતા. એનો એકનો એક દીકરો લાડકો અને સ્વચ્છંદી હતો. શાંગ્રેઈની મંછા એવી કે દીકરો ગામના બીજા સૌ લોકોની જેમ કામ કરે, અને મોટો થઈને ખરો આદમી બને. પણ દીકરામાં કામ કરવાનું વલણ જરાય નહોતું. બાપના સંબંધીઓ ને દોસ્તોએ છોકરાને ક્યારેક ઘોડો, ક્યારેક કોટ, ક્યારેક રોકડા પૈસા, અને ક્યારેક મજાની કટાર જેવી ભેટો આપી આપીને બગાડી મૂક્યો હતો.

પછી શાંગ્રેઈ ગંભીર માંદગીમાં પટકાઈ ગયો. ખૂબ દવા કરાવી પણ કશો ફાયદો ન થયો. એનાં બધાં સગાંસંબંધી અને દોસ્તો બીમાર આદમીના ખાટલા તે ભેગાં થયાં.

"શું કરીએ તો તમારી તબિયત સુધરે?" સૌને એ જ ફિકર હતી.

"ફક્ત એક જ ઉપાય છે, તો જ હું પાછો ઊભો થાઉં, પણ એ કામ તમારાથી થાય એવું નથી."

"શું કામ? જરૂર બતાવો! અમે પૂરી કોશિશ કરીશું."

"મારો દીકરો પોતે રળેલા પાંચ રૂબલ લાવીને મને આપે અને કહે કે 'લો, બાપુ, આ હવે તમારા!' તો હું સાજો થઈ જાઉં."

બે દિવસ પછી દીકરો પાંચ રૂબલની નોટ લઈને આવ્યો.

"લો, બાપુ, અવાર નાળા કોર્ઝસુમાં લાકડાં વહેવડાવવાનું કામ કરીને હું આ પૈસા કમાઈ લાવ્યો છું."

બાપે એક નજર પૈસા ઉપર નાખી, પછી દીકરા તરફ જોયું, અને નોટ સગડીમાં ફેંકી દીધી. જુવાનના તો જાણે હોશ જ ઊડી ગયા. એનો ચહેરો જાણે તમાચો ચોડાઈ ગયો હોય એતો ધોળો થઈ ગયો.

પાંચ રૂબલ એને કાકાએ આપેલા. શાંગ્રેઈનો વાતની ખબર પડી એટલે કાકાએ ભત્રીજાને મદદ કરેલી.



કેટલાક દિવસ પછી જુવાન વળી પાંચ રૂબલની નોટ લઈને આવ્યો, અને બાપને આપીને બોલ્યો:

"ગુનિબામાં રસ્તો બંધાય છે ત્યાં કામ કરીને કમાઈ લાવ્યો છું."

બાપે પડેલાં પૈસા ઉપર નજર ફેરવી, દીકરા સામે જોયું, અને પછી નોટને હાથમાં ચોળીને બારી બહાર ફેંકી દીધી.

દીકરો જાણે ભોંય જોડે જડાઈ ગયો. આ વખતે પૈસા બાપના હોતસાતલના એક કુનાકે આપેલા.

દીકરો ફરી વાર પાંચ રૂબલની નોટ લઈને આવ્યો, અને એણે પૈસા બાપના હાથમાં મૂક્યા. બાપે દીકરા તરફ જોયું પણ નહિ. એણે તો નોટને ફાડીને બે કકડા કરી નાખ્યા. દીકરો ઊછળી પડયો અને નોટના કકડા લઈને જોડવાની કોશિશ કરવા લાગ્યો.

"પેત્રોવ્સ્કના તબેલા મેં એટલા સારુ સાફ કર્યા હશે કે મારા મહેનતાણાની નોટને તમે સાદા કાગળની જેમ ફાડી નાખો?" એણે બરાડો પાડયો. "જુઓ, મારા હાથ કેવા છોલાઈ ગયા છે!"

"હવે માની લઉં છું કે તું પૈસા ખરેખર મહેનત કરીને કમાઈ લાવ્યો છે."

શાંગ્રેઈના દિલમાં એકદમ ખુશી છલકાઈ ઊઠી, એની તબિયત સુધરવા લાગી. થોડા વખતમાં તો એ પાછો હરતો ફરતો થઈ ગયો.

હા, ખરું મૂલ્ય તો જાતે મહેનત કરીને જે કંઈ કમાઈએ તેનું જ હોય છે.

આ બાબત કદાચ કવિતાને પણ લાગુ થાય છે. કાવ્ય રચતાં હૈયું વલોવાઈ ગયું હોય તો પ્રત્યેક શબ્દ અને પ્રત્યેક અલ્પવિરામ મૂલ્યવાન લાગે. પણ રસ્તે ચાલતાં ખ્યાલ પકડી લીધો હોય તો કાવ્યમાં ખાસ કંઈ દમ ન હોય.

સોની રહે મુજ પડોશે, નજરે જોવા મોકો મળ્યો;
મદદથી કઝાબની, કરામત એ કરતો રહ્યો,

વગર આઝી મહેનતે, કસબ ત્યાં કરતો હતો,
તાંબુ અને સોનું, સપાટે સોની તારવતો હતો.

મારા વાચક અરે, તું મૂલ્યનો છો પારખુ;
વગર તારા કઝાબે, કાંઈ ના હું કરી શકું.
કુનેહભરી મુજ કાવ્યોની ગૂંથણી જે હું કરું,
નકામું તાંબું બધું, શુદ્ધ સોનાથી તારવું.

ખરેખર લહેજતદાર માછલી ખાવી હોય તો તળાવમાં કાંટો નાખીને જાતે પકડી લેવી જોઈએ. ગરુડ પવનમાં ઊડે છે, માછલી વહેણમાં તરે છે. પ્રબળ ભાવાવેગની પકડ જામે ત્યારે જ કવિ લખે, પછી ભલે એમાં ખુશી કરતાં વેદના વધારે હોય. અબૂતાલિબે મને એક વાર કહેલી વાતનો સાર એવો જ હતો.

**બાલખારના કુંભારો, તેમનો માલ, અને માલ ખરીદનારા પાજી છોકરાઓની વાત.** ગધેડાં અને ખચ્ચરોની પીઠે ગોઠવેલી પોઠોમાં માટીનાં વાસણો ભરીને કુંભારો માલ વેચવા શહેરમાં જવા નીકળ્યા. રસ્તામાં તેમને ગામના થોડાક તોફાની છોકરા મળ્યા.

"ક્યાં જાઓ છો?"

"બજારે, માલ વેચવા."

"કેટલી કેટલી કિંમત રાખી છે?"

"નાની ચીજોની વીસ વીસ કોપેક, અને મોટી ચીજોની પાંચ પાંચ."

"એમ કેમ?"

"નાની ચીજો બનાવવામાં વધારે મહેનત પડે એટલે."

છોકરાઓએ પૂરી કિંમત ચૂકવીને બધી ચીજો ખરીદી લીધી.

"વાપરતાં ખુશ થઈ જશો," જનાવરોને ઘર તરફ વાળતા



કુંભારો બોલ્યા. "બધી ચીજો ટકાઉ બનાવેલી છે. તમારાં છોકરાંનાં છોકરાંયે વાપરશે."

ઘેર પાછા જતા કુંભારો પહેલી ટેકરી ઉપર ચડીને થાક ખાવા બેઠા. તેમની નજર હમણાં જ પાછળ મૂકેલા માર્ગ ઉપર પડી. તરત જ તેમનું ધ્યાન ગામના છોકરાઓની રમત તરફ ખેંચાયું. તેઓ રૂપાળાં વાસણ ખરીદી લઈને અજબ રમતમાં મશગૂલ થઈ ગયા હતા. કોતરની કોર ઉપર વાસણો ગોઠવીને વીસ ડગલાં પાછા જાય, પછી એક એક વાસણનું નિશાન તાકીને પથરો ફેંકે. સૌ જાણે વધારામાં વધારે વાસણો ફોડવાની હરીફાઈ કરી રહ્યા હતા. વાસણ ફટાક ફૂટી જતું, અને ઠીકરાં કોતર પરથી ગબડતાં નીચે જતાં. છોકરાઓને ભારે મઝા પડતી હતી.

બધા કુંભારોને જાણે એકીસાથે ફરમાન થયું હોય એમ તેઓ ઠેકડા મારતા ઊભા થઈ ગયા, અને છરીઓ ખેંચી કાઢતા તોફાની છોકરાઓ તરફ ધસી ગયા.

"બંધ કરો, પાજીઓ!" એમણે બરાડા પાડયા. "અમે સારામાં સારાં વાસણો તમને વેચ્યાં, અને તમે આ શું કરી રહ્યા છો! બેશરમ ક્યાંના!"

"પણ ધાંધલ શાના કરો છો? તમે માલ વેચ્યો, અને અમે કિંમત ચૂકવી દીધી. હવે આ વાસણો અમારાં છે. અમે એનું શું કરીએ, એની જોડે તમને શું લાગેવળગે? અમે વાસણોને ફોડી નાખીએ, ઘેર લઈ જઈએ, અથવા રસ્તા ઉપર રહેવા દઈને જતા રહીએ, અમને મરજી પડે એમ કરીએ."

"વાસણો જોડે અમને બહુ લાગેવળગે છે. વાસણો બનાવતાં પહેલાં અમે માટી તૈયાર કરી. એમાં ખૂબ મહેનત પડેલી. પછી અમે અમારાં દિલ રેડીને માટીને ઘાટ આપ્યા, અમારી કારીગરી જોઈને લોકો ખુશ થઈ જાય એવી ચીજો બનાવી. અમારાં મનમાં હતું કે આ

વાસણો વાપરતાં લોકો રાજી થશે, અને તેમની જિંદગીમાં ખૂબસૂરતી ઉમેરાશે. અમે તમને ચીજો વેચી ત્યારે ધારેલું કે તમે સુરાઈમાંથી બુઝાની પ્યાલીઓ ભરીને મહેમાનોને મોજ કરાવશો, માટલામાં પહાડી ઝરણાનું પાણી ટાઢું રાખશો, અને કૂંડામાં રૂપાળાં ફૂલ ઉગાડશો. તેને બદલે તમે બેશરમ થઈને વાસણોના કકડેકકડા કરી નાખ્યા — કોતરની કોર ઉપર અમારી કારીગરી, અમારી મહેનત અને અમારાં સ્વપ્નોના ભુક્કા ઊડી ગયા. ગીત ગાતાં રૂપાળાં પંખીઓને મૂરખ બચ્ચાં જેવી રીતે પથરા મારે એવી જ રીતે તમે અમારાં વાસણો ઉપર પથરા ફેંક્યા છે."

કુંભારો બધાં સલામત વાસણો લઈને પાછા ઘેર ચાલ્યા ગયા.

મહેનત કરે, કામમાં પોતાનું દિલ રેડે, અને પરિણામ જોઈને સંતોષ અનુભવે, એવો કોઈ પણ ઇન્સાન કુંભારોના ગુસ્સાની કદર કરી શકશે. અબૂતાલિબની વાત એમ પૂરી થઈ.

સુદૂર જાપાનમાં હું બાળાઓને મોતી ગોતવા સાગરમાં ઝંપલાવતી નીરખતો બેઠો હતો ત્યારે મને કોણ જાણે કેમ આ વાત યાદ આવી ગઈ. કસાયેલી રૂપાળી તરુણ કાયાઓ પાણીમાં પડીને સરકતી છેક સાગરને તળિયે પહોંચી જતી હતી. ત્યાં ફેફસાં લગભગ ફાટી જવાની હાલતમાં બાળાઓ થોડાંક છીપલાં ભેગાં કરીને કમ્મરે બાંધેલી થેલીઓમાં નાખી લેતી. હજારો છીપલાં ખોલે ત્યારે કદાચ એકમાંથી તેમને મોતી મળે. કુદરતી મોતીઓનો એક હાર બનાવવા માટે પાણીમાં કેટલી બધી છલંગો મારવી પડે, કેટલા હજારની સંખ્યામાં કાલુમાછલીઓની જરૂર પડે!

લોકોની રોજિંદી વાતચીતમાં વપરાતા તમામ શબ્દોમાંથી ગીતનો હાર બનાવવાનું કામ શું એથી સહેલું છે? સઘળા સાધારણ શબ્દો, ઘટનાઓ, લાગણીઓ, જીવનના અનુભવો — એ બધું પણ મહાસાગર છે જેમાં અપાર છીપલાં વેરાયેલાં પડ્યાં છે, પરંતુ એ મહાસાગરનાં



રહસ્યમય ઊંડાણોમાં નિરંતર તલાશ ચલાવવામાં મરજીવાને કેવી કપરી જહેમત કરવી પડે છે! એને એ કર્તવ્યમાં પોતાની તમામ કાબેલિયત, ધીરજ, તંદુરસ્તી, અને સહનશીલતા લગાવી દેવી પડે છે. તેમાં નસીબની યારીની પણ જરૂર પડે છે. મરજીવાઓની ધીરજ, કુબાચીના ચાંદીના નકશીકામના કારીગરોની ધીરજ — એ બધું પ્રતિભા જોડે સંકળાયેલું છે, એ બધું પ્રતિભા અને સખત મહેનતનો સમન્વય છે.

હું જઈશ કુબાચી ગામ, ને મળું વિખ્યાત કારીગર;
સદા જીવંત ને કાયમ રહે, મુજ કાવ્ય એ ખાતર,
સુખ્યાત કારીગરોને હું વીનવું ત્યાં જઈ અને,
રુચી અને ધીરજ તેઓની, શિખવે મુજને.

**દરેક પહાડવાસીને જાણીતા નિયમો:**

દીકરી ઉમરલાયક થાય નહિ ત્યાં સુધી તેને પરણાવવી નહિ.

નદીને કાંઠે પહોંચી ન જાઓ ત્યાં સુધી બૂટ કાઢવા નહિ.

શિકાર કરવા ધારેલું પંખી હજી વનમાં અણવીંધાયેલું ઊડતું હોય ત્યાં સુધી ચૂલે રાંધણ મૂકવું નહિ.

રૂપાળી ફરદાર લોંકડી જે શિકારીની નજરે પડે એની નહિ પણ જે પકડી લે એની જ ગણાય.

**એક યાદ:** આ વાત કહેવાનું મને મન તો નથી થતું કેમ કે કિસ્સો મારી આબરૂ વધારે એવો નથી. પણ ભલે થઈ જાય — એક વાર વાત શરૂ થઈ ગઈ એટલે શબ્દોને રોકી શકાય નહિ. જરાય અચરજ જેવું નથી કે પહાડી વિસ્તારોમાં આમ કહેવાય છે: "પાણી કમ્મર સુધી પહોંચી ગયું હોય તો પછી ડૂબકી મારી લેવી જ સારી," અને "કોથળાનું મોં ખોલી નાખ્યું હોય તો પછી એને ઊંધો કરીને ચીજો બહાર કાઢી જ નાખવી."

મેં કહી નાખવાનું નક્કી કર્યું છે એ બેવકૂફીનો કમનસીબ કિસ્સો બન્યો ન હોત તો આ પુસ્તક ક્યારનું પૂરું થઈ ગયું હોત.

મેં પુસ્તક લખવાનું શરૂ કર્યું હોય અને સફરમાં જવાનું થાય તો હસ્તપ્રત — ભેગી લઈ જવાની મને ટેવ પડી ગઈ છે. એટલે મારાં લખાણોની હસ્તપ્રતોએ મારી જોડે વિવિધ દેશોના લાંબા પ્રવાસો ખેડયા છે. એનાં કારણો છે. પ્રવાસ દરમિયાન એવા દિવસો જરૂર આવતા હોય છે જ્યારે મારે સવારે કશું ન કરવાનું હોય. એવે વખતે હું મારી રૂમમાં હસ્તપ્રત લઈને બેસી જાઉં અને લખાણ વિશે વિચાર કરું અથવા એકાદ પૃષ્ઠ ઉમેરું. આ પુસ્તકે પણ મારા સંગાથમાં મહાસાગરો, સમુદ્રો, અને ખંડો પાર કર્યા છે.

એક વાર હું બ્રસેલ્સથી પાછો ફરીને 'મસ્ક્વા' હોટેલમાં ઊતર્યો. મને સાતમે માળે રૂમ મળી. ઉલ્લેખ કર્યો છે તો ભેગું કહી દઉં કે 'મસ્ક્વા' હોટેલ મારે માટે કેવળ હોટેલ જ નથી, એ તો જાણે મારા બીજા ઘર જેવી છે. મારી લેખક તરીકેની જિંદગીનાં વરસોની ગણતરી કરીએ અને મારે જેટલી વાર કામસર પાટનગરમાં આવવું પડયું છે તેને લક્ષમાં લઈએ તો મારી લગભગ અરધી જિંદગી 'મસ્ક્વા' હોટેલમાં વીતી છે.

બધા કારકુનો, ચાકરો, અને કામવાળીઓ મને ઓળખે છે અને હું એ સૌને ઓળખું છું. મારા તમામ દોસ્તો જાણે છે કે હું હંમેશાં 'મસ્ક્વા' હોટેલમાં જ ઊતરું છું. તેમાંના કેટલાક દોસ્તોને માટે તો "રસૂલ મોસ્કોમાં છે" એવી ખબર એટલે ખાસ કંઈ કરવાનું ન હોય તો મને મળવા આવવાનું જાણે કાયમી આમંત્રણ.

મને હાથમોં ધોવાનો વખત મળે તે પહેલાં જ ટેલિફોન રણકી ઊઠે, બારણે ટકોરા પડે, અને થોડી વારમાં તો રૂમમાં બેસવાની કે ઊભા રહેવાની જગ્યા જ બાકી ન રહે. હોટેલની રૂમને સાક્લ્યા તો ન જ ગણી શકાય, પરંતુ તે છતાં અમે પહાડવાસીઓ અમારા



પ્રાચીન રિવાજોને વળગી રહીને ત્રીજા દિવસ સુધી મહેમાનનું નામ ન જ પૂછીએ. પણ હોટેલની રૂમમાં મળવા આવતા લોકોમાંથી કોઈ ત્રણ દિવસ સુધી તો ન જ રોકાય. એટલે કેટલાક માણસોનાં નામ મને કદી જાણવા જ ન મળે.

તો એક વાર હું બ્રસેલ્સથી પાછો ફરીને કાયમની જેમ 'મસ્ક્વા' હોટેલમાં ઊતર્યો હતો, અને હંમેશની જેમ મારી રૂમમાં ઘણાબધા લોકો એકઠા થઈ ગયા હતા. કેટલાક મને પરદેશથી પાછો આવતાં અભિનંદન આપવા આવ્યા હતા, કેટલાક મોસ્કોથી દાઘેસ્તાનની સફર અંગે શુભેચ્છાઓ વ્યક્ત કરવા, અને કેટલાક કશા કારણ વગર જ આવ્યા હતા. કેટલાકને મેં બોલાવ્યા હતા, અને બાકીના વગર બોલાવ્યા જ આવી પહોંચ્યા હતા.

અમે કેટલાક માણસોનાં જોરશોરથી વખાણ કર્યાં અને તેમના નામે જામ પીધા, કેટલાકની ઉપર અમે ટીકાની ઝડી વરસાવી, અને એ કારણે તેમના નામે જામ પીધા. અમે વાતો કરતા ને પીતા રહ્યા, હસતા ને પીતા રહ્યા, ગીતો ગાતા ને પીતા રહ્યા. રૂમમાં એટલો બધો ધુમાડો ભરાઈ ગયો કે ટેબલ અથવા પલંગની નીચે લીલાં લાકડાં બળતાં હોત તોપણ એટલો ધુમાડો ન થયો હોત.

**અબૂતાલિબે કહેલું** કે ત્રણ બાબતોએ એમને ઘરડા બનાવી દીધા હતા.

પહેલી બાબત તો એક સિવાય બધા મહેમાનો આવી ગયા હોય ત્યારે એ છેલ્લા મહેમાનની વાટ જોવી પડે તે.

બીબીએ જમવાનું પીરસી દીધું હોય પણ વોદકાની બાટલી લેવા ગયેલો દીકરો પાછો ન આવ્યો હોય ત્યારે વાટ જોતા બેસી રહેવું પડે, એ બીજી બાબત.

અને આખરી બાબત, છેલ્લો મહેમાન જાય એની વાટ જોવી તે. બીજા બધા મહેમાનો રજા લઈને ચાલ્યા ગયા હોય, પણ બધો વખત



21-1201

ચુપચાપ બેસી રહેલો એક મહેમાન અચાનક બારણા પાસે થંભી જઈને, જાણે કલાકોની ચુપકીનું સાટું વાળી દેવા માગતો હોય તેમ, વાતો કરવા લાગે.

શબ્દોનો ધોધ ઓસરવાની કોઈ નિશાની ન દેખાય. ગમે એટલો થાક ચડયો હોય, ઊંઘે ભરાયેલી આંખો ખુલ્લી રાખવાનું મુશ્કેલ બનતું હોય, પણ એનો લવારો તો સાંભળવો જ પડે. એની બધી વાતો જોડે સહમત થવાની કોશિશ કરીએ. ધારણા એવી હોય કે આખરે એની વાતો ખૂટી જતાં એ ચાલ્યો જશે. પણ બને એથી ઊલટું જ. એ તો તાનમાં આવી જાય અને એની વાતોનો ધોધ વધારે જોરદાર બને.

એવો જ એક મહેમાન એ દિવસે સાંજે મારી હોટેલની રૂમમાં આવી ચડેલો. મારે તેના પરિણામે ભારે આફત ભોગવવી પડી. બીજા સૌ ચાલ્યા ગયા પણ એ તો જવાનું નામ લીધા વગર મને વળગી રહ્યો, સિગારેટનાં ઠૂંઠાં રૂમમાં ચોતરફ ફેંકતો રહ્યો, અને પડદા ઉપર, ખુરશી ઉપર, મારી સૂટકેસ ઉપર, તેમ જ ટેબલ પર પડેલા કાગળો ઉપર સિગારેટો બુઝાવતો રહ્યો.

પહેલાં એણે મારાં વખાણ કર્યાં, અને હું સહમત થયો. પછી એણે પોતાનાં વખાણ કર્યાં, અને હું સહમત થયો. ત્યાર બાદ એણે પોતાની પત્નીનાં વખાણ શરૂ કરી દીધાં, અને હું ફરી સહમત થયો. આખરે એ મને ગાળો ભાંડવા અને મારે વિશે જાતજાતની બેહૂદી વાતો બકવા લાગ્યો — તે છતાં હું સહમત થયો. "હવે આ માણસ એને પોતાને અને એની પત્નીને ગાળો ભાંડવા લાગશે," મારા મનમાં દહેશતનાક ખ્યાલ આવ્યો. પણ એ ક્રમવાર પોતાની ઉપર ગાળોની ઝડી વરસાવવાને તબક્કે પહોંચી જ રહ્યો હતો, એટલામાં નીંદરની અદમ્ય ઝંખના એની ઉપર સવાર થઈ ગઈ, અને એ ઉતાવળો પોતાની રૂમમાં ચાલ્યો ગયો. પરંતુ એની વિદાયથી હું અકારણ



અફસોસમાં ડૂબી ન જાઉં એટલા ખાતર, એ બીજે દિવસે ફરી આવવાનું વચન જરૂર આપતો ગયો.

કહેવાય છે કે મહેમાન બધી બાજુએથી દેખાવડો લાગે, પણ એની પીઠનો દેખાવ તો સૌથી મજાનો લાગે. આ વાત મને વધારે સંપર્ક પહેલાં ક્યારેય નહોતી લાગી. જઈ રહેલા મહેમાનની પીઠ મને અદ્ભુત લાગી. નિરાંતનો શ્વાસ લઈને હું મનમાં બોલ્યો: "ચાલો, મોટી આફત ટળી. હવે થોડીક નીંદર મળશે." ઉતાવળે બારણું બંધ કરીને હું બિછાનામાં પડયો, અને તરત જ ઊંઘી ગયો. બહાર વરસાદનાં ફોરાં ટપટપ પડતાં હોય ત્યારે ગરમ ધાબળામાં આવે એવી મજાની નીંદર મને આવી ગઈ. મને સ્વપ્નું આવ્યું કે હું તાપણા પાસે ધાબળો ઓઢીને સૂતો છું અને ચોતરફ ભરવાડો બેઠા છે. એ લોકો તાપણામાં લાકડાં નાખી રહ્યા હતા અને ધુમાડાથી મારી આંખો બળતી હતી તથા મને નાકમાં ચળ આવતી હતી. પછી મને લાગ્યું કે હું કોઈ ભઠિયારખાનામાં પહોંચી ગયો છું, સખત ગરમી છે, અને બળેલી રોટીની ગંધ આવે છે. વળી દૃશ્ય પલટાઈ ગયું. રવિવારનો દિવસ હતો અને હું દોસ્તો ભેગો નીકળી જઈને વનમાં ઉજાણી માણી રહ્યો હતો. અમે સૌ કબાબ તળી રહ્યા હતા, અને તેની સરસ વાસ આવી રહી હતી.

આંખોમાં સખત બળતરા થતાં હું સફાળો જાગી ગયો, અને પલંગ પરથી ઠેકડો મારતો નીચે ઊતર્યો. પણ મને કશું દેખાયું નહિ. આખી રૂમ ધુમાડાથી ભરાઈ ગઈ હતી. મને લાગ્યું કે રૂમને બીજે છેડે બારણા પાસે ભડકા જેવું કશુંક છે. હું ફાળ ભરતો ત્યાં પહોંચી ગયો. બળતી સૂટકેસના અંગારા અંધારામાં ચળકી રહ્યા હતા.

સૂટકેસની ઉપર જગતની કેટલીક ઉત્તમ હોટેલોનાં લેબલો ચોંટાડેલાં હતાં. કેટલા બધા દેશોની સફરો અમે સંગાથે ખેડી હતી અને કેટલાં બધાં જકાતખાતાં સંગાથે સલામત પાર કર્યાં હતાં!

અસાધારણ કહેવાય એવું કશું સૂટકેસમાં કદી નહોતું મૂકવામાં આવ્યું, પણ સૌ જાણે છે કે દોસ્તોને મોજ કરાવવા પરદેશ લઈ જવાતી આવતી વોદકાની બાટલી કે સિગારેટની થોડીક વધારાની ડબ્બીઓ (પત્ની માટે સુંદર બ્લાઉઝની તો વાત જ રહેવા દઈએ) જોઈને પણ જકાતખાતાના માણસો કદાચ નાખુશ થઈ જાય.

અનેક જકાતખાતાંને સહીસલામત પાર કરી ચૂકેલી મારી સૂટકેસ 'મસ્ક્વા' હોટેલની શાંત રૂમમાં ખતમ થઈ ગઈ.

મેં તેના સળગતા અવશેષો ઉતાવળે ભેગા કરીને બાથરૂમની અંદર ટબમાં નાખી દીધા, અને નળ ખોલી નાખ્યો. ધુમાડાના નવા ગોટા હવામાં ફેલાઈ ગયા. મારા હાથ દાઝી ગયા હતા, અને મને લાગ્યું કે ચહેરો પણ દાઝી ગયો છે. પણ જેની ઉપર સૂટકેસ મૂકેલી એ ખુરશી, ગાલીચો, પડદો — એ બધું હજી બળી રહ્યું હતું. મજલાની દેખરેખ રાખનારને બોલાવવા હું ટેલિફોન તરફ ધસી ગયો.

"હું જલી રહ્યો છું!" મેં ટેલિફોનમાં ચીસ પાડી. "જલદી આવો!"

મજલાની દેખરેખ રાખનારી બાઈએ માની લીધું કે રસૂલ તો પ્યારની આગમાં જ જલી શકે, અને એના પ્યારનું લક્ષ્ય અત્યારે બાઈ પોતે જ છે. એણે શાંતિદાયક અને મા જેવા હેતાળ અવાજે જવાબ આપ્યો:

"સૂઈ જાઓ, રસૂલ. સવાર સુધીમાં ઠીક થઈ જશે."

ઓહ! નારીઓ! મેં કેટલી બધી વાર તેમને ટીખળમાં કહ્યું છે કે હું જલી રહ્યો છું, અને તેઓ સાચું માની લઈને મને મદદ કરવા દોડી આવી છે. પણ એ વખતે, જિંદગીમાં એક જ વાર, મારે ખરી જ્વાળાઓનો સામનો કરવો પડ્યો ત્યારે કોઈએ મારી વાત સાચી ન માની.

મેં નીડર બંબાવાળાની જેમ એકલે હાથે જ્વાળાઓનો સામનો



કર્યો. ગાલીચો, ખુરશી, પડદો, અને લાકડાના ભોંયપટને પણ ભરખી રહેલા ભડકાને મેં આખરે ઓલવી નાખ્યા. ભોંયપટનું લાકડું બળીને કાળું થવા લાગ્યું હતું. મેં આગને વશ તો કરી લીધી, પણ તે પહેલાં મને આગથી ખૂબ નુકસાન થઈ ચૂક્યું હતું.

મને લાગે છે કે ઘેનમાં મસ્ત બની ગયેલા મારા મહેમાને મારી સૂટકેસમાં ફેંકેલું સિગારેટનું ઠૂંઠું આગનું કારણ હતું. મારાં શર્ટ, એક સૂટ, અને મેં બ્રસેલ્સથી આણેલી ભેટો — બધું ખતમ થઈ ગયું. હોટેલવાળાઓએ બરબાદ થયેલી બધી ચીજોની યાદી બનાવી — ગાલીચો, ખુરશી, પડદા, વગેરે. તેમણે સારી એવી રકમ વસૂલ કરી. મારે હોસ્પિટલમાં જવું પડ્યું. મેં મારી પત્નીને ટેલિફોન કરીને જણાવી દીધું કે અગત્યના કામસર મારે રોકાઈ જવું પડ્યું છે. મેં કામ વિશે અગાઉથી વિચાર નહોતો કરી રાખ્યો એટલે ફરી વાર ફોન કરવાનું એને વચન આપ્યું. સિગારેટના એક જ કાળમુખા ઠૂંઠાને લીધે આવી મુસીબત પેદા થઈ.

પણ એક વાત કહી દઉં કે મને થયેલા મુખ્ય નુકસાનની સરખામણીમાં આ બધું તો કંઈ જ નહોતું. મારી બે વરસની મહેનતના ફળરૂપ એક હસ્તપ્રત સૂટકેસમાં હતી.

કહેવાય છે કે કાંટામાં ભરાઈને પછી છટકી ગયેલું માછલું સૌથી મોટું હોય, શિકારમાં જેનું નિશાન ચૂકી જવાય એ સૌથી સરસ જનાવર હોય, અને તજીને ચાલી જનારી સ્ત્રી સૌથી રૂપાળી હોય.

મારી હસ્તપ્રતનાં ઘણાં પૃષ્ઠો ખતમ થઈ ગયાં હતાં. હવે મને લાગે છે કે એ પૃષ્ઠો મારા ઉત્તમ લખાણનાં હતાં.

વળી, છટકી ગયેલી માછલી પહેલાં મારી નહોતી, છટકી ગયેલો શિકાર પણ પહેલાં મારો નહોતો, અને મને તજી દેનારી સ્ત્રી મારી હોવાનો દાવો હું ન કરી શકું. પણ એ બળી ગયેલાં પૃષ્ઠો તો મારાં જ હતાં. એને મેં સર્જ્યાં હતાં, એમાં મારી જિંદગી ધબકી

હતી, એને ખાતર મેં વેદના ભોગવી હતી. અનેક રાતોની નીંદરના અને અનેક દિવસોની સખત મહેનતના ભોગે મેં એ પૃષ્ઠો લખ્યાં હતાં. એ કારણે, હસ્તપ્રતને પહોંચેલા નુકસાનથી મને સખત આઘાત લાગ્યો, અને એ કારણે મને હવે ખાતરી થઈ ગઈ છે કે એ પુસ્તક મારું પરમ શ્રેષ્ઠ સર્જન બન્યું હોત.

હું જાણે અચાનક એકલવાયો બની ગયો, કાપણી પછી વેરાન થઈ જતા ખેતર જેવો બની ગયો, અથવા ખેતરમાં રહી ગયેલા એક પૂળા જેવો અટૂલો બની ગયો.

બળી ગયેલાં પાનાંનો એક એક અક્ષર, મારી નજરમાં, મોતીની જેમ ચળકી રહ્યો હતો, અને એક એક લીટી મૂલ્યવાન હારની જેમ ઝગારા મારતી હતી.

હું એટલો બધો હતાશ થઈ ગયો કે બળી ગયેલાં પૃષ્ઠોનું લખાણ બે વરસ સુધી ફરી ન લખી શક્યો. આખરે મેં લખાણ લખી લીધું ત્યારે મને સમજાઈ ગયું કે હું એના એ વિષય અંગે ફરી વાર લખી શકું ખરો, પણ ગયેલાં પૃષ્ઠોને તો પાછાં કદી ન જ સર્જી શકું.

કોઈ પતિપત્નીનું પ્યારું બાળક મરી જાય ત્યારે તેમની જેવી હાલત થાય, એવી જ મારી હાલત હતી. તેમને બીજું સંતાન થાય, એ પણ એટલું જ પ્યારું હોય, પરંતુ એ તો બીજું બાળક હોય, તેમની પાસેથી મોતે છીનવી લીધેલું બાળક એ ન હોય.

કહેવાય છે કે કવિતા પાણીથી ભય પામે. કાવ્યો આગ જેવાં હોય છે, અને કવિતાનું સર્જન એટલે દહન. બેશક, કાવ્યો પાણી જેવાં ન હોવાં જોઈએ. પણ હોટેલની રૂમમાં મારી હસ્તપ્રતને જેનો ભોગ બનવું પડ્યું, એવી આગથી તેમને અલ્લા બચાવે!

**અબૂતાલિબનો ફ્લેટ કેવી રીતે લૂંટાઈ ગયો**. મને ખબર નથી કે એમ કેવી રીતે બન્યું, એવું કારસ્તાન કોણે કર્યું, એ દિવસે અબૂતાલિબના ફ્લેટમાં કેમ કોઈ નહોતું, પણ હકીકત છે કે ફ્લેટ



લૂંટાઈ ગયો હતો. એમની દીકરીની ઘડિયાળ, સોનાની વીંટી, થોડાંક એરિંગ અને બીજા દાગીના, ફરના કૉટ, બૂટ, કપડાં, પૈસા — બધું ગાયબ થઈ ગયું. અબૂતાલિબની પત્ની લગભગ બેહોશ થઈ ગઈ, દીકરી સોફા ઉપર ઢળી પડી અને કલ્પાંત કરવા લાગી. અબૂતાલિબ બીજા ખંડમાં ગયા, અને ભોંયપટ પર બેસીને ઝુર્ના વગાડવા લાગ્યા.

એમની પત્ની અંદર ધસી આવી.

"તમારે હૈયું છે કે નહિ? આવે વખતે ઝુર્ના વગાડવા બેઠા છો! જાઓ, જઈને પોલીસને બોલાવી લાવો!"

"પણ આપણે તો નસીબદાર છીએ! મારાં કાવ્યો બધાં સલામત છે! જો, આ રહ્યા કાગળો, જેમ હતા એમ જ છે. ચોરોએ એક પણ કાગળને હાથ જ નથી લગાડયો. તો પછી રડાકૂટ શાની કરવી?"

"ઓહ! તમારાં કાવ્યોને શું કરવાં છે? અને એય પાછાં લાક ભાષામાં!"

"તું કંઈ સમજતી જ નથી. કવિઓ તરીકે ઓળખાતા માણસોમાં પણ એવા હોય છે કે જે બીજાનાં કાવ્યો ચોરી લેવા સિવાય બીજું કશું નથી કરતા. અલ્લાની મહેરબાની કે મારાં કાવ્યો નથી ચોરાઈ ગયાં. મેં આખું વરસ મહેનત કરી છે. આમાંથી એક પણ કાવ્ય ગયું હોત તો મને જબ્બર ફટકો પડયો હોત. વળી મારી ઝુર્ના પણ નથી ચોરાઈ. તો પછી હું ખુશ થઈને એને વગાડું કેમ નહિ?"

પત્ની અને દીકરીની ફરિયાદોને અવગણીને અબૂતાલિબ ઝુર્ના વગાડતા રહ્યા.

**એફેન્દી કાપિયેવે કહેલી એક વાત**. ઉનાળાનો મજાનો દિવસ હતો. સુલેમાન સ્તાલ્સ્કી સાકુલ્યાની અગાસીમાં સૂતા સૂતા ગગનને નીરખી રહ્યા હતા. ચોતરફ પંખી કલરવ કરી રહ્યાં હતાં, અને ઝરણાંનાં જળ ખળખળ વહી રહ્યાં હતાં. કોઈને પણ એમ જ લાગે

કે સુલેમાન સ્તાલ્સ્કી આરામ કરી રહ્યા છે. એમની પત્નીને પણ એમ જ લાગ્યું. એણે અગાસી ઉપર આવીને કહ્યું:

"ખિનકાલ તૈયાર છે અને પીરસાઈ ગઈ છે, આવીને જમી લો!"

સુલેમાને કંઈ જવાબ ન આપ્યો, અને પત્ની સામે જોયું પણ નહિ.

થોડી વાર પછી આઈનાએ ફરી સાદ પાડયો.

"ખિનકાલ ઠરી જાય છે. પછી જરાય ખાવા જેવી નહિ રહે!"

સુલેમાન હલ્યા પણ નહિ.

પત્નીને લાગ્યું કે સુલેમાનને અગાસીમાં જ ખાવાનું મન થયું હશે, એટલે એ ભાણું ઉપર લઈ આવી અને સુલેમાનની પાસે મૂકીને બોલી:

"તમે આખો દિવસ કંઈ ખાધું નથી. તમારે માટે મેં ખિનકાલ બનાવી છે. ચાખી જુઓ, સરસ બની છે."

સુલેમાન ગુસ્સે ભરાઈને બેઠા થઈ ગયા અને વહાલથી ખવડાવવા આવેલી પત્ની ઉપર વરસી પડયા:

"હું કામ કરતો હોઉં ત્યારે તું હેરાન કરવા આવવાની જ!'

"પણ તમે તો ખાલી સૂતા હતા, કંઈ કરતા નહોતા. મને થયું કે..."

"ના, હું કામ કરતો હતો, હવે મને ફરી વાર હેરાન કરતી નહિ!"

અને ખરેખર, એ દિવસે સુલેમાને નવું કાવ્ય લખ્યું.

એટલે કવિ તો અગાસીમાં સૂતો સૂતો ગગનને નીરખતો હોય ત્યારે પણ કામમાં ડૂબેલો હોય.

જીવનસખીનાં ચરણમાં, કાવ્ય એક કવિએ ધર્યું;
સિતારો તું, તેજ તું, ઉષા તું, અને જાન તું,



જીવન મધુરું લાગતું, તું હોય મારી સાથમાં,
બધું કડવું ભાસતું, ન હો તું જો નજરમાં.

આવી કવિના ખંડમાં—એનો સિતારો, જિંદગી,
કોપિત થઈ જીવનસખી પર, ગર્જના કવિએ કરી,
વળી આવી કેમ તું? બરબાદ કરવા સમયને,
ખુદા ખાતર કામ કરવા દે, હવે તું અમોને.

**બાપુએ કહેલી એક વાત.** પ્યારનો મહાન ગાયક મહમૂદ એક વાર કોઈ મોટા મોભાદાર માણસને ત્યાં મહેમાન બન્યો. બીજા મહેમાનો પણ હતા. કવિએ મધરાત સુધી ગીતો ગાઈને સૌને મોજ કરાવી. પછી બધા મહેમાનો જઈને સૂઈ ગયા. મહમૂદને સૌથી સરસ ખંડમાં ઉતારો આપવામાં આવ્યો હતો. હાથમોં ધોવા માટે મેજબાને એના ખંડમાં પાણી વગેરેની ગોઠવણ કરી, અને પછી સલામ કરીને એ પોતાના ખંડમાં ચાલ્યો ગયો.

સવારે મહમૂદ કદાચ મોડો ઊઠે અને નમાઝ ચૂકી જાય એવી બીકે મેજબાને એના ખંડમાં ડોકિયું કર્યું. પણ કવિ તો આખી રાત સૂતેલો જ નહિ, બિછાનું એમ ને એમ પડયું હતું. મહમૂદ ગાલીચા ઉપર બેસીને કાવ્ય લખી રહ્યો હતો, અને પંક્તિઓ ગણગણી રહ્યો હતો.

"મહમૂદ, સવારની નમાઝનો વખત થઈ ગયો છે. કાવ્ય રહેવા દો ને નમાઝ પડી લો!"

"મારે તો મારું કાવ્ય એ જ મારી નમાઝ," મહમૂદે જવાબ આપ્યો.

એટલે કવિ તો બીજા બંદગી કરતા હોય ત્યારે પણ કામમાં ડૂબેલો હોય.

**મારી નોટબુકમાંથી :** હવે અમુક અવાર કવિની વાત કહીશ, પણ એનું નામ છતું નહિ કરું. લોકો એની તરફ આંગળી ચીંધીને હસે એવી મારી મુરાદ નથી, જોકે એ તો એવી રીતે હસવાને જ લાયક છે.

કવિના લગ્નજીવનનો આરંભ થઈ રહ્યો હતો. લગ્નની વિધિ પતી ગઈ હતી અને મહેમાનો ચાલ્યા ગયા હતા. નવપરિણીત યુગલને મધુરજની માણવા ખાસ ખંડ તૈયાર કરવામાં આવ્યો હતો. નવવધૂ શાદીના પલંગમાં પડીને વરરાજાની વાટ જોવા લાગી. પણ કવિ તો ટેબલ પાસે બેસીને કાવ્ય લખવામાં મશગૂલ થઈ ગયો. એ આખી રાત લખતો રહ્યો. સવાર સુધીમાં એણે પ્યાર વિશે, નવવધૂ વિશે, અને મધુરજની વિશે એક લાંબું કાવ્ય લખી નાખ્યું.

આ વાત ઉપરથી આપણે એવો સાર તારવી શકીએ ખરા કે "કવિ તો પ્યારની રાત દરમિયાન પણ કામમાં ડૂબેલો હોય"? મેં એ અવાર કવિની જેમ કર્યું હોત તો અત્યાર સુધીમાં લખેલાં પુસ્તકો કરતાં પચાસ ગણાં વધારે લખ્યાં હોત. પણ મને લાગે છે કે એ પુસ્તકો ખરા દિલથી ન લખાયાં હોત.

નવવધૂ આલિંગન માટે હાથ ફેલાવીને આતુર પડી હોય ત્યારે લખવા બેસી જાય એવો કોઈ પણ આદમી, માશૂકની મોજૂદગીમાં કાગળ પેનસિલ બાજુએ ન મૂકી દેનારો આદમી, દંભી જ હોય. એવો કવિ બીજા કરતાં દસ કે વીસ ગણું વધારે લખે તોપણ એનાં કાવ્યોમાં ખરા દિલનો રણકાર ન જ હોય.

બેશક, કામ તો કરવું જ જોઈએ. એક વાર એક શાણો માણસ ઝાડ નીચે લાંબો થઈને, સફરજન પડે એની વાટ જોવા લાગ્યો હતો. પણ સફરજન નહોતું પડયું.

પરંતુ કવિ માટે ઉદ્યમ કરતાંયે કદાચ વધારે, પ્રતિભા કરતાંયે



કદાચ વધારે, નેકદિલી જરૂરી હોય છે — તમામ ઇન્સાનો પ્રત્યે તેમ જ ખુદ પોતાની બાબતમાં.

**કહેવાય છે** કે બહાદુર આદમી કાં તો ઘોડા ઉપર સવાર હોય અથવા કબરમાં દફનાયેલો હોય.

**એક પ્રચલિત કહેણી :**

"જગતમાં સૌથી ધૃણસ્પદ અને કદરૂપું શું લાગે?"

"બીકમાં ધ્રૂજતો આદમી."

"એથીયે વધારે ધૃણાસ્પદ અને કદરૂપું શું લાગે?"

"બીકમાં ધ્રૂજતો આદમી."



## સત્ય, હિંમત

તે જ બને ઈમામ, જે શાણા સૌથી હોય;
એક સજ્જન સફ઼દ લાલે, વધા સભામાં તોય,
તે જ બને ઈમામ, જે સૌથી બહાદુર હોય;
સુજન ભાઈએ, ખ્યાલ બીજો પેશ કીયો તોય.

સર્વ જગ પર રાજ્ય કરવું, વધારે આસાન છે,
શાયર થવા કરતાં, જે ખાલી છંદનો સરતાજ છે.
ગણાવ્યા ગુણો જે હમણાં, એથી ખૂબ જ વધારે,
અલ્પ તો પણ અન્ય સો, જરૂર જોઈએ કવિને.

**અવાર લોકોમાં કહેવાતી એક વાર્તા.** સત્ય અને અસત્ય સદીઓથી જોડાજોડ કાયમ રહ્યાં છે. તેમની વચ્ચે સદીઓથી દલીલ ચાલતી રહી છે કે બેમાંથી વધારે સમર્થ, વધારે જરૂરી, અને વધારે ઉપયોગી કોણ. અસત્ય કહે છે કે "હું", અને સત્ય કહે છે કે "હું". વિવાદનો નિવેડો કદી આવતો જ નથી.

એક દિવસ તેમણે નક્કી કર્યું કે જગતમાં ફરીને લોકોને પૂછી જોવું. અસત્ય તો સાંકડી, નાની, વાંકીચૂકી ગલીઓને માર્ગે, દરેક ખૂણેખાંચરે નજર નાખતું, દરેક ખાડાખૈયાને જોઈને નાક ચડાવતું, દરેક વળાંકે વળતું, આગળ ચાલ્યું. પણ સત્ય ગર્વીલું મસ્તક ઊંચું રાખીને વિશાળ સીધા માર્ગો પર કદમ માંડતું પંથ કાપવા લાગ્યું.



તેમણે ઘણાં શહેરો અને ગામો પાર કર્યાં, ઘણા માર્ગોની સફર ખેડી. તેમણે રાજાઓ, કવિઓ, ખાનો, ઈનસાફદારો, સોદાગરો, નજૂમીઓ, તેમ જ સાધારણ ઈન્સાનો જોડે સહવાસ કર્યો. અસત્ય નજરે પડે કે તરત જ લોકો નિરાંત અને સ્વસ્થતા અનુભવતા. તેઓ જૂઠું બોલતી વેળા નફ્ટાઈથી એકબીજાની સામે જોતા અને હસતા. સૌ બરાબર સમજતા કે પોતે જૂઠું બોલે છે અને જૂઠાણાં સાંભળે છે. પણ તે છતાં તેઓ બેફિકર અને ખુશ બની જતા. એકબીજાની જોડે છળકપટ કરતાં અને અસત્ય બોલતાં તેમને શરમ ન આવતી.

પરંતુ સત્ય નજરે પડે કે તરત જ લોકોના ચહેરા ઝાંખા પડી જતા, તેઓ એકબીજાની સામે જોવાનું ટાળવા લાગતા, નીચે જોઈ જતા. લોકો કટારો ખેંચી કાઢતા (સત્યના નામે), જખમી ઈન્સાનો હુમલાખોરોની ઉપર વળતો હુમલો કરતા, ઘરાકો વેપારીઓનો સામનો કરવા લાગતા, સાધારણ ઈન્સાનો ખાનની સામે બંડ કરતા, અને ખાન બાદશાહની સામે બગાવત કરતો. ખાવિંદ બીબીનું અને તેના આશકનું ખૂન કરી નાખતો. બધે લોહી વહેવા લાગતું.

એટલે મોટા ભાગના લોકોએ અસત્યને કહ્યું:

"અમને છોડી ના જઈશ. તું તો અમારા બહેતરીન દોસ્ત જેવું છે. તું હોય છે ત્યારે જિંદગી વધારે સીધી ને સરળ બની જાય છે. અને સત્ય, તું તો અમારી જિંદગીમાં ફક્ત પરેશાની જ પેદા કરે છે. અમારે વિચારવું પડે છે, લાગણી અનુભવવી પડે છે, સહન કરવું પડે છે, અને લડવું પડે છે. તારે ખાતર અનેક સિપાહીઓ, કવિઓ, અને શૂરવીરો મોતના ખપ્પરમાં નથી હોમાઈ ગયા?"

અસત્યે સત્યને કહ્યું: "જોઈ લે! હવે તારે કબૂલ કરવું જ પડશે કે તારા કરતાં હું વધારે જરૂરી અને ઉપયોગી છું. આપણે જ્યાં જ્યાં ગયાં

ત્યાં લોકોએ તને નહિ પણ મને જ આવકાર્યું છે."

"હા, આપણે રહેવાનાં ઘણાં સ્થળોમાં જઈ આવ્યાં છીએ. ચાલ, હવે આપણે પર્વતોનાં શિખરો પર જઈને નિર્મળ પહાડી ઝરણાંનો, પર્વતોના પ્રદેશમાં ઊગતાં ફૂલોનો, શિખરો ઉપર સદાકાળ ઝગારા મારતા સ્વચ્છ હિમનો અભિપ્રાય પૂછીએ.

"શિખરો પર જીવન હજારો વરસ પુરાણું છે. ત્યાં શૂરવીરો, મહામાનવો, કવિઓ, અને ઋષિમુનિઓનાં અમર કૃત્યો જીવંત છે. તેમનાં ચિંતનો, ગીતો, અને નીતિબોધ ત્યાં જીવંત છે. શિખરો પર તો જે અમર હોય અને જગતની પામર નજીવી જંજાળોથી દૂષિત ન થયું હોય તે જીવંત છે."

"ના, મારે ત્યાં નથી જવું." અસત્યે ઇનકાર કર્યો.

"કેમ? તને શું ઊંચાં સ્થળોની બીક લાગે છે? નીચાણમાં તો કેવળ કાગડા જ ઘર બનાવે. ગરુડો સૌથી ઊંચા પર્વતોથીયે ઊંચે ગગનમાં ઊડતાં હોય છે. તારો એવો ખ્યાલ તો ચોક્કસ નહિ જ હોય કે ગરુડ કરતાં કાગડો બહેતર છે! હા, હું જાણું છું કે તું ડરે છે. તું હંમેશાં બીકણ જ રહ્યું છે. શાદીની મહેફિલમાં જ્યાં મદિરાની ધારા વહેતી હોય છે ત્યાં તું શોર મચાવે છે, પરંતુ બહાર જ્યાં મદિરાની પ્યાલીઓનો નહિ પણ કટારોનો રણકાર થતો હોય છે, ત્યાં જતાં તને બીક લાગે છે."

"ના, મને તારાં શિખરોની બીક નથી લાગતી. પણ મારે માટે ત્યાં કરવાનું કશું જ નથી કેમ કે ત્યાં ઇન્સાનો નથી વસતા. મારું સામ્રાજ્ય તો અહીંયાં નીચે છે, જ્યાં ઇન્સાનો વસે છે ત્યાં છે. કેવળ ગણતર બહાદુર ઇન્સાનો મારો વિરોધ કરવાની હિંમત કરે છે અને તારો પંથ, સત્યનો પંથ, અપનાવે છે. પણ તેમની સંખ્યા મોટી નથી."

"હા, તેઓ થોડા છે, પરંતુ તેઓ જ શૂરા છે, અને કવિઓ



પોતાનાં ઉત્તમ ગીતો તેમને જ સમર્પિત કરે છે."

**એકમાત્ર કવિની વાત.** આ વાત મેં અબૂતાલિબ પાસેથી સાંભળેલી. કોઈ એક ખાનના રાજમાં ઘણા ઘણા કવિઓ હતા. તેઓ એક ગામથી બીજે ગામ જઈને ગીતો ગાતા. કેટલાક કવિઓ ગાન ભેગું વાયોલિન કે ખંજરી વગાડતા, અને કેટલાક ચોંગુર કે ઝુર્નાના સૂર રેલાવતા. ખાન બેગમો ભેગો રંગરાગમાં ન પડયો હોય કે રાજકાજમાં ન ડૂબેલો હોય ત્યારે એને પણ ગીતો સાંભળવાનું ગમતું.

એક દિવસે એણે ખાનની ક્રૂરતા, ગેરઇનસાફ, અને લાલચુપણાનું બયાન કરતું ગીત સાંભળ્યું. ગીત સાંભળીને ખાન ઊકળી ઊઠયો, અને એણે રાજદ્રોહી ગીતના લેખકને પકડીને મહેલમાં લઈ આવવાનું ફરમાન છોડયું.

પણ ગીતનો લેખક ક્યાંય મળ્યો નહિ એટલે રાજના તમામ કવિઓને ગિરફતાર કરી લેવાનો હુકમ વજીરો અને નોકરોને આપવામાં આવ્યો. ખાનના સિપાહીઓ બધાં ગામ, રસ્તા, પહાડી કેડીઓ, અને દૂરની ખીણો ખૂંદી વળ્યા. ગીતો લખનારા કે ગાનારા સૌને પકડીને તેમણે મહેલના ભોંયરામાં ગોંધી દીધા. બીજે દિવસે સવારે ખાન ભોંયરામાં ગયો.

"દરેક જણ મને એક એક ગીત સંભળાવો," એણે હુકમ કર્યો.

એક પછી એક કવિ ગીતમાં ખાનને બિરદાવતો ગયો — એની ચતુરાઈ, રહેમદિલી, ખૂબસૂરત બેગમો, સામર્થ્ય, અને ગૌરવનાં ગુણગાન ગાતો ગયો. કવિઓએ ગીતોમાં ખાનનાં વખાણ કર્યાં કે એના જેવો મહાન અને ઇનસાફી ખાન જગતમાં પહેલાં કદી થયો જ નથી.

ગિરફતાર કવિઓને એક પછી એક છોડી મૂકવામાં આવ્યા.

છેલ્લે ફક્ત ત્રણ કવિ ભોંયરામાં બાકી રહ્યા. એમણે ખાનને ગીત સંભળાવવાનો ઇનકાર કર્યો. ત્રણેયને ભોંયરામાં જ ગોંધી રાખવામાં આવ્યા, અને ખાન જાણે એમની હયાતી જ ભૂલી ગયો.

ત્રણ મહિના વીતી ગયા. ખાન ફરી પાછો ભોંયરામાં કેદીઓ પાસે ગયો.

"મને લાગે છે કે હવે તમે જરૂર મને ગીત સંભળાવશો. સૌ એક એક ગીત ગાઓ."

ત્રણમાંથી એક કવિ તરત જ ગીતમાં ખાનને બિરદાવવા લાગ્યો. એણે ખાનની ચતુરાઈ, રહેમદિલી, ખૂબસૂરત બેગમો, સામર્થ્ય, અને ગૌરવનાં ગુણગાન ગાયાં. એણે ગીતમાં ખાનનાં વખાણ કર્યાં કે એના જેવો મહાન અને ઇનસાફી ખાન જગતમાં પહેલાં કદી થયો જ નથી.

કવિને છોડી મૂકવામાં આવ્યો. પણ ગાવાનો હજી ઇનકાર કરતા બાકીના બે કવિઓને ચોકમાં લઈ જવામાં આવ્યા. ત્યાં બે થાંભલા ખોડવામાં આવ્યા હતા.

"તમને જીવતા બાળી નાખવામાં આવશે," ખાને ખીજે ભરાઈને કહ્યું. "આખરી વાર કહું છું કે એક એક ગીત સંભળાવો એમાં જ તમારી ખેર છે!"

બેમાંથી એક ઢીલો પડી ગયો અને ગીત ગાઈને ખાનને બિરદાવવા લાગ્યો. એણે ખાનની ચતુરાઈ, રહેમદિલી, ખૂબસૂરત બેગમો, સામર્થ્ય, અને ગૌરવનાં ગુણગાન ગાયાં. એણે ગીતમાં ખાનનાં વખાણ કર્યાં કે એના જેવો મહાન અને ઇનસાફી ખાન જગતમાં પહેલાં કદી થયો જ નથી.

એને પણ છોડી મૂકવામાં આવ્યો. હવે એક જ કવિ બાકી રહ્યો, આખરી બંડખોર બાકી રહ્યો.

"આને થાંભલે બાંધીને સળગાવી મૂકો," ખાને હુકમ કર્યો.



થાંભલે બંધાયેલો કવિ અચાનક પેલું, આખો કિસ્સો શરૂ કરનારું, ખાનની ક્રૂરતા, ગેરઇનસાફ, અને લાલચુપણાનું જ ગીત ગાવા લાગ્યો.

"આને એકદમ છૂટો કરો અને આગથી દૂર લઈ જાઓ," ખાને ફરમાન છોડ્યું. "મારા રાજનો એકમાત્ર ખરો કવિ મારે નથી ગુમાવી દેવો!"

"એવા શાણા અને ઉમદા ખાન કદી થયા હશે એમ હું ખરેખર તો નથી માનતો," અબૂતાલિબે વાત પૂરી કરતાં કહ્યું. "પરંતુ એવા કવિઓ પણ ઝાઝા નથી હોતા."

**બાપુએ મને એક કિસ્સો કહી સંભળાવેલો.** એક વાર મહાન શામીલને પૂછવામાં આવ્યું:

"ઇમામ, આપે કાવ્યો લખવાની અને ગીતો ગાવાની મનાઈ કેમ ફરમાવી છે?"

શામીલે જવાબ આપ્યો:

"માત્ર ખરા કવિઓ બાકી રહે એટલા માટે. એવા કવિઓ તો મનાઈ છતાંયે લખતા જ રહેશે, પણ દંભીઓ ને લબાડો મારા ફરમાનથી દહેશત ખાઈને લખવાનું બંધ કરી દેશે, અને લોકોની જોડે તેમ જ ખુદ પોતાની જોડે છળકપટ કરવું મૂકી દેશે."

"ઇમામ, આપે સઈદ આરાકાનીનાં કાવ્યો કેમ નદીમાં ફેંકી દીધાં?"

"ખરાં કાવ્યો નદીમાં ડૂબે નહિ કેમ કે એ તો લોકોનાં દિલોમાં કાયમ રહે. જેની ઉપર લખવામાં આવ્યાં હોય એ કાગળના જેટલું જ મૂલ્ય ધરાવતાં કાવ્યો એવા જ અંજામને લાયક ગણાય. વહેણમાં તણાઈ જાય એવાં કાવ્યો લખવાને બદલે સઈદ આરાકાનીએ કશુંક ઉપયોગી કામ કરવું જોઈએ."

**કહેવાય છે** કે મહાન કવિ મહમૂદનું અવસાન થયું ત્યારે એના

વેદનાગ્રસ્ત પિતાએ મહમૂદની હસ્તપ્રતોની પેટી આગમાં ફગાવી દીધી.

"બળીને રાખ થઈ જાઓ, કાળમુખાં કાગળિયાં! તમારે લીધે જ મારો દીકરો અકાળે મોતનો શિકાર થઈ ગયો!"

કાગળો બધા બળી ગયા, પણ મહમૂદનાં કાવ્યો હજી જીવે છે. એણે લખેલો એક પણ શબ્દ ભુલાયો નથી. એનાં ગીતો લોકોનાં દિલોમાં જીવંત છે, અને આગ કે પાણી એ ગીતોને નુકસાન પહોંચાડી શકે એમ નથી કેમ કે એમાં અસલિયતનો રણકાર છે.

**બાપુ હાંસી ઉડાડતા :**

કૂડી નજરની બીકે રાતે ગુપચુપ સફરે નીકળતા માણસાંની;

ખડિયામાં રોટી ભરી હોવાનો ઢોંગ કરવા પથરા ભરી દેનારા માણસોની;

તેતરને બદલે કાગડો લઈને પાછા ફરતા શિકારીઓની.

**આ વાત મને અબૂતાલિબે કહેલી:** એક ગરીબ આદમીને ધનવાન દેખાવાનું ઘેલું લાગ્યું. એ રોજ ગામને ચોરે જઈને ખુશાલ દેખાવાનો ઢોંગ કરતો, હોઠ મલકાવતો રહેતો, જાણે લહેજતદાર માંસ ખાઈને આવ્યો હોય એમ એની મૂછો પરથી ચરબી ટપકતી રહેતી. ગરીબ આદમી મોટે અવાજે બડાઈ હાંકતો :

"આજે તો મજાનું જાડિયું ઘેટું કતલ કરેલું. આહ, માંસ એવું નરમ ને લહેજતદાર હતું કે બસ!"

"આને રોજ એક ઘેટું ક્યાંથી મળી જતું હશે?" ગામવાસીઓને અચરજ થતું, "તપાસ કરવી જોઈએ."

ગામના ચપળ જુવાનિયાઓએ એના સાફલ્યાની અગાસી ઉપર ચડીને પહોળી ચીમનીમાંથી નીચે નજર નાખી. ગરીબ આદમી તપેલામાં એક જૂનું નકામું હાડકું બાફી રહ્યો હતો, અને ચીકણી ચરબીનાં ટીપાં પાણીમાં ઉપર આવે એટલે લઈને મૂછે ચોપડી દેતો



હતો. પછી એણે થોડીક કળથી બાફીને ખાઈ લીધી. ઘરમાં એ સિવાય બીજું કશું હતું જ નહિ.

જુવાનિયા અગાસી પરથી ઊતરીને સાફલ્યામાં દાખલ થયા.

"સલામ આલેકુમ! અહીંથી નીકળેલા એટલે થયું કે ચાલો અમીર પાડોશીને મળતા જઈએ."

"તમે જરાક મોડા પડયા... જમવામાં મજાનું ચરબીદાર માંસ હતું. હું બહાર નીકળવાનો જ હતો."

"ખેર, પણ આટલી સરસ કળથી ક્યાંથી લાવો છો?"

ગરીબ આદમી સમજી ગયો કે ભેદ ફૂટી ગયો છે. ત્યાર પછી એ કદી મૂછે ચરબી ન ચોપડતો.

**એક યાદ.** હું નાનો હતો ત્યારે એક વાર બાપુએ મને સખત સજા કરેલી. કેટલા તમાચા મારેલા એ તો યાદ નથી, પણ સજાનું કારણ બરાબર યાદ છે.

એક દિવસે સવારે હું જાણે નિશાળે જતો હોઉં એમ બહાર નીકળ્યો. પણ હકીકતમાં એક શેરીમાથી બીજીમાં વળતો ગયો અને નિશાળે ગયો જ નહિ. છેક સાંજ સુધી હું શેરીના છોકરા ભેગો પૈસાની રમત રમતો રહ્યો. બાપુએ મને ચોપડીઓ ખરીદવા થોડાક પૈસા આપેલા. હું બીજું બધું ભાન ભૂલીને જુગારની રમતમાં મશગૂલ થઈ ગયો અને થોડી વારમાં બધા પૈસા હારી ગયો. મેં ક્યાંકથી વધારે પૈસા મેળવવાનો ઉપાય ગોતી કાઢવાની કોશિશ કરી. જુગારની રમતમાં છેલ્લો સિક્કો હારી જનારને હંમેશાં એમ લાગે કે ક્યાંકથી પાંચ પૈસાનો એક સિક્કો મળી જાય તો પોતે હારેલું બધું પાછું મેળવી લે અને ઉપરથી થોડાક વધારે પૈસા પણ જીતી લે. મને ખાતરી હતી કે થોડાક પૈસા મળી જાય તો હું હારેલા બધા પૈસા ચોક્કસ પાછા જીતી લઉં.

પહેલાં તો મેં મારી ભેગા રમતા છોકરાઓ પાસેથી થોડાક પૈસા

છીના માગ્યા. પણ એકેય આપવા તૈયાર ન થયો. રમતમાં હારનારને પૈસા છીના આપવા એટલે અપશુકન ગણાય, પછી આપનાર પોતે પણ ચોક્કસ હારવા લાગે.

એટલે મેં બીજી એક તરકીબ ઘડી કાઢી. મેં વારાફરતી એક એક ઘરમાં જઈને કહ્યું કે આવતીકાલે પહેલવાનો આવવાના છે, અને મને ખેલ માટે પૈસા ઉઘરાવવાનું કામ સોંપવામાં આવ્યું છે.

ઘરબાર વગરનો ભૂખ્યો કૂતરો બારણું બારણે ભટકતો રહે, પણ એને મળે શું? કાં તો એકાદ હાડકું અથવા લાકડીનો ફટકો. મારી બાબતમાં પણ એમ જ બન્યું. કેટલાંક ઘરોમાંથી મને ખાલી હાથે હાંકી કાઢવામાં આવ્યો, અને કોઈ કોઈ ઘરમાંથી મને એકાદ સિક્કો મળી ગયો—બેશક, બાપુની ઈજ્જતને કારણે.

આખા આઉલમાં ઉઘરાણું કરીને મેં પૈસા ગણી જોયા, અને હું પાછો રમતમાં જોડાઈ ગયો. પરંતુ એ કમનસીબ પૈસા પણ ઝાઝી વાર ટક્યા નહિ. વળી એ રમતમાં અમારે ગોઠણ ઘસતા ચાલવું પડતું. સાંજ સુધીમાં મારું પેન્ટ બેય ગોઠણે ફાટી ગયું, છોલાઈ ગયેલા ગોઠણ કાણાંમાંથી સાફ નજરે પડતા હતા.

દરમિયાનમાં, ઘેર મારી ગેરહાજરી ધ્યાનમાં આવી ગઈ હતી, અને મારા મોટા ભાઈઓને ગામમાં મારી તપાસ કરવા મોકલવામાં આવ્યા હતા. પેહેલવાનોની વાત કરીને મેં છેતરેલા ગામવાસીઓ પણ વધારે વિગત જાણવા એક એક કરીને અમારે ત્યાં જઈ આવ્યા હતા. ટૂંકમાં, મને કાન પકડીને પાછો ઘર ભેગો કરવામાં આવ્યો ત્યાં સુધીમાં મારા આખા દિવસનાં કરતૂતની સૌને ખબર પડી ગઈ હતી.

મને ફેંસલા માટે બાપુની સામે ખડો કરવામાં આવ્યો. મને એમના ફેંસલાની જેટલી બીક હતી એટલી બીજી કોઈ બાબતની નહોતી. બાપુએ મારા પગથી માથા સુધી નજર ફેરવી. પેન્ટનાં



કાણાંમાંથી મારા ઉઘાડા, રાતા, સૂજી ગયેલા ગોઠણ, સાફલ્યાની તૂટેલી બારીઓમાં ભરાવેલા પીંછાંના તકિયાની જેમ બહાર નીકળી આવ્યા હતા.

"આ શું છે?" બાપુએ સ્વસ્થ ભાવે (અથવા મને લાગ્યું કે સ્વસ્થ ભાવે) પૂછ્યું.

"ગોઠણ," મેં જવાબ આપ્યો અને પંજા વડે પેન્ટનાં કાણાં ઢાંકી દેવાની કોશિશ કરી.

"ગોઠણ છે, એમ કે? પણ ગોઠણ દેખાય કેમ છે? પેન્ટમાં આવાં કાણાં કેવી રીતે પાડયાં?"

જાણે કાણાં પહેલાં મારા ધ્યાનમાં જ ન આવ્યાં હોય એમ મેં પેન્ટ ઉપર નજર નાખી. લબાડ અને બાયલાની મનોવૃત્તિ અજબ હોય છે. પૂરી ખબર હોય કે મોટેરાં વાત પામી ગયાં છે, અને નિર્દોષ દેખાવાના ઢોંગનો કશો અર્થ નથી. તે છતાં, સવાલોના સીધા અને ખરા જવાબ ટાળવાની અને ભાતભાતનાં નકામાં બહાનાં ઘડી કાઢવાની કોશિશ જરૂર કરે.

બાપુના અવાજમાં અમંગળ અણસારો વરતાતો હતો. એના અર્થની કુટુંબમાં સૌને ખબર હતી એટલે બધાં ઉતાવળે મારી નજીક આવવા લાગ્યાં. પણ બાપુએ હાથ હલાવીને એમને આઘાં રાખ્યાં અને ફરી સવાલ પૂછયો:

"જવાબ દે, પેન્ટ કેવી રીતે ફાડયું?"

"નિશાળમાં... ખીલી ભરાઈ ગઈ..."

"એમ કે! ફરી બોલ જોઉં..."

"ખીલી ભરાઈ ગઈ..."

"ક્યાં?"

"નિશાળમાં..."

"ક્યારે?"

"આજે."

બાપુનો પંજો તડાક કરતો મારા ગાલે ચોડાઈ ગયો.

"હવે ફરી બોલ કે પેન્ટ કેવી રીતે ફાડ્યું."

હું ચુપ ઊભો રહ્યો. બાપુએ વળી તમાચો ચોડી દીધો, આ વખતે બીજા ગાલે.

"હવે બોલ."

હું રડવા લાગ્યો.

"ચુપ થઈ જા!" એમણે હુકમ ર્ક્યો અને ચાબખો હાથમાં લીધો.

મારું રડવાનું બંધ થઈ ગયું. બાપુએ ચાબખો હવામાં વીંઝીને સપાટો બોલાવ્યો.

"આ જ ઘડીએ સાચું કહી દે, નહિતર હમણાં આની મઝા ચખાડું છું."

ચાબખાને છેડે સખત ગાંઠ વાળેલી હતી. એક ફટકો પડશે તો કેવો સોળ ઊઠશે એનો ખ્યાલ મારા મનમાં ઝબૂકી ગયો. સાચી વાતની બીક કરતાં ચાબખાની બીક વધારે મોટી સાબિત થઈ ગઈ, અને મેં સવારથી સાંજ સુધીનાં મારાં કરતૂત એક એક કરીને કહી સંભળાવ્યાં.

મામલો પતી ગયો પણ મારી બેચેની કાયમ રહી. ત્રણ દિવસ હું જાણે હું જ ન રહ્યો. સાકુલ્યામાં ને નિશાળમાં જિંદગી અગાઉ જેવી જ હતી પણ હું અગાઉ જેવો નહોતો. મને ખબર હતી કે બાપુ જોડે વાતચીત હજી બાકી હતી. હું ખરેખર ઇચ્છતો હતો કે વાતચીત થઈ જાય, મારા દિલના ઊંડાણમાં હું એને માટે તલસી રહ્યો હતો. એ દિવસો દરમિયાન મને સૌથી વધારે બેચેની તો એ કારણે થયેલી કે બાપુ મારી જોડે બોલતા નહિ.

ત્રીજે દિવસે બાપુએ મને બોલાવ્યો. એમણે મને પાસે બેસાડીને



મારું માથું પંપાળ્યું અને નિશાળ વિશે તથા માર્ક વિશે પૂછ્યું. પછી એકાએક સવાલ આવ્યો:

"તને ખબર છે કે મેં તને સજા શા સારુ કરેલી?"

"હા."

"શા સારુ?"

"જુગાર રમેલો એટલે."

"ના, બચપણમાં જુગાર કોણ ન રમ્યું હોય? હુંયે રમેલો, તારા મોટા ભાઈઓ પણ રમેલા..."

"પેન્ટ ફાડી નાખેલું એટલે."

"ના, પેન્ટને કારણે પણ નહિ. નાનપણમાં પેન્ટ કે શર્ટ કોણે નહિ ફાડ્યાં હોય? ગનીમત છે કે અમે અમારાં માથાં નહોતાં ફોડ્યાં. તું કંઈ છોકરી નથી કે બધો વખત લૂગડાંની ફિકર ર્ક્યા કરે..."

"નિશાળમાંથી ગાપચી મારી એટલે..."

"એ તો બેશક તારી મોટી ભૂલ હતી જ, અને તારી એ દિવસની બધી કમનસીબી એમાંથી જ શરૂ થઈ. નિશાળમાંથી ગાપચી મારવા બદલ, કપડાં ફાડી નાખવા બદલ, અને જુગાર બદલ તને સખત ઠપકો મળ્યો હોત. બહુ બહુ તો મેં તારા કાન આમળ્યા હોત. પણ તને સજા તો જૂઠું બોલવાને કારણે થયેલી, બેટા. જૂઠાણું કંઈ ભૂલ કે અકસ્માત નથી હોતું. એ તો ચારિત્ર્યનું એક લક્ષણ હોય છે, ઘર ઘાલી જાય એવું લક્ષણ હોય છે. જૂઠાણું તો આત્માના ખેતરમાં ઊગી નીકળતા ખતરનાક છોડવા જેવું હોય છે. એને જો વખતસર મૂળિયાં સમેત ખેંચી કાઢવામાં ન આવે તો એ આખા ખેતરમાં ફેલાઈ જાય અને સારાં બિયાંને ઊગવાની જગ્યા જ ન બચે. જૂઠું બોલવાની ટેવ કરતાં બદતર અને ભૂલવી વધારે મુશ્કેલ બીજી કોઈ ટેવ નથી. ફરી ક્યારેય જૂઠું બોલીશ તો હું તને ચોક્કસ જાનથી મારી નાખીશ. આજની ઘડીથી તારે ફક્ત સાચું જ બોલવાનું છે. ઘોડાની

નાળ વળેલી હોય તો કહેવું કે વળેલી છે, સુરાઈનો હાથો વાંકો હોય તો કહેવું કે વાંકો છે, ઝાડ ગાંઠાળું હોય તો કહેવું કે ગાંઠાળું છે, સમજ્યો?"

"હા."

"તો હવે જા."

હું બાપુ પાસેથી ચાલ્યો આવ્યો, અને મેં મનમાં પ્રતિજ્ઞા લીધી કે જિંદગીમાં ક્યારેય જૂઠું નહિ બોલું. બીજું બધું તો ઠીક, પણ મને લાગ્યું કે બાપુના દિલમાં મારે માટે ખૂબ પ્યાર હોવા છતાં વખત પડે તો એ પોતાનો બોલ પાળીને મને મારી નાખતાં અચકાય એવા નથી.

કેટલાંય વરસો પછી મેં આ વાત એક દોસ્તને કહી સંભળાવી.

"અરે, એવું જરાક જેટલું નિર્દોષ જૂઠાણું તું હજી ભૂલ્યો નથી?" એણે અચરજ પામીને સવાલ કર્યો.

મેં જવાબ આપ્યો:

"જૂઠાણું એટલે જૂઠાણું, અને સત્ય એટલે સત્ય. એ નાના કે મોટાં ન હોય. એક તરફ જિંદગી અને એક તરફ મોત હોય છે. મોત આવે ત્યારે જિંદગી ન રહે, અને જિંદગીનો ધબકારો હોય ત્યાં સુધી મોત આવ્યું ન ગણાય. જિંદગી ને મોત બેઉ ભેગાં ન રહી શકે, એક હોય તો બીજું ન હોય. જૂઠાણું અને સત્યની બાબતમાં પણ એમ જ હોય છે."

જૂઠાણું શરમજનક, ગલીચ, અને ઘૃણાસ્પદ હોય છે. સત્ય એટલે નિર્મળતા, સૌંદર્ય, સ્વચ્છ આકાશ. જૂઠાણું એટલે બાયલાપણું, સત્ય એટલે હિંમત. કાં તો એક હોય, કાં બીજું હોય. એમાં વચલી સ્થિતિ શક્ય નથી.

આજકાલ મને જૂઠા લેખકોનાં જૂઠાં પુસ્તકો વાંચતી વેળા બાપુનો ચાબખો યાદ આવે છે—એ કેટલો ઉપયોગી સાબિત થઈ



શકે! "તું જૂઠું બોલીશ તો હું તને જાનથી મારી નાખીશ", એવી ચેતવણી અણિને વખતે આપનારા કડક પણ ઈનસાફી બાપની એવા લેખકોને કેટલી જરૂર છે? આજકાલ ઘણી વાર લોકો જૂઠું બોલે છે પણ તેમને કોઈ સજા નથી કરતું.

પણ વાત કેમ જાણે એટલી જ હોય કે જૂઠાણાં સજા વગર છટકી જાય છે! સત્યની સજા આપવામાં આવતી હોય એવું પણ શું નથી બનતું? કેવળ સાચું બોલવાને કારણે જ વિપદા ભોગવનારા ઈન્સાનોનાં ઉદાહરણોથી ઈતિહાસ ભરેલો નથી પડયો? તેમને સાચું બોલવાને કારણે કોરડા નહોતા ફટકારવામાં આવ્યા?

હું નાનો હતો ત્યારે જૂઠા શબ્દો બોલવાનું તજીને માત્ર સાચા શબ્દો જ બોલવામાં મને ભારે હિંમતની જરૂર પડી હતી, પણ એથી મને ખૂબ રાહત મળેલી.

સત્યના શબ્દોને જાકારો ન દેવામાં એથીયે વધારે હિંમતની જરૂર પડે છે. સત્યના શબ્દોને અવગણવાથી મુદ્દલ રાહત તો ન જ મળે, પણ એથી ઊલટું, અત્યંત ભયંકર વેદના ભોગવવી પડે, અંતરાત્મામાં ભોંકાતી શૂળોની વેદના ભોગવવી પડે.

હિંમતવાન લોકો પોતાની પ્રતીતિઓ બદલે નહિ. તેઓ જાણે છે કે પૃથ્વી ધરી પર ગોળ ગોળ ફરતી રહે છે. તેઓ જાણે છે કે સૂર્ય પૃથ્વી ફરતું પરિભ્રમણ નથી કરતો પણ પૃથ્વી સૂર્ય ફરતું પરિભ્રમણ કરે છે. તેઓ જાણે છે કે રાત પછી પ્રભાત થવાનું જ છે, પછી દિવસ ઊગવાનો જ છે, અને દિવસ પૂરો થાય એટલે રાત આવવાની જ છે, શિયાળા પછી વસંત આવવાની જ છે, વસંત પછી મજાનો ઉનાળો આવવાનો જ છે...

એ રીતે, અંતમાં, અંતરાત્માનો ચાબખો, ગૌરવનો ચાબખો, અને સત્યનો ચાબખો લબાડ અને દંભીને નીચા નમાવી દે છે, અને અંતમાં જૂઠાણું સત્યની ઉપર વિજય કદી નથી પામી શકતું.

**ગોદેકાનમાં સાંભળેલી વાત :**

"સત્ય અને જૂઠાણા વચ્ચે અંતર કેટલું ?"

"બે તસુ."

"કેમ ?"

"માણસના કાનથી આંખ સુધીનું અંતર લગભગ એટલું હોય છે. નજરે જુઓ તે સાચું. કાને સાંભળો તે ખોટું."

વાત બેશક સાચી છે. કોઈ પણ બાબત વિશે બીજા લોકો પાસેથી સો વાર સાંભળવા કરતાં હકીકત ફક્ત એક જ વાર નજરે જોઈ લેવી ચોક્કસ બહેતર ગણાય. પરંતુ લેખકે તો સત્યને સઘળી દિશાએથી જાણી લેવું જોઈએ, નજરે જોયું હોય તેમાંથી અને સાંભળ્યું હોય તેમાંથી, વાંચ્યું હોય તેમાંથી અને ખુદ અનુભવ્યું હોય તેમાંથી.

લેખક માત્ર પોતાની નજર ઉપર જ આધાર કેવી રીતે રાખી શકે? તે જિંદગીને પોતાની નજરે નીરખે છે, પરંતુ સંગીત સાંભળે છે અને દેશના ઈતિહાસ વિશે વાંચે છે. હકીકતમાં કેટલાક લેખકો પોતાની નજર અથવા કાનને નહિ પરંતુ ચીજોને ગંધથી પારખી લેવાની પોતાની શક્તિને પ્રથમ સ્થાન આપે છે.

લેખક માટે દરેક કામ કરી શકે એવા મજબૂત હાથ અને મજબૂત પગ તથા મજબૂત દાંત આવશ્યક છે. પોતે જે કંઈ જોયું હોય, સાંભળ્યું હોય, અથવા વાંચ્યું હોય તેમાંથી જૂઠું અને સાચું, સોનું અને પિત્તળ, તથા અનાજ અને કુશકા અલગ તારવવાની શક્તિ એનામાં હોવી જોઈએ. વળી બુદ્ધિપ્રભા અને જ્ઞાન પણ એને માટે આવશ્યક છે. બુદ્ધિપ્રભા અને જ્ઞાન વગર માણસ નજરે જોયેલું પણ સાચું ન માની શકે.

કેટલાક અબુધ પહાડવાસીઓએ સોના વિશે ઘણી ઘણી વાતો સાંભળેલી પણ સોનું નજરે કદી જોયેલું નહિ. એક દિવસ એમને એક વજનદાર સંદૂક મળી ગઈ. એમણે માની લીધું કે સંદૂક "વજનદાર છે એટલે જરૂર સોનાની બનેલી હશે." તેઓ સંદૂક ખાતર માંહોમાંહે લડવા લાગ્યા અને એકબીજાને હાથે માર્યા ગયા. પણ સંદૂક તો હકીકતમાં ત્રાંબાની બનેલી હતી.

પ્રતિભા આગ જેવી હોય છે. પણ કોઈ બેવકૂફ ઈન્સાનના હાથમાં આવી ગયેલી આગ આસપાસનું બધું બાળી નાખે. કેવળ બુદ્ધિપ્રભા જ તેને ખરું માર્ગદર્શન આપી શકે. કાબેલ ઘોડેસવાર વીફરેલા ઘોડાને જેવી રીતે કાબૂમાં લાવી શકે, એવી જ રીતે બુદ્ધિપ્રભા તો સૌંદર્યને પણ વશ કરી શકે.

એક વાર બે પહાડવાસીઓને પૂછવામાં આવ્યું : શું પસંદ કરશો — જુવાનીનો રૂપ નીતરતો ચહેરો કે વૃદ્ધાવસ્થાનું શાણપણ ?

બેમાંથી મૂરખ આદમીએ રૂપાળો ચહેરો પસંદ કર્યો એટલે એ તો મૂરખ જ રહી ગયો. રૂપાળા બેવકૂફની બૈરી એને પડતો મૂકીને ભાગી ગઈ. ચતુર આદમીએ શાણપણ પસંદ કર્યું અને પોતાની બૈરીને જાળવી રાખી શક્યો. પરીકથામાં પણ એમ જ બને છે— શાણપણ પસંદ કરનારો નાયક રૂપાળી નાયિકાને જળઘોડા પર બેસાડવામાં કામયાબ થાય છે. ત્રણ ભાઈઓ, ત્રણ માર્ગ, અને ત્રણ શાણી સલાહની પણ એક વાર્તા છે— સલાહ માની લેનારો ભાઈ સહીસલામત વતન પાછો ફરે છે, પણ સલાહની અવગણના કરનારા ભાઈઓ પરદેશમાં જ જાન ગુમાવી બેસે છે.

સોનેરી માછલી, મને પ્રતિભા દે, એનો ઉપયોગ કરવાની સૂઝ દે, જુવાનીનું નેક અને ભાવભર્યું હૈયું દે, વૃદ્ધાવસ્થાનું ગંભીર શાણપણ દે! મને સાચો પંથ અપનાવવામાં મદદ કર!

પંથ ભલે ખડકાળ ને જોખમી હોય, ભલે એમાં સીધું ચઢાણ હોય, પણ સાપ જેવો વાંકોચૂકો માર્ગ મને નથી જોઈતો. "સાપ

વાંકાચૂકા કેમ હોય છે?" પહાડી લોકો એવો સવાલ પૂછીને ખુદ જવાબ આપે: "કારણ કે સાપને હંમેશાં જેમાં ચાલવું પડે છે એ ભોંણ ને ચિરાડા વાંકાચૂકા હોય છે." પણ હું કંઈ સાપ નથી, ઈન્સાન છું. મને તો ઊંચાં સ્થળો, ચોખ્ખી હવા, અને સીધા માર્ગો પસંદ છે.

રોગ અને ભયથી મારું રક્ષણ કરજે, ભાર જેવી ખ્યાતિ અને ચંચળ વિચારોથી મને બચાવજે!

મને ઉલ્લાસના અતિરેકથી બચાવજે કારણ કે સારી બાબત ઉલ્લાસી માણસની નજરમાં સો ગણી બહેતર બની જાય!

મને અતિશય ગંભીરતાથી પણ બચાવજે કારણ કે અતિશય ગંભીર માણસને ખરાબ બાબત સો ગણી બદતર લાગે.

મને સત્ય વિશે એવી લાગણી આપ કે વાંકું હોય તેને હું વાંકું કહું, અને સીધું હોય તેને હું સીધું કહું.

> આ જગત ખતરનાક છે, એની નથી કંઈ વ્યવસ્થા;
> એક શાયર એમ બોલી, જગતને છોડી ગયા.
> આ ખૂબસૂરત છે જગત, એ ખૂબ પ્યારું લાગતું;
> એમ બોલ્યા કવિ બીજા, અને જીવનને છોડી દીધું.
>
> ત્રીજાએ ફેંકી દીધેલી, મરણ આધીન ત્જિંદગી;
> મેળવેલી મહાકીર્તિ, મોત શકે નવ છીનવી,
> ઈષ્ટને એ ઈષ્ટ કહેતા, અનિષ્ટને અનિષ્ટ એ,
> જે રહે છે ઈમાની, છે ખરેખર શૂરવીર એ.

એક પહાડવાસીએ પોતાની ગાયને બીજાં ઢોરથી જુદી પાડવા એને કાને કડીઓ લટકાવી. એક બીજા પહાડવાસીએ પોતાના ઘોડાને પાડોશીઓના ઘોડાથી જુદો પાડવા એને ગળે ઘંટડીઓનો પટ્ટો બાંધ્યો. પરંતુ પોતાના ઘોડાને અંધારી રાતે દૂરથી ઓળખી



ન કાઢે એવો જિગિત નમાલો ગણાય.

આ છે મારું પુસ્તક. હું એને કડીઓના, ઘંટડીઓના, કે બીજા કોઈ શણગાર નથી સજાવવા માગતો. હું એને મારાં કે અન્ય લેખકોનાં બીજાં પુસ્તકો જોડે ગોટાળે નહિ ચડી જવા દઉં. મને આશા છે કે મારા વાચકો પણ એવો ગોટાળો નહિ કરે. હું આશા રાખું છું કે આ પુસ્તક વાંચનારો કોઈ પણ ઈન્સાન જરાય અચકાયા વગર કહી શકશે (પૂઠું ફાટી ગયું હોય તોપણ) કે આ તો ત્સાદા આઉલના હમઝાતના પુત્ર રસૂલનું પુસ્તક છે.

કહેવાય છે કે ખડક કેટલો ઊંચો છે એવો સવાલ હિંમત કદી ન પૂછે.



## આશંકાઓ

મારી કિતાબની લકીરો, સૂચવે રસ્તા ઘણા;
તે થકી હું બનું, કાયર કે પછી વીર કાં;
મન મારું મોહતા જે, તે પર્વતો પર ચઢું છું;
અથવા શિખર ઉંચા પરેથી, ગબડતો હું પડું છું.

મારી કિતાબો વિજય છે, જે ખૂન રેડી મેળવ્યો;
શિખર બનાવ્યું લક્ષ્ય તો, શું થશે એ કહી શકો?
કારણ વગર તમે ગર્દમાં, કાદવ થકી ખરડાયેલા,
વિકલ્પે અથવા તમે, કીર્તિ શિખર પર રાચતા!

દાઘેસ્તાનમાં અનેક બોલીઓ અને અનેક રંગો છે. તેની પ્રજાઓએ અનેક રિવાજો જાળવી રાખ્યા છે. એવો એક રિવાજ મને તાત લેખક હિઝ્રગિલ આવશાલુમાવ પાસેથી જાણવા મળ્યો.

પહાડી વિસ્તારમાં પતિપત્નીને કોઈ સંતાન ન હોય તો પતિ કમ્મરે ઊનનો પટ્ટો બાંધી રાખે, જેથી અલ્લા તેને બીજા પહાડવાસીઓથી જુદો તારવી શકે. અને પહાડવાસી આવી બંદગી પણ કરે:

"અલ્લાતાલા, તારા ગરીબ બંદા ઉપર રહેમ કરીને મને એક દીકરો દે!"

જેની બીબીની કૂખે માત્ર દીકરીઓ જ પેદા થઈ હોય, અને



જેનાં બાળકો વામણાં, આંધળાં, બહેરાં, મૂંગાં, લંગડાં, ખૂંધાળાં કે બીજી કોઈ ખોડવાળાં, અથવા મંદબુદ્ધિ હોય તે એવો ઊનનો પટ્ટો બાંધી રાખે. પહાડવાસીઓ પટ્ટો બાંધીને એવી આશા રાખે કે અલ્લા રહેમ કરીને જોરાવર ને તંદુરસ્ત દીકરા આપશે, અને દીકરા મોટા થઈને બહાદુર જિગિતો બનશે.

મારા મનમાં આશંકાઓ ઊઠે છે: આગલું બાળક તંદુરસ્ત તનમન લઈને જન્મે એવી આશાએ તાત આદમીઓ બાંધી રાખે છે એવો ચમત્કારી પટ્ટો હુંયે બાંધી રાખું? મારું નવું પુસ્તક દીકરો હશે? મજાનો જિગિત બનશે? કે પછી એ ખૂંધાળું ને વળી ઉપરથી બહેરુંમૂંગું બાળક હશે?

પ્રત્યેક માતાને પોતાનું બાળક રૂપાળું લાગે, એને બાળકની ખોડખાંપણ નજરે પડતી હોય છતાં ન દેખાય. આશા રાખું છું કે મારી અને મારા પુસ્તકની બાબતમાં એમ નહિ બને.

મને બીક લાગે છે. મારા હાથમાં કલમ ધ્રૂજી રહી છે. મારા મનમાં આશંકાઓ ઊભરાય છે. હું બિલાડીને ગરુડ માનીને તો નિશાન નથી તાકી રહ્યો ને? હું ઘોડાને બદલે ગધેડો પલાણવાની કોશિશ તો નથી કરી રહ્યો ને? આખીલચીના આદમીઓની જેમ, છતની પહોળાઈના માપની પણ લંબાઈમાં ટૂંકી વળીઓ આડીઊભી ગોઠવવાની કોશિશ તો હું નથી કરી રહ્યો ને? હારિકોલોનના અમુક આદમીની જેમ હું ઘરમાં સગડી પાસે બેઠો બેઠો એવી કલ્પનામાં તો નથી રાચી રહ્યો ને કે આન્દનો કિલ્લો સર કરી રહ્યો હોઉં?

મારા પુસ્તકનો અંત નજીક આવતો જાય છે તેમ તેમ મને એવા ખાટકી જેવું લાગે છે કે જે કતલ કરેલા ઘેટાને કાપવા લાગે, અને છેક પૂંછડી સુધી પહોંચી જાય, ત્યાં એની છરી ભાંગી જાય. હું છેવટ સુધી પહોંચી શકીશ ખરો? પરિણામ કેવું હશે? હું મહાસાગરને

તળિયેથી જે કલુ માછલી લઈને ઉપર આવી રહ્યો છું તે ખાલી હશે કે તેની અંદર સુંદર મોતી હશે?

ઝંઝાવાતમાં ઝાડની ડાળી તૂટી જાય કે પછી કદાચ થડમાં પણ ચીરો પડી જાય, પરંતુ વસંત આવે ત્યારે મૂળિયાંમાંથી નવા ફણગા ફૂટે અને નવું ઝાડ ઊગવા લાગે. પણ ઝાડ ફૂગને કારણે ભીતરથી ખવાઈ જવા લાગ્યું હોય અને ફૂગ છેક મૂળિયાં સુધી પહોંચી ગઈ હોય તો એ ઝાડ કોઈ રીતે બચે નહિ. ઇન્સાનની બાબતમાં પણ એમ જ બને છે. બહારનો જખમ રુઝાઈ જાય અને તૂટેલું હાડકું પણ ઠીક થઈ જાય, પરંતુ કાયાની અંદર ઊંડે ઘર કરી ગયેલો રોગ પાંગરવા લાગે ત્યારે તેનું પરિણામ ચોક્કસ મોતમાં જ આવે. મારું પુસ્તક નીરોગી છે ખરું? એનાં મૂળિયાં મજબૂત અને લીલાં છે ખરાં?

મારું પુસ્તક તો જુવાન થઈ ગયેલા દીકરા જેવું છે. હવે સાફલ્યા એને નાનું પડે છે. એને માટે મોટા આદમીઓની દુનિયામાં જવાનો વખત થઈ ગયો છે. માર્ગમાં એને શું મળશે — અપમાન કે દોસ્તી? એને રાતે ઉતારો ને ખોરાક મળશે કે પછી બારણેથી જ હાંકી કાઢવામાં આવશે? તેનો આધાર હવે મારી ઉપર નથી રહ્યો.

તેં કવિતા પૂરી કરી, જાજમ મજાની બની ગઈ;
ઉતાવળથી ભાઈ તું, શેખી કદી કરતો નહિ,
ખૂણિયા કર મુલાયમ, ને નિરીક્ષણ કર ભાતનું,
એ કસબના ઓજારનો, કર બરાબર ઉપયોગ તું.

કાવ્ય તારું થયું પૂરું, ખેડાઈ ગયું તારું ખેતર;
પણ કાલના કામ ઉપરે, એક ફેરવી લેજે નજર,
ચાસ સઘળા એક વારે, તું બરાબર તપાસજે,
વગર ચાસે હળ ન હાલ્યું હોય એ તું ચકાસજે.



મારું પુસ્તક તો જાણે વણાઈ ચૂકેલો ગાલીચો પહેલી વાર આખો જોઈ લેવા માટે પાથરવામાં આવ્યો હોય એવું છે. મને ઘણે ઠેકાણે ખંડિત રેખાઓ અને ખામીવાળી ભાતો દેખાય છે, ક્યાંક ક્યાંક આકૃતિ વાંકીચૂકી છે અથવા સ્પષ્ટ નથી. પરંતુ હવે એનો કોઈ જ ઉપાય નથી, ગાલીચો તો વણાઈ ગયો છે. સાવ નાની ખામી સુધારવી હોય તોપણ આખો ગાલીચો ઉખેળી નાખવો પડે.

મારું પુસ્તક તો જાણે લાંબી અને મુશ્કેલ સફર પછી ગામે પાછો ફરતો હોઉં એવું છે. હું બે વરસથી સફર ખેડતો રહ્યો છું. ગામવાસીઓને — પાડોશીઓ ને દોસ્તોને, જુવાનો ને વૃદ્ધોને — મારા કશા સમાચાર બે વરસથી નથી મળ્યા. હું પાદરમાં પહેલા સાફલ્યા પાસે ઘોડા પરથી ઊતરીને એને લગામ વડે ધીરે ધીરે દોરતો ચાલવા લાગું છું. હું સફરે નીકળ્યો ત્યારે મારો પંથ ઉજાળવા માએ બારીએ મૂકેલા દીવાને હવે ઓલવી શકાય એમ છે. હું પાછો ઘેર પહોંચી ગયો છું. દોસ્તો ને સ્વજનો! હું બે વરસ રખડીને પાછો આવ્યો છું. મારો ઘોડો પણ બે વરસ વધારે મોટો થયો છે. મારા થોડાક વાળ સફેદ થઈ ગયા છે. લગામ ઝાલીને ઘોડાને ધીરે ધીરે દોરતો હું ગામની ઊભી શેરીએ આગળ ચાલતો જાઉં છું અને જે મળે તે સૌને કહું છું:

"સલામ આલેકુમ!"

"વાલેકુમ સલામ, હમઝાતના બેટા રસૂલ! સફર કેવી ગુજરી? બહુ થાક તો નથી લાગ્યો ને? સફરમાંથી શું શું ભેગું લઈ આવ્યો છે? પલાણથેલામાં ખીચોખીચ ભરેલું બધું શું છે?"

મને કહેવાનું મન થાય છે કે એક નવું પુસ્તક લાવ્યો છું. પરંતુ પુસ્તક કંઈ એવી ચીજ નથી કે સીધી ગામવાસીઓના અથવા બીજા કોઈના હાથમાં આપી શકાય. પહેલાં એને પ્રકાશક પાસે મોકલવું પડે. પ્રકાશક જ નક્કી કરી શકે કે એનું શું કરવું.

**પ્રકાશકે** હસ્તપ્રત મારી પાસેથી લઈને હાથમાં તોળી જોઈ, આમ તેમ ફેરવી, પહેલા પાના ઉપર નજર નાખી, એકોતેરમા પાના ઉપર નજર નાખી, છેલ્લું પાનું જોયું, અને પછી સંભાળીને બાજુ પર મૂકી.

"તમારું પુસ્તક કદાચ સારું હશે, પણ ચાલુ વરસની તેમ જ આવતા વરસની પ્રકાશનની યોજનાઓ ક્યારની ઘડાઈ ગઈ છે અને બહાલ પણ થઈ ચૂકી છે. તમારું પુસ્તક યોજનામાં સામેલ નથી."

"મારી યોજનામાં પણ નહોતું. અચાનક જ આવી પડ્યું છે. હવે એનું શું કરવું?"

"લેખકની અરજી પેશ કરો. અમે ચર્ચાવિચારણા કરીને નક્કી કરીશું. સંપાદકોની યોજનામાં સામેલ કરી શકીએ. બરાબર એક વરસ પછી ફરી આવજો અથવા ફોન કરજો."

**અબૂતાલિબે પ્રકાશનગૃહને લખેલો પત્ર.**

"પ્રિય દાઘેસ્તાન પ્રકાશનગૃહ, આ પત્ર હું આપનો લોક-કવિ અબૂતાલિબ, દાઘેસ્તાનની સર્વોચ્ચ સોવિયેતના અધ્યક્ષમંડળનો સભ્ય, અને વિશિષ્ટ પેન્શન પ્રાપ્ત કરનાર લેખક લખી રહ્યો છું. આ વરસે મને પંચાશી વરસ પૂરાં થઈ જશે. હું જાણું છું કે હું માંદો પડું અથવા મરી જાઉં તો-આપ મારાં કાવ્યોનો સંગ્રહ બે ગ્રંથોમાં પ્રકાશિત કરવાનો નિર્ણય લેશો . મારા મોત પછી બે ગ્રંથ પ્રકાશિત કરવાને બદલે, હજી હું જીવતો છું ત્યારે મારું એક પુસ્તક પ્રકાશિત કરવાનું શક્ય નથી? આપનો, અબૂતાલિબ."

આ અરજી તો સદ્ભાવે અને મૈત્રીભાવે લખાયેલી હતી. પણ ભાતભાતની અરજીઓ હોય છે—ફરિયાદોથી ભરેલી, કડવાઓ વરસાવતી, અથવા આપવખાણથી છલકાતી. ખુશામત કરતી,



વેદનાના ચિત્કાર કરતી, અથવા ગુસ્સાના બરાડા પાડતી અરજીઓ પણ હોય છે.

પ્રકાશકને સંબોધિત નહિ પરંતુ એને વગોવતી અને ઊંચા પદવીધરોને સંબોધિત અરજીઓ એથીયે બદતર હોય છે. પ્રકાશકોને પણ થોડીક હમદર્દી તો મળવી જોઈએ. એક જ માણસ બેસી શકે એવી ખુરશીમાં ચારપાંચ માણસોને ન બેસાડી શકાય. એમાં માત્ર બે માણસ થોડા વખત પૂરતા જ બેસે તોપણ બેમાંથી એકેયને ચેન ન જ પડે. એક કહેવાનો કે "અહમેતનું પુસ્તક કેમ પ્રકાશિત કરો છો? મારું કેમ નહિ ? હું શું એનાથી ઊતરતો છું?" અને બીજો બરાડો પાડવાનો કે "તમે વરસો દરમિયાન પ્રકાશિત કરેલા કોઈ પણ પુસ્તક કરતાં મારું પુસ્તક બહેતર છે. તમે એને વળી પાછું યોજનામાંથી બકાત કેમ રાખ્યું છે?"

પ્રકાશકો જોડે આથડી પડવાનો મારો મુદ્દલ ઈરાદો નથી. હું વાટ જોવા તૈયાર છું. મને ખબર છે કે પ્રકાશકો પાસે કાગળનો પૂરતો જથ્થો કદી નથી હોતો. પણ બધો કાગળ જાય છે ક્યાં? લેખકો એનો બગાડ કરે છે, અને એવા લેખકોમાં હું પણ સામેલ છું. તો પછી પ્રકાશક જોડે ઝઘડવાનો મને શો અધિકાર? હા, એમ પણ બને ખરું કે કોઈ લેખક કાગળનાં રીમ બગાડવાને બદલે એવો ચમત્કાર પેદા કરે કે જે લેખક અને પ્રકાશકની જિંદગી કરતાં વધારે લાંબા કાળ પર્યંત જીવંત રહે. અરે, મારા દિલમાં કેવી તીવ્ર ઝંખના જાગે છે કે હું કાગળનો એક એવો કકડો પાછળ મૂકતો જાઉં કે જેની ઉપર અંકિત શબ્દો પૃષ્ઠને પાછું કાગળના મૂળ જનક હરિયાળા વૃક્ષમાં પલટાવી નાખે, એ શબ્દો અમૃતની જેમ વૃક્ષને ફરી સજીવન કરી દે.

ના, પ્રકાશક જોડે ઝઘડવાનો મારો મુદ્દલ ઈરાદો નથી. હું તો સુજનતાથી મૈત્રીભાવે કેવળ ઈશારો જ કરું છું:

"આપ મારી અને મારા ગામવાસીઓની વચ્ચે ખડા છો, મારી

અને મોસ્કો તથા અન્ય શહેરોના મારા વાચકોની વચ્ચે ખડા છો. આપ તો અમારી વચ્ચે સેતુ અને કડી જેવા ન ગણાઓ? હું આપને વીનવું છું કે મારું ને મારા વાચકોનું મિલન થવા દો, અમને મૈત્રીભાવે હાથ મિલાવવા દો. હું આપને વીનવું છું..."

પ્રકાશક મારી અરજ માની લે છે અને મને તરત જ સંપાદકના હાથમાં સુપરત કરી દે છે.

**સંપાદક**

એને બારણે પાટિયું મારેલું છે: "લખાણ ટૂંકાવી નાખો!"

પ્રકાશકે મને કહેલું કે "એક વરસ પછી આવજો." સંપાદકે અવધિ ટૂંકાવીને ત્રણ અઠવાડિયાંની કરી નાખી. ખોટું ન કહેવાય — મને ત્રણ કહાણી ઉમેરવાનો વખત મળી ગયો.

**એક સંપાદકને કેવી રીતે બારીમાંથી બહાર ફગાવી દેવામાં આવેલો.** એક અવાર કવિએ કોઈ અખબારના નૂતન વર્ષના અંક માટે થોડાંક કાવ્યો સંપાદકને પેશ કર્યાં. કાવ્યો સારાં હતાં અને અખબારમાં પ્રકાશિત થઈ ગયાં.

નસીબદાર કવિના મિત્રો એને ઘેર ભેગા થયા. કવિ ફતેહના ભાવે અખબાર ખોલીને પોતાનાં કાવ્યો મહેમાનોને વાંચી સંભળાવવા લાગ્યો. અચાનક એનો ચહેરો ધોળો પૂણી જેવો થઈ ગયો. એણે ડાબો હાથ છાતીએ અડાડયો, જાણે કેમ એનું દિલ તીરથી વીંધાઈ ગયું હોય. અખબાર એના હાથમાંથી નીચે સરી પડયું. મિત્રો એકદમ એની પાસે દોડી ગયા. કોઈએ એને ટેકો આપ્યો અને કોઈ પાણી લઈ આવ્યું. કવિ પાછો સ્વસ્થ થયો ત્યારે જ સૌને ખબર પડી કે એને આઘાત શાનો લાગેલો. એનાં કાવ્યોમાંથી ચાર પંક્તિઓ ગાયબ થઈ ગયેલી. કવિ એકદમ અખબારની કચેરીમાં પહોંચી ગયો.

"તમારા અખબારના વિશાળ ચરાણમાં મેં ચરવા મૂકેલાં ઘેટાંમાંથી



ચાર બહેતરીન ઘેટાંનાં ગળાં કોણે કાપી નાખ્યાં? મારાં કાવ્યોમાંથી ચાર પંક્તિઓ કોણે ઉડાવી દીધી?"

"મેં... એથી શું થયું?" જાણે સંપાદકના પેટનું પાણીયે ન હાલ્યું.

"હિંમત કેવી રીતે થઈ?"

"થોડુંક તાકીદનું લખાણ આવી ગયું એટલે અમને જગ્યાની જરૂર પડી."

"તું કવિનાં કાવ્યોમાંથી એની રજા વગર પંક્તિઓ ઉડાવી દઈ શકે તો હું પણ તને બારીમાંથી બહાર ફગાવી દઈ શકું."

કવિની રગોમાં પહાડવાસીઓનું ગરમ લોહી વહેતું હતું. એણે એક હાથે સંપાદકની ગળચી અને બીજા હાથે એના ટાંટિયા પકડીને એને બારીમાંથી બહાર ફગાવી દીધો. સારા નસીબે અખબારની કચેરી પહેલે માળે હતી અને બારીની નીચે ફૂલોની નરમ ક્યારી હતી. કેસ ચાલ્યો ત્યારે કવિએ કહ્યું:

"આંખને બદલે આંખ! દાંતને બદલે દાંત! એણે મારું 'સંપાદન' કર્યું તો મેં એનું 'સંપાદન' કરી નાખ્યું!"

હું જાણું છું કે એ જ સંપાદક હજી કાવ્યોમાં કાપકૂપ કરે છે (નહિતર એ કદાચ સંપાદક રહે જ નહિ), પણ હવે એ પહેલાં લેખકની પરવાનગી મેળવી લે છે.

**મારી નોટબુકમાંથી:** બાપુએ બે નાટકો લખ્યાં — 'મોચી' અને 'કોદોલાવની શાદી'. બન્ને નાટક ફરતાં ફરતાં નાટકશાળામાંથી સંસ્કૃતિ વિભાગમાં અને પછી દાઘેસ્તાનની કલા સમિતિમાં પહોંચ્યાં. બાપુને પાકી ખબર હતી કે નાટક ત્યાં સુધી પહોંચીને આગળ ક્યાંય નથી ગયાં. પણ સમિતિના કાર્યાલયમાં કોઈને ખબર નહોતી કે નાટક ક્યાં છે.

પહાડોમાં ચરવા છૂટાં મૂકેલાં ઘેટાંને ગોતવા ભરવાડ જેમ ગમે

એવા હવામાનમાં અને રાતના ગમે એવા ટાણે નીકળી પડે, એવી જ રીતે બાપુ પોતાનાં નાટકની તલાશમાં નીકળી પડયા.

સમિતિના કાર્યાલયમાં કેવળ નાટકો સંબંધી કામ સંભાળતા આદમી પાસે બાપુ ગયા. એ પણ સંપાદક હતો. બાપુ સંપાદકની જોડે આખો એક કલાક વાતચીત કરતા રહ્યા. પછી અચાનક બાપુના ધ્યાનમાં આવ્યું કે હવામાન, ચરાણો, ઘેટાં, ઘોડા, અને ગાયોની વાત ચાલે ત્યાં સુધી તો બન્ને જણ એકબીજાની વાત સમજી લેતા, પણ સાહિત્ય અને નાટકની વાત આવે ત્યારે બીજા આદમીનો એક શબ્દ પણ બાપુને ન સમજાતો. પણ એથી સંપાદકના ઉત્સાહમાં કશો ફેર ન પડતો. એ તો નાટ્યલેખન અંગે ભાષણ ચાલુ રાખતો અને સારું નાટક લખવા સંબંધી અંતહીન સલાહો બાપુને આપતો રહેતો. આખરે બાપુની ધીરજ ખૂટી ગઈ એટલે એમણે સંપાદકને સીધા સવાલ પૂછયા કે તમારો વ્યવસાય શો છે, તમે કેવી તાલીમ લીધી છે, અને કલા સમિતિના સ્ટાફમાં જોડાતા પહેલાં તમે ક્યાં કામ કર્યું છે.

"હું કોલેજનો ગ્રેજ્યુએટ છું," સંપાદકના જવાબમાં અભિમાનનો રણકાર હતો. "મારો ખાસ વિષય પશુચિકિત્સા છે. અહીંયાં મને નવી કામગીરી સોંપવામાં આવી છે."

"મારાં નાટકો શું માંદી ગાયો છે? કવિઓ કદી પશુચિકિત્સકોને સલાહ આપે? ના. તો પછી કોઈ પણ આદમી મન થાય તો કવિને સલાહ આપવાનું કેમ શરૂ કરી દે છે?"

ખુદા રહેમ કરે અને મારું પુસ્તક એવા સંપાદકના હાથમાં ન પડે કે જે પહેલાં પશુચિકિત્સક રહ્યો હોય અને સાહિત્ય વિશે કશું જ ન જાણતો હોય.

**અબૂતાલિબ અને સંપાદક.** લડાઈના મેદાનમાં ઢળી પડેલા લડવૈયાનાં અંગોમાં કાગડો જેવી રીતે ચાંચ મારે એવી જ વલે સંપાદકે



અબૂતાલિબની હસ્તપ્રતની કરી હતી. પ્રૂફ અબૂતાલિબના હાથમાં પહોંચ્યાં ત્યારે તેનાં અંગો છેદાઈ ગયેલાં હતાં. અબૂતાલિબ તેની ઉપર નજર માંડીને બેઠા, પણ એમને પોતાની જ નજર ઉપર વિશ્વાસ ન બેઠો.

"મારા હરિયાળા બગીચાને ઘોડાઓએ ખૂંદી નાખ્યો છે. જ્યાં ફૂલ હતાં ત્યાં હવે કાદવ છે. નિશાળમાં ભણતો છોકરો લેખનમાં થોડીક ભૂલો કરે તો શિક્ષક સુધારી આપે. પણ મારી જિંદગીમાં ખોટું ને ખરું શું છે એ જાણનારો આ શિક્ષક કોણ છે?"

સંપાદકે કરેલા ફેરફાર ધ્યાનથી તપાસી જોતાં અબૂતાલિબ બોલી ઊઠયા:

"અરે, આમાં તો સંપાદકનું આઉલ સાફ દેખાય છે. એનો ઇરાદો છે કે મારું પુસ્તક એના જ ગામની બોલી બોલે. આપણે ત્યાં બોલીઓ ઘણી છે પણ ભાષા અને પ્રજા એક જ છે. દરેક સંપાદક પોતાના આઉલની દિશામાં ખેંચવા લાગે તો આપણી કવિતાની બિરાદરી આપણે કદી નહિ રચી શકીએ."

એટલે હું સંપાદકને કહું છું: યાદ રાખજો કે તમારા ગામ ઉપરાંત જગતમાં બીજાં ગામો અને લોકો પણ છે. પાયાની દૃષ્ટિએ જોતાં, તમારી ને મારી વચ્ચે કશો ઝઘડો નથી. તમારાં સૂચનો મદદરૂપ હશે તો હું માની લઈશ. પણ આટલું યાદ રાખજો—મારાં ગીતો પ્રત્યે મારી આસક્તિ પેઢી દર પેઢીની દુશ્મનાવટ જેટલી જ પ્રબળ છે. મારી બાબતમાં આવી લાગણી નવી નથી. હું નાનો હતો ત્યારે પણ મારા એક કાવ્યની શરૂઆત મેં આવી પંક્તિઓ વડે કરેલી:

છાતી મહીં સંઘરીને, મીઠા વેરની જેમ,
સહ્યાં લૂંફને ઠંડક હતાં પંક્તિઓમાં તેમ,
ગીત મારું પ્યારની, પ્રતિજ્ઞા સમ છે ખરું;
અભિમાની શિકારી આંખો થકી રક્ષણ કરું.

મેં કરી છે હિફાજત, નવજાત એ બાળક તણી,
મેં સમજ રાખી જ છે, અસ્પષ્ટ એની ચીસની,
ઘડિયાલી જેમ જોડે, ચક્રના દાતાઓને,
એમ કરતો કવિતા ઝણકાર જોડી પ્રાસને.

ગીત ને ભાષા તણા ખજાના હું ખોલતો,
એક લીટી કારણે બહુમૂલ હીરા શોધતો,
મયખાનાની સુરંગે મીજમાન માટે આપણે,
કરીએ શરાબ પસંદ મજાનો, રીઝવવા મહેમાનને.

રાત કેરા સમયમાં, મારી શોધ હું ચાલુ કરું,
રંગ સુરખી લાવવા, છોડું અને જોડ્યા કરું,
ઓરત દાઘેસ્તાનની, ગાલીચા જે ગૂંથતી,
રંગીન સૂતર જેમ તે, ચકાસીને મૂલવતી.

બીજા ભલે ગાતા હશે, વધારે ચાતુર્યથી;
હું પણ કરું કોશિશ પૂરી, કરામત કરવા મથી,
પરંતુ હું ના કહું કે મળી છે મંઝિલ મને,
કેમ થાયે વાત એવી, મને ના કરવી ઘટે.

ભલે મારી કવિતા બદતર બધાથી હું કરું,
શબ્દ રચનાની મહીં, આ જિંદગીને હું ધરું,
મુજ કાવ્ય-પાંખો ઉપરે, જાણે પરિન્દાંની પાંખ જેમ;
શા કારણે તંત્રી તમે, કાપકૂપી કરો તેમ.

તાત બીજાં બાળકોના, ના સાચવે મુજ બાળને,
તો રહેવા દો હવે તમે, એ બાપડાંની વાતને.
અમારાં સંતાનમાં, કહો શી છે ખામીઓ,
પોતે જ મરડીશ કાન હું, હશે એના વાંક જો.



એ દિવસોમાં મેં પણ એક નાટક લખેલું. એનું નામ હતું 'પહાડી તરુણી'. દાઘેસ્તાનનાં કેટલાંય નાટ્યગૃહોમાં એ ભજવવામાં આવ્યું હતું. એના કેવા હાલ થયેલા તે જાણવા જેવું છે.

મારા નાટકના અંતમાં નાયક નાયિકાને મારી નાખે છે. મારી પહાડી તરુણીની બાબતમાં મેં બેહદ દિલગીરી અનુભવી હતી. હત્યાનું દૃશ્ય લખતી વેળા મારે હૈયેથી લોહી ટપક્યું હતું અને મારા હાથ કંપી ઊઠ્યા હતા. પણ છૂટકો જ નહોતો, બીજો કશો અંજામ શક્ય જ નહોતો. ઘટનાઓ એવી રીતે બનેલી કે બાઈને મરવું જ પડે એમ હતું. અવાર નાટ્યગૃહમાં નાટક એવા રૂપમાં જ ભજવાયું. પ્રેક્ષકો મારા કરતાં પણ વધારે દિલગીર બની જતા અને નાયિકાની દયા ખાતા, પરંતુ ભેગું એ પણ સમજતા કે બીજો કશો અંજામ શક્ય જ નથી.

દાર્ધિન નાટ્યગૃહમાં એમાં થોડાક ફેરફાર કરવામાં આવ્યા. તરુણીને મારી નાખવાને બદલે એના ચોટલા કાપી નાખવામાં આવ્યા. બેશક, એ તો ભયંકર નામોશીની વાત ગણાય. પહાડી તરુણીના ચોટલા કાપી નાખવામાં આવે ત્યારે એની દશા કદાચ મોતથી પણ બદતર બની જાય. છતાં, એને મોત તો ન જ કહેવાય.

કુમીક નાટ્યગૃહમાં ન તો એની હત્યા કરવામાં આવી કે ન એના ચોટલા કાપવામાં આવ્યા. તેને બદલે, એની આંખો ફોડી નાખવામાં આવી. એ પણ ભયંકર દશા જ કહેવાય, કદાચ મોત કરતાં અને ચોટલા કાપી નાખવા કરતાંયે બદતર. પણ મારી પહાડી તરુણી જીવતી રહી અને એના ચોટલા સલામત રહ્યા. કુમીક નાટ્યગૃહના સંચાલકોને એવો અંજામ પસંદ આવ્યો.

ચેચેન નાટ્યગૃહવાળાઓએ સાદો ઉપાય ગોતી કાઢ્યો: "શા સારુ એને મારી નાખવી, કે એના ચોટલા કાપી નાખવા, કે એની આંખો ફોડી નાખવી? ભલે એમ ને એમ જીવે!"

દરેક દિગ્દર્શકે મારા નાટકને એની આગવી રીતે નવો ઘાટ આપ્યો. એકેયને ખ્યાલ ન રહ્યો કે મારી નાયિકા પ્રત્યે દયા દાખવીને અને એની જિંદગી બચાવીને પોતે નાટકનું ખૂન કરી રહ્યો છે, અને લેખકની વાત જવા દઈએ તોયે, પ્રક્ષકોને ગેરઈનસાફ કરી રહ્યો છે.

**બાપુના ઉદ્ગાર.** એક વાર બાપુનાં કાવ્યોવાળું અખબાર ગામમાં પહોંચ્યું ત્યારે વાંચીને એ બોલી ઊઠેલા: "મારાં કાવ્યો ખાટકીઓના હાથમાં પડી ગયાં લાગે છે. આખી કાયામાં એક પણ અંગ સલામત નથી બચ્યું."

**મહમૂદ...** મહમૂદે ક્યારેય ફરિયાદ નહોતી કરી કારણ કે એનું એકેય પુસ્તક એના જીવનકાળ દરમિયાન પ્રકાશિત નહોતું થયું. એનાં કાવ્યોની કેટલાક સંપાદકોએ કરેલી વલે જો એ આજે જોઈ શકે તો જરૂર ફરી વાર મરી જાય.

પહાડી કેડીનો પંથ આધુનિક મોટરમાં બેસીને ન કાપી શકાય. સંપાદકો તો મરી ગયેલા કવિઓનાં સર્જનોને પણ ક્યારેક સલામત નથી રહેવા દેતા, તો પછી મારી કૃતિમાં ફેરફાર કરતાં હું તેમને કેવી રીતે રોકી શકું?

**પ્રિય સંપાદક,** મેં અહીંયાં લખ્યું છે એ બધું તમારી વ્યક્તિગત બાબતમાં લાગુ ન કરી લેશો. હું જાણું છું કે એક બીજા પ્રકારના સંપાદકો પણ હોય છે. તેઓ શાણા અને માયાળુ સલાહકાર તરીકે લેખકની સમક્ષ આવે છે. હું જાણું છું કે તમે એવા સંપાદક છો. તમારી જોડે કામ કરવામાં તો મઝા આવે છે. ખાતરી રાખજો કે મારી હસ્તપ્રતના હાંસિયામાં તમારી બહાલી વ્યક્ત કરવા તમે અંકિત કરેલા કોઈ પણ ઉદ્ગારચિહ્નની અથવા તમારા એક પણ પ્રશ્નાર્થ ચિહ્નની હું અવગણના નહિ કરું, મારા પુસ્તકને બહેતર બનાવવાને ઈરાદે કોઈ પંક્તિ કે કોઈ શબ્દમાં ફેરફાર કરવાની તમારી ઇચ્છા વ્યક્ત કરતા પ્રત્યેક નિશાનની ઉપર હું પૂરું ધ્યાન આપીશ.



મારા પુસ્તકમાં પરસ્પર ન સંકળાયેલી અને હલતા દાંત જેવી ઢીલી પંક્તિઓ ઘણું કરીને હશે જ. વળી તેમાં ઘણુંબધું પુનરાવર્તન પણ કદાચ હશે. કમજોર હિસ્સા ખોળી કાઢીને મારું ધ્યાન દોરવા એની નીચે લીટી દોરજો. એક માથું સારું અને દોઢ માથું એથી બહેતર. મને આશા છે કે આપણે બે મળી જઈએ એટલે બે શાણાં માથાં અને ચાર હાથ બની જશે, પછી બધું મોજથી પાર ઊતરશે. કાલે સખત ઝઘડો કરવા કરતાં આજે થોડીક બોલાચાલી કરી લેવી સારી. આખી જિંદગી દુશ્મનાવટ કરવા કરતાં તત્કાળ તકરાર કરી લેવી સારી. પણ સૌથી વધારે ધ્યાન તો મારાં વધારે પડતાં વખાણ ન કરવાનું રાખજો.

એક સસલું ઠેકડો મારીને ટીંબા પર ચડી જતાં ડરતું નહોતું, એ જોઈને એક શિકારીએ સસલાનાં વખાણ કર્યાં. શિકારીનો ઈરાદો સસલાને મારવાનો નહોતો. સસલું ફુલાઈ ગયું અને એણે બીજા એક શિકારીને પોતાની બહાદુરી દેખાડી. પણ એ શિકારી તો અલગ માટીનો બનેલો હતો. અંજામની કલ્પના જરાય મુશ્કેલ નથી.

હું જાણું છું કે બધું ધ્યાનમાં લેતાં આખરે તમારું કામ ખોટના સોદા જેવું છે. વાચક કોઈ પુસ્તક પસંદ કરતી વેળા લેખક અને ચિત્રકારનાં નામ જુએ, સંપાદકનું નામ જોવાની ફિકર કદી ન કરે. હાલત એવી છે.

સામાન્ય રીતે સ્વીકારવામાં આવે છે કે કવિ પોતાના લોકોના નામે બોલે. પરંતુ લાગે છે કે સંપાદક પણ ક્યારેક લોકો વતી બોલતો હોય છે. એક દિવસ હું પ્રેમનું ઊર્મિકાવ્ય લઈને એક સંપાદક પાસે ગયો. એણે કાવ્ય વાંચીને મને પરખાવી દીધું કે પ્રકાશન શક્ય નથી.

"કેમ?"

"કારણ કે લોકો આને વાંચશે જ નહિ. તમારી પત્ની વિશેનું કાવ્ય કોઈ શા સારુ વાંચે?"

એના જવાબમાંથી મને નીચેનું આઠ પંક્તિઓનું કાવ્ય લખવાની પ્રેરણા મળી:

તારી ખાતર કાવ્ય એ, જે હતું મેં લખેલું;
સામયિકે ફરીને, એ કાવ્ય મારું નકાર્યું.
સંપાદકે વિશ્વાસથી, એમ મુજને કહ્યું કે,
વાંચશે નહિ કોઈ એને, તો કાવ્યનું એ શું કરે?

પરંતુ એ કાવ્ય મારું, પરત મુજને ના થયું;
અને એથી મારું મન, ખીજે ખરેખર ભરાયું.
સંપાદકે નિર્ણય કર્યો, એ કાવ્ય ઘરે લઈ જવા,
ઇરાદો મનમાં ધરી, નિજ પત્નીને વંચાવવા.

**બાપુ કહેતા** કે લેખકો ને કવિઓ મોટરગાડી ચલાવનારા જેવા હોય છે, પોતાનું કામ બરાબર જાણતા હોય, સામાન્ય રીતે નિયમોનું પાલન કરે, પણ ક્યારેક ભૂલ કરીને રસ્તાના નિયમોનો ભંગ કરે. એવા કિસ્સાઓમાં સંપાદકો એટલે અવરજવરને લગતા અમલદારો. પછી કંઈક ખ્યાલ આવતાં બાપુએ ઉમેર્યું:

"નથી લાગતું કે મોટર ચલાવનાર એક આદમી દીઠ અવરજવરના ત્રણ અમલદારો વધારે પડતા ગણાય?"

છતાં એવા અમલદારો વગર જ ચલાવી લેવું અશક્ય છે. કેટલાક આદમી ટેબલ ફરતા બેસીને વારાફરતી એકબીજાના નામે જામ પી રહ્યા હતા. એમાં એક મિલિશિયાનો માણસ પણ હતો. તેના નામે જામ પીવાની દરખાસ્ત કરવામાં આવી કે તરત જ સ્થાનિક ઉપભોક્તા સહકારી મંડળનો અધ્યક્ષ પોતાની પ્યાલી પાછી ટેબલ પર મૂકીને બોલી ઊઠયો:



"સામ્યવાદી સમાજમાં મિલિશિયા નહિ હોય. એ તો કાલગ્રસ્ત પ્રથા છે. એના નામે જામ શા સારુ પીવો?"

મિલિશિયાના માણસે તડાક વળતો જવાબ દીધો:

"સામ્યવાદી સમાજમાં મિલિશિયા હશે કે નહિ તેનો આધાર એ વાત ઉપર છે કે એવા સમાજમાં ઉપભોક્તા સહકારી મંડળો હશે કે નહિ."

પ્રિય સંપાદક, મજાક રહેવા દઈને હું તમને જણાવું કે મને કેવી ઘડીઓ સૌથી વધારે ગમે છે. મને તો એવી ઘડીઓ પ્યારી લાગે છે કે જ્યારે આપણે બન્ને, તમે ને હું, કાગળો છવાયેલા ટેબલ ફરતા નહિ પરંતુ લહેજતદાર વાનગીઓ વડે લલચાવતા જમવાના સાધારણ ટેબલ ફરતા બેઠા હોઈએ. તે પહેલાં એવી ઘડીઓ (મારે કહેવું જ જોઈએ કે એ ઘડીઓ પણ મને પ્યારી લાગે છે) વીતી ગઈ હોય કે જે, દરમિયાન તમે મારી હસ્તપ્રતની ઉપર એક વાર "બીબાં ગોઠવવા માટે", પછી "મુદ્રણ માટે", અને છેલ્લે "પ્રકાશન માટે" શબ્દો અંકિત કર્યા હોય. તમે હાથ હલાવો એટલે પુસ્તકનાં બીબાં ગોઠવાઈ જાય, પછી મુદ્રણ થઈ જાય, અને છેલ્લે પુસ્તકની નકલો દુકાનોમાં પહોંચી જાય. જરા વિચાર તો કરો કે તમે કેવા જાદુઈ શબ્દો લખી શકો છો: "પ્રકાશન માટે". ફક્ત એ એક જ સુકૃત્યને કારણે તમારાં તમામ પાપ માફ થઈ જશે. ફક્ત એ એક જ કારણે હું ખાણાંપીણાંની મોજ માણવા તમારી ભેગો બેસીશ. એટલે જલદી એવી સૂચના લખી નાખો, અને હું તમને મારા પુસ્તકની મારા હસ્તાક્ષરવાળી પ્રથમ નકલ ભેટ આપીશ.

ખરું પૂછો તો હું એવા વખતની વાટ જોઈ રહ્યો છું—અને એવો વખત જલદી આવે—કે જ્યારે પૃથ્વીના પટ પરથી તમામ

રહસ્યો ખતમ થઈ જાય. પરંતુ કયો કવિ પોતાનું ખાસ રહસ્ય, કોઈને અગાઉ જાણવા ન મળ્યું હોય એવું રહસ્ય, બીજા લોકોને નથી બતાવતો? નવોઢા નારીના વદનને ઢાંકતા ઘૂંઘટને જેમ કોડીલો કંથ ઊંચો કરે એવી રીતે સ્થળ અને કાળને ઢાંકતા પડદાને હઠાવી દેવા માટે હું, કવિ, આ જગતમાં આવ્યો છું. લગ્નના પ્રસંગે કેવળ વરરાજા જ નવવધૂનો ઘૂંઘટ ઊંચો કરી શકે, ત્યાર પછી જ સૌ લાડીના સુંદર મુખડાને પ્રશંસાથી વધાવી શકે. જીવનની બાબતમાં કેવળ કવિ જ એમ કરી શકે, જેથી લોકો વાસ્તવિકતાને બહેતર સમજે, પ્રશંસાથી વધાવી લે, અને અગાઉ કદી ધ્યાનમાં ન આવેલી બધી બાબતો જોઈને—વિશ્વની સુંદરતા અને માનવીય આત્માની તેજસ્વિતા નીરખીને, ખાસ કરીને જ્યારે તે અનિષ્ટ પરિબળોની સામે જંગે ચડે ત્યારે તેને નીરખીને — અજાયબી અનુભવે.

પ્રિય સંપાદક, ન કરવા જેવી વાતોનો લવારો લવરીખોરોને ન કરવા દેશો, પરંતુ હું કવિ તરીકે જે જાહેર કરવાની ધગશ અનુભવતો હોઉં તેને ઢાંકી ન દેશો. અને મારી પંક્તિઓ, અલંકારો, તથા ભાતો વિશે શંકા ન ઉઠાવશો. મારા ગાલીચાની ભાતમાં ખામી હોય તોપણ કોઈને રોશનાઈ વડે તેને મિટાવી દેવા અથવા તેને ઘસી નાખવા ન દેશો—એથી તો ધાબું ધબ્બો અથવા કાણું જ પડે.

વળી—માત્ર એટલા ખાતર કોઈ ખ્યાલને ખોટો ન ઠરાવશો કે એ તમારો ન હોય!

વળી—રોટી, સાકર, માખણ, અને ખીલીઓને પણ ત્રાજવે તોળી શકાય, પરંતુ પ્રેમને નહિ!

વળી—ગજ વડે કાપડના તાકા, દીવાલની ઊંચાઈ, અથવા કબર ફરતી વાડને માપી શકાય, પરંતુ સૌંદર્યને નહિ.

વળી—સૌથી ચાલાક બનવાની કોશિશ કરનારો ઈન્સાન, પોતે હોય તેનાથી પણ વધારે મૂરખો સાબિત થઈ જાય.



વળી—હું પુખ્ત ઉંમરનો છું એટલે મારી ઉપર થોડોક વિશ્વાસ તો રાખો.

હું જાણું છું કે એક માણસ કને બીજા માણસ કરતાં વધારે રહસ્યો હોઈ શકે, કારણ કે—

**અબૂતાલિબે કહેલું તેમ:** બંધિયાર તળાવડીનું પાણી બગડી જાય ત્યારે ઊંડાણ ફક્ત ગોઠણ જેટલું જ હોવા છતાં તળિયું દેખાય નહિ.

**મારી નોટબુકમાંથી.** હું નાનો છોકરો હતો ત્યારે આખા કુટુંબમાં સૌથી મોટો વાતોડિયો ગણાતો. શેરીમાં જે કંઈ સાંભળી આવું તેને ઘરમાં કહી સંભળાવ્યા વગર મને ચેન જ ન પડે. વળી ઘરમાં જે કંઈ સાંભળું તેને બહાર કહી સંભળાવ્યા વગર મારાથી રહેવાય નહિ.

એક જઈફ આદમી અવારનવાર બાપુને મળવા આવતો. આમતેમ નજર ફેરવીને એ ભારેખમ થઈ જાય અને હળવા અવાજે બાપુને કહે:

"હમઝાત, બીજી રૂમમાં જઈને થોડીક વાતચીત કરીશું?"

બન્ને બીજી રૂમમાં જઈને દબાતે અવાજે વાતો કરતા. કેટલીય વાર એમ બન્યું. પછી જઈફ આદમી ફરી એક દિવસ આવ્યો અને એણે કહ્યું:

"હમઝાત, બીજી રૂમમાં જઈને થોડીક વાતચીત કરીશું?"

"રહેવા દો," બાપુએ જવાબ આપ્યો, "બીજી રૂમમાં જઈને તમે જેવી ખાનગી વાતો મને સંભળાવો છો એ તો મોટેથી રસૂલની હાજરીમાં પણ કહી શકાય એવી હોય છે. અહીંયાં જ બોલો, કશો વાંધો નહિ."

ના, મને રહસ્યો ખરેખર કદી પસંદ નહોતાં, નાનો હતો ત્યારે પણ નહિ.

ગીતો હોય જ છે ગાવા માટે --મોટેથી ને મુક્ત કંઠે, ગીતના સૂર ઊંચી જગ્યાએથી રેલાવવા જોઈએ જેથી વધારેમાં વધારે લોકો સાંભળી શકે.

વળી, આ પુસ્તકમાં તમે વાંચો એ દરેકે દરેક શબ્દ માટે હું જવાબદાર નથી. મારો અનુવાદક પણ છે.

**અનુવાદક.**

હું અવાર છું, અવાર જન્મ્યો છું, અને અવાર મટીને બીજો કોઈ બની શકું એમ નથી. મેં આંખો ખોલી ત્યારે સૌપ્રથમ અવાર લોકોને જ જોયેલા. મેં સૌપ્રથમ સાંભળેલા શબ્દો અવાર ભાષાના હતા. મારી માએ મારા પારણા નજીક મને ગાઈ સંભળાવેલું પ્રથમ ગીત અવાર હાલરડું હતું. અવાર ભાષા મારી માતૃભાષા છે. મારો ને તમામ અવાર લોકોનો એ મહામોલો ખજાનો છે.

અમે અવાર લોકો બહુ ઝાઝા નથી. પણ બહુ થોડાયે નથી—લગભગ ત્રણ લાખ. અમારે ત્યાં દાઘેસ્તાનમાં ફક્ત બે હજાર માણસો જ બોલતા હોય એવી ભાષામાં લખનારા કવિઓ પણ છે.

લોકો રાજ્યની સરહદોથી અળગા પડે છે, પણ એથીયે વધારે તો ભાષાથી અળગા પડે છે. સરહદો તો પલટાઈ જાય અને અદૃશ્ય પણ થઈ જાય. પરંતુ ભાષા તો લોકોને કાયમને માટે મળેલી હોય છે. એને બદલાવી ન શકાય કે નાબૂદ ન કરી શકાય.

એવા જમાનાની કલ્પના મુશ્કેલ છે કે જ્યારે અવાર લોકો પૂશ્કિન વગર જિંદગી ગુજારતા હતા, લેર્મોન્તોવની કૃતિઓ નહોતા વાંચી શકતા, તોલ્સ્તોય વિશે મુદ્દલ નહોતા જાણતા, અને ચેખોવને વાંચવાની મઝા નહોતા માણી શકતા.

**બાપુએ કહેલું** કે પૂશ્કિનવૃક્ષનાં મૂળિયાં પહાડોમાં ઊંડાં ઊતરી ગયાં છે, એ બાબત આપણે માટે, અવાર લોકો માટે, કિસ્મતના



મોટા ચમકારા જેવી છે કારણ કે એવા વૃક્ષને ગમે એટલું હચમચાવી નાખો તોયે એમાં મધુરાં ને ખુશબોદાર ફળ ઊગતાં કદી બંધ ન થાય.

**અબૂતાલિબે કહેલું** કે મારા અંધારા ભંડકિયામાં ચેખોવને લઈ આવનારાનો હું અહેસાનમંદ છું, અને મારાં કાવ્યોને મારા અંધારિયા ભંડકિયામાંથી બહાર દોરી જઈને મોસ્કોના ક્રેમલિનની દીવાલો સુધી પહોંચાડનારાનો હું અહેસાનમંદ છું.

**અને હું કહું છું** કે કોકેસસ લશ્કરોના સરદારોને નહિ પરંતુ એક યુવાન લેફ્ટેનન્ટનાં* કાવ્યોને તાબે થઈ ગયું હતું.

એક વાર મારે એક સંપાદક જોડે રમૂજી વાત થયેલી. મારા કાવ્યસંગ્રહનો રશિયન અનુવાદ થોડા વખતમાં દાઘેસ્તાનમાં પ્રકાશિત થવાનો હતો. સંપાદકે હસ્તપ્રતનાં પાનાં ફેરવીને મને પૂછ્યું:

"આમાં 'પોલ્તાવા' કેમ નથી?"

"એ કંઈ મારું કાવ્ય નથી, એ તો પૂશ્કિનનું છે. મેં તો માત્ર એને અવાર ભાષામાં ઉતાર્યું છે. મારા કાવ્યસંગ્રહના રશિયન અનુવાદમાં હું પૂશ્કિનનું કાવ્ય કેવી રીતે સામેલ કરી શકું?"

એ સંપાદકની બાબતમાં બહુ કડક વલણ નહિ રાખીએ. હકીકત છે કે અવાર લોકો જેટલો પરિચય પોતાના સાહિત્યનો ધરાવે છે એટલો જ પરિચય બીજી ભાષાઓમાંથી અનૂદિત ઘણી મહાન પ્રશિષ્ટ સાહિત્યકૃતિઓનો પણ ધરાવે છે. એ કૃતિઓ વગર અવાર સાહિત્ય આજે છે એવું ભાગ્યે જ હોત.

મને પૂરી ખબર છે કે ક્યારેક લોકો મારી પીઠ પાછળ આવા

---

* આ નિર્દેશ લેર્મોન્તોવ પ્રત્યે છે.

શબ્દો કહે છે: "રસૂલ? હા, એનામાં થોડીક પ્રતિભા છે ખરી, પણ અસાધારણ કહેવાય એવું કશું નહિ. એને તો મોસ્કોના એના અનુવાદકોનો આભાર માનવાનો છે."

હું ઈનકાર કરવાની તકલીફ નહિ લઉં. અનુવાદકો ન હોત તો હુંયે ન જ હોત.

પહેલી વાત તો એ કે મારા ટૂંકા જીવનકાળ દરમિયાન મેં વાંચેલા હાઈને, બર્ન્સ, શેક્સપિયર, સાઅદી, સેર્વાન્તેસ, ગેટે, ડિકન્સ, લૉંગફેલો, વ્હીટમૅન, અને બીજા લેખકોની કૃતિઓ એમણે જ મને આપી છે, અને એ કૃતિઓના વાંચન વગર હું લેખક ન બની શક્યો હોત.

બીજી વાત એ કે મારાં કાવ્યોનો પંથ એમણે જ ઉજાળ્યો છે. એમણે જ મારાં કાવ્યોને તોફાની નદીઓ ને ઊંચા પર્વતો પાર કરાવ્યા છે, ઊંચી દીવાલો ઓળંગાવી છે, સરહદી ચોકીઓ અને સૌથી વધારે કાયમી સરહદો, અન્ય ભાષાઓની સરહદો, પાર કરાવી છે, બધિરતા પાર કરાવી છે, અંધતા પાર કરાવી છે, અને મૂકતા પાર કરાવી છે.

ક્યારેક મારા મનમાં સવાલ ઊઠે છે કે વધારે મહત્ત્વની બાબત કઈ: અનુવાદક મારી ભાષા જાણતો હોય તે (જોકે મારાં કાવ્યો એને કદાચ પરાયાં લાગતાં હોય), કે મારાં કાવ્યોને એ જાણતો હોય, હૃદય અને આત્મામાં અનુભવતો હોય, અને જાણે પોતાનાં જ ગણતો હોય તે.

૧૯૩૭માં પૂશ્કિનના કાવ્ય 'ગામ'ના ઉત્તમ અનુવાદ માટે માખાચકલામાં સ્પર્ધા આયોજવામાં આવેલી. ચાળીસ કવિઓએ અવાર ભાષામાં તેનો અનુવાદ કર્યો હતો. તેમાંથી મોટા ભાગના રશિયન ભાષા જાણતા હતા. પરંતુ પ્રથમ પારિતોષિક હમઝાત ત્સાદાસાને મળ્યું, જોકે એ વખતે બાપુ રશિયન નહોતા બોલી શકતા.



મહત્ત્વની વાત તો એ છે કે અનુવાદક તો કવિ, લેખક, અને કલાકાર પણ હોવો જોઈએ, અને પોતાની પ્રજાનું સંતાન હોવાની લાગણી જેટલી મારા દિલમાં છે એટલી જ એના દિલમાં પણ હોવી જોઈએ.

અવાર ભાષા વાંચી શકતા રશિયનો છે ખરા, પરંતુ કમનસીબે તેઓ કવિઓ નથી. રશિયન કવિઓ છે, પરંતુ કમનસીબે તેઓ અવાર ભાષાનો એક શબ્દ પણ નથી જાણતા. કરવું શું? કોઈ ઉપાય છે? હા, ઉપાય છે, દરેક પંક્તિના એકે એક શબ્દનું ભાષાંતર.

રશિયાના એક ગામમાંથી લાકડાના ઘરને બીજા ગામમા ફેરવાતું મેં જોયું છે. ઘરને સાબૂત હાલતમાં તો ફેરવી શકાય જ નહિ. પહેલાં વળીઓ અને પાટિયાં નોખાં કરવાં પડે. પછી એ બધું નવી જગ્યાએ લઈ જવામાં આવે અને ફરીથી ગોઠવી દેવામાં આવે.

દરેક પંક્તિના દરેક શબ્દનું ભાષાંતર એટલે બીજી જગ્યાએ ફેરવવા માટે છૂટું પાડી નાખવામાં આવેલું ઘર—વળીઓ ને પાટિયાં, છાપરાનું લોખંડ, અને ઈંટોનો ગંજ. ઘાટ વગરના એ ગંજમાંથી અનુવાદક ફરી નવું ઘર બાંધે. કોઈ વળી ખરાબ હોય તો તેની જગ્યાએ નવી વળી ગોઠવી દે, કોઈ પાટિયું ખોવાઈ ગયું હોય તો તેની જગ્યાએ નવું પાટિયું લગાવી દે, બારીનું કોતરકામ ક્યાંક ક્યાંક ઘસાઈ ગયું હોય તો મહેનત કરીને ભાત ફરી સરખી કરી દે.

બારીઓ સાફ કરી નાખવામાં આવે, સગડી સળગાવવામાં આવે, ચીમનીમાંથી ધુમાડાની સેર નીકળવા લાગે, બાળકો દોડતાં આંગણમાં જતાં હોય, ચકલીઓ પાછી નેવાં નીચે માળા બાંધવા લાગી હોય.

દરેક પંક્તિના દરેક શબ્દનું ભાષાંતર એટલે શું? જેની નજર ઝાંખી પડી ગઈ હોય અને હૈયાના ધબકારા લગભગ થંભી ગયા હોય એવો માણસ. ડૉક્ટર આવીને ઈન્જેક્શન આપે, નવું લોહી આપે, અથવા દિલને માલિશ કરે એટલે માંદા માણસની કાયામાં વળી પાછી હૂંફાળી જિંદગી સંચારિત થાય.

દરેક પંક્તિના દરેક શબ્દનું ભાષાંતર એટલે શું? જાણે વાળંદ મારા વાળ કાપીને, દાઢી કરી આપીને, વાળ ઓળીને, મને રવાના કરતી વેળા કહેતો હોય:

"તમે દરેક પંક્તિના દરેક શબ્દના ભાષાંતરના રૂપમાં મારી પાસે આવ્યા હતા, અને હવે અનુવાદના રૂપમાં જઈ રહ્યા છો."

વાળંદની વાત નીકળી છે તો એક કિસ્સો જણાવું.

એક વાર હું ક્યૂબાના સાન્તિયાગો શહેરમાં પહોંચ્યો ત્યારે મને લાગ્યું કે વાળ કપાવવાની ને દાઢી કરાવવાની જરૂર છે. મેં એક સલૂનમાં દાખલ થઈને સંકેતભાષા વડે વાળંદને મારી જરૂરિયાત સમજાવી.

ક્યૂબામાં દાઢી કરાવવા જાઓ એટલે તમને જાણે સુવરાવતા હોય એમ ખુરશીમાં આરામથી અઢેલીને બેસાડે. મેં એવી રીતે આરામથી પગ લંબાવ્યા. વાળંદ મારી દાઢીએ સાબુ લગાડવા લાગ્યો. એણે અસ્ત્રો મારે ગાલે અડાડયો ત્યાં સુધી તો બધું બરાબર ચાલ્યું. કદાચ અસ્ત્રો બુઠ્ઠો હશે કે વાળંદ કાબેલ નહિ હોય, પણ પીડાનો ઊંહકારો હું મહામહેનતે ખાળી શક્યો. થોડી વાર તો હું દાંત કચકચાવીને બેઠો રહ્યો, પણ પછી મારાથી સહન ન થયું એટલે મેં ભેળસેળ રશિયન અને અવાર ભાષામાં કહેવાની કોશિશ કરી કે મારા ગાલની હાલત સારી નથી. વાળંદ તો બીચારો ગભરાઈ ગયો. એ બહાર ધસી ગયો અને થોડી વારમાં એક બીજા માણસને લઈને પાછો



આવ્યો. એ બીજા માણસે કપડાંની ઉપર સફેદ ઝભ્ભો પહેર્યો હતો. એણે નાનકડી પેટી ખોલીને ભાતભાતનાં ઓજાર કાઢ્યાં. હજામતની ખુરશી હવે દાંતના ઈલાજની ખુરશી બની ગઈ, અને કારણ ફક્ત એટલું જ કે વાળંદ ને હું એકબીજાની વાત સમજી નહોતા શક્યા. એક મિનિટની વાર થઈ હોત તો મારા બેત્રણ સરસ દાંત ખેંચી કાઢવામાં આવ્યા હોત.

અનુવાદકો ઘણી વાર કાવ્યના બધા દાંત ખેંચી કાઢતા હોય છે અને તેને બોખી ડોકરીની જેમ ગણગણતું જગતમાં છૂટું મૂકી દેતા હોય છે.

**મારી નોટબુકમાંથી:** હું પરદેશ જાઉં ત્યારે મને મહેમાનદારીની મોજ કરાવતા મેજબાનોને ભેટ આપવા અમારી રાષ્ટ્રીય કારીગરીના નમૂના ભેગા લઈ જાઉં છું. હું જાપાન ગયો ત્યારે અમારા અદ્ભુત બાલખાર કારીગરોએ બનાવેલી કેટલીક સુરાઈઓ ભેગી લઈ ગયેલો.

હિરોશીમામાં બે જાપાની કલાકારો, પતિ અને પત્ની, મને મળવા આવ્યા. અમે ઘણી વાતચીત કરી અને થોડી વારમાં મિત્રો બની ગયાં. મેં મનમાં નક્કી કર્યું કે "બાલખાર સુરાઈઓ આ કલાકારોને જ આપું, એની કદર આ લોકોથી વધારે બીજું કોણ કરવાનું હતું?" પણ સૂટકેસ ખોલતાં જ મારા દિલને એવો સખત આંચકો લાગ્યો કે હું સાવ જડ જેવો બની ગયો. સૂટકેસમાં સુરાઈઓને બદલે ઠીકરાંનો ઢગલો પડયો હતો. સુરાઈઓની હાલત જાણે કોઈએ એની ઉપર હથોડો ફટકાર્યો હોય એવી હતી. મોસ્કોના, ભારતના, કે ટોક્યોના એરપોર્ટમાં—કહેવું મુશ્કેલ છે કે ક્યાં—મારી સૂટકેસ સખત હડફેટમાં આવી ગઈ હશે. એ વખતે મને ફક્ત એટલી કામના કરવાનું જ ભાન રહ્યું કે ધરતી મારગ આપે તો અંદર સમાઈ જાઉં. ભેટનું વચન હું આપી ચૂક્યો હતો, અને મારા મહેમાનો

ટેબલ પાસે અપેક્ષાના ભાવે બેઠા હતા. થોડી વારમાં તેઓ મારી તરફ અચરજભરી નજરે જોવા લાગ્યા, કારણ કે હું સૂટકેસની પાસે જાણે પાષાણમાં પલટાઈ ગયો હોઉં એવી રીતે ઊભો હતો, મારામાં હલવાની કે એક શબ્દ પણ બોલવાની શક્તિ નહોતી રહી.

આખરે જાપાની મિત્રોને લાગ્યું કે કશીક દુર્ઘટના બની છે, એટલે તેઓ ઊઠીને મારી પાસે આવ્યા અને તેમણે ઠીકરાંનો ઢગલો જોયો. તેમણે અફસોસના ભાવે માથાં ધુણાવ્યાં અને દિલસોજી વ્યક્ત કરવા મારે ખભે હાથ પણ ફેરવ્યો. બીજા કોઈ પ્રસંગે તેમણે આવું વર્તન ન જ કર્યું હોત કારણ કે જાપાનીઓ અત્યંત શિષ્ટાચારી હોય છે અને વર્તનમાં છૂટછાટ પ્રત્યે ઘૃણા ધરાવતા હોય છે. મારી સૂરતમાં ખૂબ ક્ષોભ અને સંતાપના ભાવ ખરેખર વરતાઈ આવ્યા હશે.

ઠીકરાંને એક અખબારમાં ભેગાં કરીને હું ટોપલીમાં ફેંકી દેવા જતો હતો એટલામાં કલાકારોએ મને રોક્યો. સુરાઈઓના નાનામોટા તમામ ટુકડા કાગળમાં લપેટીને તેઓ પોતાની ભેગા લઈ ગયા.

કેટલાક દિવસ પછી મને તેમને ઘેર જવાનું આમંત્રણ મળ્યું. કલ્પના કરો કે મારી સુરાઈઓ જાણે હમણાં જ કુંભારને ચાકડેથી ઊતરી હોય એમ સાવ નવી જેવી જોઈને મને કેટલું આશ્ચર્ય થયું હશે. આજ સુધી મને નથી સમજાયું કે સાવ નાનકડા ટુકડાઓને તેમણે એટલી કુશળતાથી કેવી રીતે જોડ્યા હશે.

કહેવાય છે કે સુરાઈની તરડને એટલી સરસ કદી ન સાંધી શકાય કે તેમાંથી પાણી મુદ્દલ ઝરે જ નહિ. પરંતુ જાપાની કલાકારોએ અત્યંત કુશળતાથી ટુકડા જોડીને સમી કરેલી સુરાઈઓમાં અમે દાઘેસ્તાની કોન્યાક અને જાપાની સાકી ભરી જોયાં. ક્યાંયથી એક ટીપુંયે ઝર્યું નહિ.



જાપાની કલાકારોને નીરખતાં મને મારા અનુવાદકોના ખ્યાલો આવ્યા. મારાં કાવ્યોની દરેક પંક્તિ અને દરેક શબ્દનાં ભાષાંતરો ફૂટી ગયેલી સુરાઈઓનાં ઠીકરાં જેવાં હતાં. એ ઠીકરાંને જોડી દેવામાં આવ્યાં છે, સુરાઈ સાવ નવી જેવી બની ગઈ છે, મારી અવાર ભાતો અસલ જેવી જ કાયમ રહી છે.

બેશક, અનુવાદકે સુરાઈને નવો ઘાટ ન જ આપવો જોઈએ, હાથા વગરની સુરાઈને હાથો ન જ જોડવો જોઈએ, એક તળિયાને ઠેકાણે બે તળિયાં ન જ બનાવવાં જોઈએ.

થોડા વખત પહેલાં દાઘેસ્તાન પ્રકાશનગૃહે તોલ્સ્તોયની કૃતિ 'હાજી મુરાત'નો નવો અવાર અનુવાદ પ્રકાશિત કર્યો હતો. પુસ્તક વાંચવાનું શરૂ કરતાં મેં જોયું કે 'હાજી મુરાત'નો અનુવાદ મૂળ કૃતિ કરતાં બે પ્રકરણ લાંબો થઈ ગયેલો.

"આ બે વધારાનાં પ્રકરણ તમે ક્યાંથી લઈ આવ્યા?" મેં અનુવાદકને પૂછ્યું.

"તોલ્સ્તોયે આ કહાણી ઑક્ટોબર ક્રાંતિ પહેલાં લખેલી. તેમાં વ્યક્ત થયેલા કેટલાક વિચારો ગલત છે. વળી વાચકોને જણાવવું જ જોઈએ કે હાજી મુરાત અને એનાં સંતાનોનું આગળ જતાં શું થયું."

**મારી નોટબુકમાંથી:** બાપુનું એક કાવ્ય કોઈએ રશિયન ભાષામાં ઉતાર્યું. અનુવાદકને ઝાઝો અનુભવ નહોતો. બાપુએ અવાર અને રશિયન ભાષા જાણતા એક આદમીને કહીને અનુવાદનું પાછું અવાર ભાષાંતર કરાવ્યું. એ ભાષાંતર સાંભળીને બાપુ બોલી ઊઠ્યા:

"મારો દીકરો દૂરના દેશોની સફર ખેડીને પાછો આવ્યો છે, પણ હું એને ઓળખી શકતો નથી. ના, મારાં બાળકો સફરેથી પાછાં ફરે ત્યારે આટલાં બધાં બદલાઈ જાય એના કરતાં તો તેઓ પહાડી વતનમાં જ રહે તે સારું."

હા, કાવ્યોના અનુવાદો એટલે જાણે માબાપે અભ્યાસ અથવા કામ કરવા ગામથી દૂર મોકલેલા દીકરા. એ પાછા આવે ત્યારે આમ કે તેમ થોડાક બદલાયેલા તો હોય જ, કુટુંબનો માળો છોડીને જતી વેળા જેવા હોય એવા ને એવા તો પાછા ન જ આવે.

દીકરો પાછો ફરે ત્યારે અનુભવના પરિણામે કાં તો બહેતર બનીને અથવા બદતર થઈને પાછો આવે, પદવી લઈને અથવા જેલની કાળી ટીલી લઈને પાછો આવે, તરવરતો પહેલવાન બનીને અથવા કમજોર ને માંદલો માણસ બનીને પાછો આવે, પ્રખ્યાત વિજ્ઞાની અથવા નામીચો વિલાસી બનીને પાછો આવે, તમામ સગાંસંબંધીઓ માટે મોંઘી ભેટો લઈને અથવા ખાલી ખીસાં લઈને પહેરેલે લૂગડે પાછો આવે.

હું પણ મારા પુસ્તકને મોટાં મોટાં શહેરોની લાંબી સફરે મોકલી રહ્યો છું, નવા લોકો ભેગી જિંદગી ગુજારવા મોકલી રહ્યો છું. અજાણી જગ્યાઓમાં તેની હાલત કેવી થશે? અમારા લોકોને અને અમારા રીતરિવાજોને તે ભૂલી જશે?

હું સમજું છું કે પર્વતના શિખરે રહેતો નઠારો માણસ ("યામાન") નીચે ખીણમાં ઊતરી આવે એટલાથી જ કંઈ ભલો ઈન્સાન ("યક્ષી") ન બની જાય. એટલે હું મારા પુસ્તકનો અનુવાદ કરનારને કહું છું: મારું પુસ્તક જો "યામાન" હોય તો તેને એમનું એમ જ રહેવા દેજો. હું લંગડો ને આંધળો હોઉં તો મને હાથ ઝાલીને ઘરની બહાર ન લઈ જશો, મને મારા ઘરને પગથિયે મારી પોતાની સગડી પાસે બેસી રહેવા દેજો. મારી ત્રાંબાની થાળીઓને કલઈ ચડાવશો નહિ અથવા મારી ચાંદીની ચીજને સોનાનો ઢાળ ચડાવશો નહિ.

**અબૂતાલિબે કરેલી વાત:** "મારે એક દીકરી ને એક દીકરો



છે. દીકરી ડાહી છે, રીતભાત જાણે છે, આજ્ઞાંકિત છે, બીજાને માટે સારો દાખલો પૂરો પાડે એવી છે. પણ દીકરો અપલક્ષણો છે, માત્ર પરેશાનીઓ ઊભી કરે છે. રેડિયો પર ને અખબારોમાં દીકરીનાં વખાણ થાય છે કે એ સરસ કામ કરે છે, અનુકરણના આદર્શ જેવી છે. પણ દીકરાની બાબતમાં તો શાળાની કે પોલીસની રોજ આવતી ફરિયાદો જ માત્ર સાંભળવા મળે છે. લોકો મારી દીકરીની વાત કરે ત્યારે કહેતા હોય છે કે શાળાએ, પાયોનિયર સંસ્થાએ, તરુણ સામ્યવાદી મંડળે, અને દેશે એનો સરસ ઉછેર કર્યો છે. પણ દીકરાની વાત કરે ત્યારે મને દોષ આપે છે કે દાઘેસ્તાનના લોક-કવિ અબૂતાલિબે દીકરાનો ઉછેર સાવ ખરાબ કર્યો છે."

અબૂતાલિબની વાત સાંભળીને મને થયું કે કવિતાના અનુવાદની બાબતમાં પણ એમ જ બને છે. અનુવાદ સારો થાય તો લોકો લેખકનાં વખાણ કરે અને અનુવાદકને ભૂલી જાય. પણ અનુવાદ ખરાબ થાય તો લોકો અનુવાદકનો વાંક જુએ અને લેખકને દોષ ન આપવાની કોશિશ કરે.

ના, પ્યારા અનુવાદક, સારા અને ખરાબની જવાબદારી આપણે ભેગા મળીને લઈએ. આપણે બન્ને એક જ ગાડામાં બેઠા છીએ એટલે ગાડાને ઢોળાવ ચડાવવા આપણે બેઉએ ભેગા મળીને ધકેલવાનું છે, એકબીજાથી ઊલટી દિશામાં ખેંચવાનું નથી, નહિતર ન તો ગાડું આગળ જશે કે ન આપણે આગળ જઈશું.

એક વાર અજબ ઘટના બનેલી. એક મોટો પહાડ અચાનક નીચે સરકવા લાગ્યો. એ સરકતો સરકતો મોખોચ ગામ પાસે અટકી ગયો અને ગામના પાદરમાં વહેતા પહાડી ઝરણાનો પ્રવાહ અવરોધાઈ ગયો. પહાડની ઉપર બધું જેમનું તેમ સલામત રહ્યું — ઘેટાં, ભરવાડો, તાપણાં, તંબુ, બધું જ. પહાડ હજી ત્યાં જ છે. એની તળેટીમાં મોટું તળાવ રચાઈ ગયું છે. તળાવમાં હવે ટ્રાઉટ માછલાં ઉછેરવામાં

આવે છે. પહાડ સરક્યો તે પહેલાં તેને જોવા કોઈ કદી ન જતું. પણ હવે તો તેની આસપાસ હંમેશાં સહેલાણીઓ, અન્વેષકો, માછીમારો, અને પર્યટને આવેલાં શાળાબાળકોનાં ઝુંડનાં ઝુંડ નજરે પડે છે.

હું ઇચ્છું છું કે મારું પુસ્તક પણ જરાય હાનિ વગર સરકીને અન્ય ભાષામાં પહોંચી જાય, અને મોખોચ ગામ નજીક આવેલા પહાડની જેમ વિશાળ સંખ્યામાં લોકોને પોતાની તરફ આકર્ષે.

પરંતુ મુસલમાનોમાં કહેવાય છે તેમ, નસીબમાં ફેરફાર ન કરી શકાય. એ જ વાત કહેણીમાં જુદી રીતે કહેવાય છે કે "આદર્યાં અધૂરાં રહે." અથવા એથીયે ટૂંકામાં કહેવું હોય તો—"કિસ્મતની વાત છે."

**વિવેચકને વિશે** લખવું એટલે સૌથી મુશ્કેલ કામ. એની નિંદા કરો તો લોકો કહેવાના કે એણે તમારી ટીકા કરી એટલે તમે ધૂંધવાઈ ગયા છો અને કદાચ બદલો લેવાની કોશિશ કરી રહ્યા છો. પણ એનાં વખાણ કરો તો લોકો માનવાના કે તમે ભવિષ્યમાં નજર રાખીને એની ખુશામત કરી રહ્યા છો.

**બાપુ કહેતા** કે વિવેચક અને હું બેઉ કવિ છીએ—હું કાવ્યો લખું છું અને વિવેચક એ કાવ્યો વિશે લખે છે.

**અબૂતાલિબે** એક દાઘેસ્તાની વિવેચકને કહેલું કે "હું અંગૂરમાંથી મદિરા બનાવું છું અને તમે મારી મદિરાની લહેજત ચકાસવા એને ચાખી જુઓ છો."

ટૂંકમાં, વિવેચક વિશે બહુ ઝાઝું ન કહેવું જ સારું. પણ હું એને થોડીક સલાહ આપું:

૧. ખરાબ હોય તેને હંમેશાં ખરાબ કહી દેવું, અને સારું હોય તેને સારું જ કહેવું.



૨. કોઈ પણ ચીજનાં એક વાર વખાણ કર્યા પછી એને વગોવવી નહિ, અને કોઈ ચીજની એક વાર ટીકા કર્યા પછી બીજે પ્રસંગે એનાં વખાણ કરવાં નહિ.

૩. કાગનો વાઘ કરવો નહિ, અને વાઘનો કાગ તો કોઈ કાળે ન જ કરવો.

૪. વાચકોને પુસ્તકમાં શું નથી એ કહેવાને બદલે તેમાં શું છે એ કહેવું.

૫. પોતાના વિચારોને પુષ્ટિ આપવા બેલીન્સ્કીથી માંડીને તમામ પ્રમાણો ન ટાંકી દેવા. વિચારો ખરેખર પોતાના હોય તો પોતાના જ તર્ક મુજબ તેને ખરા સાબિત કરવાની કોશિશ કરવી.

૬. સ્પષ્ટ વિચારોને સ્પષ્ટ અને સાદા શબ્દોમાં વ્યક્ત કરવાની કોશિશ કરવી. અસ્પષ્ટ વિચારોને શબ્દોનો ઘાટ આપવાનો પ્રયત્ન જ ન કરવો.

૭. દરેક જુવાળમાં તણાઈ ન જવું.

૮. જે પોતાને જ સમજાતું ન હોય તેને બીજાના મનમાં ઠસાવવાની કોશિશ ન કરવી.

૯. ખીસાં ખાલી હોય તો અમીર દેખાવાનો ડોળ ન કરવો.

૧૦. લાંબા વખતથી વતનના ગામે જવાનું ન થયું હોય અને ત્યાંની હાલત વિશે કશી ખબર ન હોય તો કદી ન કહેવું કે હું હમણાં જ ત્યાંથી આવ્યો છું.

મારી સલાહોમાં નવું કશું નથી. એ બધી ગુણાકારની પહેલી સંખ્યા જેટલી સાદી છે. પરંતુ દરેક વિવેચક નિષ્ઠાથી એનો અમલ કરે તો આપણું વિવેચન જરૂર બહેતર બને.

**વાચક.** હું સંપાદક, પ્રકાશક, અનુવાદક, અને વિવેચકને

સંબોધન કરી ચૂક્યો છું. હવે બે શબ્દો સૌથી મહત્ત્વની વ્યક્તિને, દરેક પુસ્તક જેને માટે લખાતું હોય છે તેને, વાચકને, કહીશ.

પ્યારા વાચક અને દોસ્ત! મને ખાતરી છે કે અમુક પુસ્તકો તને ખાસ ગમતાં હશે. અમને લેખકોને પણ અમુક પુસ્તકો ખાસ ગમતાં હોય છે. કહેવાય છે કે લેખકે જેને લખવાનો પાકો સંકલ્પ કરી લીધો હોય પણ હજી લખ્યું ન હોય એ પુસ્તક એની નજરમાં સૌથી વધારે મહત્ત્વનું હોય. નથી જાણતો કે બીજા લેખકોની બાબતમાં આ વાત કેટલી સાચી છે, પરંતુ મારી બાબતમાં તો સોએ સો ટકા સાચી છે.

મારા વતન વિશે પુસ્તક લખવાની ઇચ્છા મારા મનમાં સદા રહી છે. હકીકતમાં, એવો ખ્યાલ મારા મનમાં લાંબા કાળથી સંઘરાયેલો પડયો છે. પણ તેને હું હજુ સુધી અમલમાં નથી મૂકી શક્યો. કદાચ મારામાં પ્રતિભા નહિ હોય, અથવા કદાચ લાખો નાની નાની બાબતોમાં મારો સમય બરબાદ થઈ જતો હશે, અથવા મારામાં જરૂરી ધીરજ કે હિંમત નહિ હોય.

વરસો વીતતાં જાય તેમ લેખકમાં પોતાના પ્રત્યે અને વાચકો પ્રત્યે જવાબદારીની ભાવના વૃદ્ધિ પામતી જાય છે, નજીવું બહાનું મળી જતાં જ એ કલમ હાથમાં લઈને લખવા નથી લાગી જતો. કોઈ પણ લેખક માટે સૌથી વધારે જવાબદારીનું લખાણ પોતાના વતન વિશે હોય છે.

ના, એ પુસ્તક મેં હજી લખ્યું નથી, પરંતુ એને વિશે મેં ખૂબ ખૂબ વિચાર કર્યા છે, અને મારા મનમાં પાકો ખ્યાલ બંધાઈ ગયો છે કે એ કેવું હોવું જોઈએ. હકીકતમાં, એ પુસ્તક સંબંધી, મારી જિંદગીના સૌથી મહત્ત્વના પુસ્તક સંબંધી, મારા વિચારો મેં કાગળ પર ટપકાવી લીધા છે.



એ વિચારો તૈયાર કોટ નહિ પરંતુ કોટના કાપડ જેવા છે, ગાલીચો નહિ પરંતુ માત્ર વણાટના સૂતર જેવા છે, ગીત નહિ પરંતુ કેવળ ગીતને પેદા કરનારા ધડકારાઓ જેવા છે.

**કહેવાય છે** કે બંદગી કરી ન હોય પણ બંદગી કરવાનો કેવળ નેક ઇરાદો જ કર્યો હોય તોપણ દોજખથી બચી જવાય.

**કહેવાય છે** કે કુનાકને ઘેર ટાઢો રોટલો મળે તોપણ કુનાક ખુશ થઈ જાય. સાકલ્યામાં બુઝા સિવાય બીજું કશું ન હોય તો મહેમાન ફરિયાદ કેવી રીતે કરી શકે કે (સાકલ્યામાં નહોતા અને આજુબાજુમાં પણ ક્યાંય મળી શકે એમ નહોતા એવા) પરદેશી શરાબ વડે મહેમાનદારી કેમ ન કરવામાં આવી.

**કહેવાય છે** કે તમે નેક કામ ન કર્યું હોય તો કંઈ નહિ પણ એવો ઇરાદો કરવા બદલ પણ તમારો આભાર.

પ્યારા વાચક અને દોસ્ત, દરેકે દરેક પુસ્તક તારે માટે જ લખાતું હોય છે. હું પ્રકાશકને સમજાવવાની કોશિશ કરી શકું અને સંપાદક તથા વિવેચકોની જોડે દલીલો કરી શકું, પરંતુ તારો ફેંસલો જ ઇનસાફી ને આખરી હોય, જેવી રીતે ન્યાયાધીશો ફરમાન કરતા હોય છે કે આ ફેંસલો આખરી છે અને તેની વિરુદ્ધ અપીલ નહિ થઈ શકે.

લેખક તો માત્ર તારી મુલાકાત ખાતર જ જીવતો હોય છે. મારી જિંદગીમાં મેં ખરેખરી ફિકર માત્ર ત્રણ અનુભવી છે. શરૂમાં તો હું તને મળતાં પહેલાં ફિકરમાં પડી જાઉં છું, દરેક મુલાકાતની વાટ જોઉં છું અને કલ્પના કરવા લાગું છું કે મુલાકાત કેવી જશે. પછી હું મુલાકાત દરમિયાન ફિકર કરતો રહું છું, અને એ તો સ્વાભાવિક છે. છેલ્લે હું મુલાકાત પછી ફિકર કરવા લાગું છું, દરેક વિગત યાદ કરું છું અને અંદાજ લગાવવાની કોશિશ કરું છું કે મેં કેવી છાપ પાડી હશે.

મારી નજર સામે વાચકોના ચહેરા તરવરે છે. દરેક ચહેરો નિરાળો છે. એકનાં ભવાં ચડી ગયેલાં છે — એની નાખુશી દૂર કરવા માટે શબ્દો હું ક્યાંથી લાવું? બીજો જાણે માખી ગળી ગયો હોય એમ એનું મોં કટાણું થઈ ગયેલું છે. ત્રીજાના ચહેરા પર સૌથી ભયંકર અને નિરાશાજનક કંટાળાનો ભાવ વરતાય છે.

**પહાડવાસીઓને પૂછવામાં આવ્યું** કે તમારાં ગામ તમે બીજા લોકોથી ખૂબ દૂર પહાડોમાં કેમ બાંધો છો? તમારી પાસે પહોંચવાનું લગભગ અશક્ય હોય છે, વળી સાંકડી કેડીએ ઉપર ચડતાં ખીણમાં ગબડી પડવાનું કે ઉપરથી ધસી પડતા ખડકો નીચે દબાઈ મરવાનું જોખમ પણ હોય છે. પહાડવાસીઓએ જવાબ દીધો: "ખરા દોસ્તો તો મુશ્કેલ પંથ કાપીને અને તમામ જોખમો ઉઠાવીને પણ અમારી પાસે પહોંચવાના જ. અને નકામા દોસ્તો — એમના વગર અમે ચલાવી લઈશું."

પ્યારા વાચક, મને ચુંમાળીસ વરસ થઈ ગયાં છે. આ ઉંમરે માણસને કોઈ પણ જવાબદારીભર્યું કામ સોંપી શકાય. એટલી ઉંમરે લેખકે પોતાના લખાણ અથવા કથનના પ્રત્યેક શબ્દ માટે જવાબદારી અનુભવવી જોઈએ.

મારા પુસ્તકમાં તને બીજા કોઈ લેખક જોડે રાત ગાળી આવેલો અને એના પુસ્તકમાં સમાઈ ગયેલો ખ્યાલ નજરે પડે તો તેને તારા મનમાંથી ફગાવી દેજે, પહાડી વિસ્તારોમાં શાદીની રાતે ખબર પડી જાય કે કન્યાએ આવશ્યક સમય સુધી પોતાના શિયળનું જતન નથી કર્યું તો તેને જેવી રીતે કાઢી મૂકવામાં આવતી, એવી જ રીતે એ ખ્યાલને તું ફગાવી દેજે.

મારા પુસ્તકમાં તને ખરો ખ્યાલ મળે તો તેની નીચે લીટી કરજે, અને ખોટો ખ્યાલ મળે તો તેની નીચે બે લીટી કરજે.

એમાં તને એક પણ જૂઠાણું નજરે પડે તો આખું પુસ્તક ફગાવી



દેજે, કારણ કે એમ હોય તો પુસ્તક તદ્દન નકામું છે.

અને હવે વિદાય પહેલાં હજી એક વાત સાંભળો.

**દોલતમંદ ખાન, એનો દીકરો, અને ઘેટાની ચરબીદાર દુમના માંસની લસણવાળી ખિનકાલની વાત.** એક જમાનામાં અવારિસ્તાનમાં એક દોલતમંદ ખાન રહેતો હતો. ત્રણ ત્રણ વાર શાદી કરવા છતાં એની દીકરાની મંછા પૂરી ન થઈ એટલે એને ફરી શાદી કરીને ચોથી બેગમ આણવી પડી.

આખરે ખાનને ત્યાં દીકરો આવ્યો. એની ખુશીનો પાર ન રહ્યો. ચોતરફ ખંજરી ને નગારાં ગુંજી ઊઠયાં, સંગીતની રમઝટ બોલી, અને હાસ્યના ફુવારા છૂટયા. રાગરંગ ને મોજમઝા ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી ચાલતાં રહ્યાં.

પણ ખાનના અદ્ભુત મહેલમાં બધી ખુશીમઝા થોડા વખતમાં ઓસરી ગઈ. દીકરો માંદો પડયો અને રોગને કોઈ કળી ન શક્યું. ગમે એવાં મીઠાં હાલરડાં ગવાય તોય એને નીંદર ન આવે, ભાતભાતની મજાની વાનગીઓ એને આપવામાં આવે પણ એ ખાય જ નહિ. સૌને લાગ્યું કે દીકરાની તો હવે ઘડીઓ ગણાય છે. પરદેશી હકીમોની દવા કરાવી, હિંદુસ્તાનનાં તાવીજો પહેરાવ્યાં, તિબેટનાં ઓસડિયાં પાયાં, પણ ખાનના એકના એક વારસદારનો રોગ મટયો નહિ. ખાનની તો હાલત એવી થઈ ગઈ કે વારસદારના મોત પછી એ બચે જ નહિ.

એક દિવસે નજીકના કોઈ ગામનો એક ગરીબ આદમી ખાનની સામે હાજર થયો. આદમી દેખાવમાં સાવ નમાલો લાગે, પણ એણે અરજ ગુજારી કે રજા મળે તો હું ખાનના દીકરાને સાજો કરી દઉં. હજૂરિયા તો એને હાંકી કાઢવા જતા હતા પણ ખાને રોક્યા. એને થયું કે "દીકરો તો આમેય મરવા પડયો જ છે, તો પછી આ છેલ્લો ઈલાજ કેમ ન અજમાવી લેવો!"

"બોલ, દીકરાને સાજો કરવા તને શાની જરૂર પડશે?"

"તમારી બીબી જોડે મને થોડી વાર એકલો રહેવા દો."

"શું કહ્યું? એકલો? મારી બેગમ જોડે? તારું ભેજું ખસી ગયું છે કે શું? નીકળ બહાર અહીંથી!"

ગરીબ આદમી ચાલતો થયો. પણ ખાનને થયું કે "દીકરો તો આમેય મરી જ જવાનો છે. તો પછી આ માણસ બેગમ જોડે થોડીક વાત કરી લે એથી શું બગડી જવાનું છે?"

એણે તરત ગરીબ આદમીને પાછો બોલાવ્યો.

"ભલે, કરી લે વાત. મેં ઈરાદો બદલી નાખ્યો છે."

ગરીબ આદમીએ એકાંતમાં બેગમને પૂછ્યું:

"તારે દીકરાને સાજો કરીને જીવતો રાખવો છે ને?"

બેગમ તો બિચારી જવાબમાં એના પગમાં પડી ગઈ.

"તો મને કહી દે કે એનો ખરો બાપ કોણ છે."

બેગમ બીકથી આમતેમ નજર ફેરવવા લાગી.

"બીવાની જરૂર નથી. તારો ભેદ આપણી ભેગો જ કબરમાં જશે, પણ સાચી વાત મને નહિ જણાવી દે તો તારો દીકરો મરી જશે."

"ખાનને દીકરાની મંછા હતી. મને ખબર હતી કે મારે પેટે દીકરો નહિ થાય તો એ મને પણ આગલી બેગમોની જેમ કાઢી મૂકશે. એટલે એક વાર પહાડી વિસ્તારમાં જઈને હું એક સાદા જુવાન ભરવાડ જોડે રાત ગાળી આવી. પછી મને દીકરો થયો..."

દીકરાને સાજો કરવાનું બીડું ઝડપનાર ગરીબ આદમી બેગમ જોડે વાત કરીને ખાન પાસે ગયો અને બોલ્યો:

"ગરીબપરવર ખાન, દીકરાને સાજો કરવો હોય તો હું કહું એમ કરો. પહાડો પર ભરવાડો સળગાવે છે એવું તાપણું આ ઘડીએ



જ સળગાવીને બાળકનું પારણું તાપણા નજીક ગોઠવી દો, પારણામાં બકરાની ખાલ બિછાવો, અને ભરવાડો ખાય છે એવો ખોરાક બાળકને ખવડાવો."

"પણ ભરવાડો તો ઘેટાની ચરબીદાર દુમના માંસની લસણવાળી ખિનકાલ ખાય. મારો વારસદાર, નાનો બાળ, કેવી રીતે..."

ગરીબ આદમી તો પાછો વળીને ચાલતો થઈ ગયો. ખાનને થયું કે "દીકરો આમેય મરી જ જવાનો છે તો આ નુસખો પણ અજમાવી લઉં." એણે તરત જ ખિનકાલ લાવવાનો હુકમ કર્યો.

ખાનની બેગમે પોતે જ ખિનકાલ બનાવી. પહાડ પર કદાવર જુવાન જોડે રાત ગાળતાં પહેલાં એને માટે ખિનકાલ કેવી રીતે બનાવેલી એ બેગમને યાદ હતું. એણે દીકરા સારુ બરાબર એવી જ રીતે ખિનકાલ બનાવી. પછી એણે ખિનકાલ ભરવાડને જેવી રીતે પીરસી હતી એવી જ રીતે લાકડાની થાળીમાં પીરસીને દીકરાની પાસે મૂકી.

ખિનકાલ મઝાની ગોળ ગોળ ને મોટી હતી, એમાંથી ચરબી ટપકી રહી હતી. પહાડી ઝરણાનું પાણી ભરેલી એક સુરાઈ થાળીની પાસે મૂકવામાં આવી.

લસણની ને રાંધેલી ચરબીની વાસ બાળકનાં નસકોરાંમાં પહોંચી કે તરત જ એ તો આંખ ઉઘાડીને બેઠો થઈ ગયો અને બેઉ હાથ વડે સૌથી મોટી ખિનકાલ ઉપાડીને મંડ્યો ખાવા. એ જ ઘડીથી ખરા બાપની તાકાત બાળકની કાયામાં રેડાવા લાગી. ભૂખ્યો સિંહ જેમ ખોરાક ઉપર તૂટી પડે એવી રીતે એણે બધી ખિનકાલ પેટમાં પધરાવી દીધી. પછી તો દીકરો દિવસે નહિ એટલો રાતે ને રાતે નહિ એટલો દિવસે વધતો ગયો, અને રૂપાળો તંદુરસ્ત જુવાન થઈ ગયો. એની બીમારીનું એકેય નિશાન બાકી ન રહ્યું.

આવું ખરેખર બન્યું હોવાનો દાવો મારાથી થાય જ નહિ. પરંતુ એક વાત હું જાણું છું: જ્યારે સાહિત્ય પોતાના પિતાઓના ખોરાકમાંથી પોષણ મેળવવાનું બંધ કરી દે અને પરદેશી વાનગીઓ અપનાવી લે, જ્યારે સાહિત્ય પોતાની પ્રજાના રીતરિવાજ, પરંપરાઓ, ભાષા, અને રૂપલક્ષણ પ્રત્યેનો આદરભાવ તજી દે અને એ સર્વ પ્રત્યે બેવફાઈ કરે, ત્યારે તે માંદું પડીને વિલાવા લાગે અને કોઈ જાતનાં દવાદારૂથી તેને ફાયદો ન થાય.

મને લાગે છે કે હવે અહીંયાં પૂરું કરું. મેં શરૂઆત ઉનાળાના હૂંફાળા દિવસે કરેલી અને હવે શરદનો ટાઢો પવન ફૂંકાઈ રહ્યો છે. મેં શરૂઆત પહાડી ગામમાં કરેલી અને અંત ધમધમતા વિશાળ શહેરમાં લખી રહ્યો છું. મેં પહેલી લીટી લખી ત્યારે પ્રાગડના દોરા ફૂટી રહ્યા હતા અને હવે લગભગ મધરાત થવા આવી છે, મોટા શહેરની બત્તીઓ પણ બુઝાવા લાગી છે.

દૂર દેશાવરની સફરો ખેડીને હું પાછો ફર્યો છું. હું ગામના પાદરમાં ઘોડા પરથી ઊતરી ગયો છું, અને લગામ ઝાલીને ઘોડાને લાંબી વાંકીચૂકી શેરીમાં દોરતો જઈ રહ્યો છું. હવે ઘોડાનું પલાણ ઉતારીને, એની પીઠ થાબડીને, એને ચરાણમાં છૂટો મૂકી દેવાનો ખ્યાલ મજાનો લાગે છે.

અને હું સગડી પાસે બેસીને સિગારેટ સળગાવું તો લહેર પડે. કહેવાય છે કે ખુદ અલ્લા પણ કોઈ નવું ફરમાન જાહેર કર્યા પછી સિગારેટ સળગાવે છે. એ સિગારેટ સળગાવીને નિરાંતે ઊંડો સડાકો મારે છે અને ચિંતનમાં ડૂબી જાય છે.

આપણે પણ ચિંતન કરીએ. દરેક પંથના અંતે ખુશી ન છલકાય. દરેક નવા પુસ્તકને સફળતા ન સાંપડે. નવે પરોઢિયે હું નવું પુસ્તક શરૂ કરીશ અને નવી સફરે નીકળી પડીશ.

પણ અત્યારે તો મને સફરનો થાક ચડયો છે. હું ધાબળો ઓઢીને સૂઈ જવાનો છું. આવજો, ભલા ઈન્સાનો! મેં સલામથી શરૂ કરેલું, હું સલામથી પૂરું કરું છું. વસ્સલામ, વલ્કલામ, આમીન.



## વાચકોને

આ પ્રકાશન વિશે આપને જરૂરી લાગે તે ટીકાટીપ્પણો તથા સલાહસૂચનો આપ મોકલશો તો અમે આભારી થઈશું.

અમને આશા છે કે આપની માતૃભાષામાં રૂસી તથા સોવિયેત સાહિત્યનું વાંચન આપને અમારી જનતાની સંસ્કૃતિ અને જીવનરીતિના વધારે ઊંડો પરિચય મેળવવામાં સહાયભૂત થશે.

ગુજરાતી વિભાગ
'રાદુગા' પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

## બોરીસ પોલેવોઈ

## 'ખરા ઇન્સાનની કહાણી'

૧૯૪૨ના શિયાળામાં ફાસીવાદી લશ્કરો મોસ્કો તરફ ધસી રહ્યાં હતાં ત્યારે એક અસમાન વિમાની લડાઈમાં સોવિયેત પાઈલટ અલેક્સેઈ મેરેસ્યેવનું વિમાન તૂટીને જમીન પડી ગયું. મેરેસ્યેવના પગ ભાંગી ગયા. તે ભૂખ અને ઠારથી પીડાતો અઢાર દિવસ સોવિયેત સૈન્યની તલાશ કરતો રહ્યો. આખરે તે હોસ્પિટલમાં પહોંચ્યા ત્યારે ડૉક્ટરોને તેના થીજી ગયેલા બન્ને પગ કાપી નાખવા પડયા. લાગતું હતું કે મેરેસ્યેવ ફરી કદી લશ્કરી પાઈલટ નહિ બની શકે. પરંતુ તેણે મક્કમ નિર્ધાર કરીને મહાવરો શરૂ કરી દીધી, સખત મહેનત કરી અને ફરી કતારોમાં સામેલ થઈ જવામાં કામયાબી હાંસલ કરી લીધી. તે અંતિમ વિજયના દિવસ સુધી ફાસીવાદીઓની સામે લડતો રહ્યો. અલેક્સેઈ મેરેસ્યેવને તેની પરાક્રમી જહેમતો બદલ સોવિયેત સંઘના શૂરવીરનો ઇલકાબ એનાયત કરવામાં આવ્યો.

એ કહાણીમાં ગૂંથી લેવામાં આવેલી ઘટના મહાન દેશાભિમાની યુદ્ધ દરમિયાન ખરેખર બની હતી, અને અલેક્સેઈ મેરેસ્યેવનું પાત્ર જીવંત માનવી અલેક્સેઈ મારેસ્યેવ ઉપર આધારિત હતું. રાજ્ય પારિતોષિક વિજેતા બોરીસ પોલેવોઈએ (૧૯૦૩-૧૯૮૧) મારેસ્યેવના પરાક્રમનું વર્ણન ઘટનાના સંબંધમાં અત્યંત કાળજીભરી વફાદારીના આધારે કર્યું છે.

આ પુસ્તક કેવળ સોવિયેત સંઘમાં જ નહિ પરંતુ આખી દુનિયામાં ખૂબ લોકપ્રિય છે. તે બાવીસ ભાષાઓમાં લગભગ સાત લાખ નકલોને આવરી લેતી આવૃત્તિઓમાં પ્રગટ થયું છે.

## ઈવાન તુર્ગેનેવ

### 'પિતાઓ અને સંતાનો'

તુર્ગેનેવે લખ્યું છે કે "એક યુવાન પ્રાંતીય ડૉક્ટરે મને ખૂબ પ્રભાવિત કરી દીધો અને બાઝારોવનું પાત્ર તેના આધારે ઘડાયું. મારી દૃષ્ટિમાં, એ તેજસ્વી યુવાન માનવીના ચારિત્રમાંથી કશુંક ઉદય પામી રહ્યું હતું, કશાકના ફણગા ફૂટી રહ્યા હતા, જેને પછી શૂન્યવાદનું નામ મળ્યું..."

લેખકે 'પિતાઓ અને સંતાનો' નામે કૃતિમાં ઓગણીસમી સદીના સાતમા દાયકાના રૂસી જીવનના ઝળકતા ચિત્રનું સર્જન કર્યું છે. આ નવલકથામાં તુર્ગેનેવે આપણી સમક્ષ એ સમયના વિચારોના જટિલ ઘર્ષણની રજૂઆત કરી છે. અને માનવીના અંતરના ઊંડાણનાં સ્પંદનોને ખરખવાની તેમ જ તેમનું ઊર્મિપ્રધાન આલેખન કરવાની પ્રતિભા અને શક્તિ પ્રદર્શિત કરી છે.